પ્રકાશન નંબર : ૩૬૭

# સુહબતે બા અહલે દિલ

અર્થાત્

## હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ સાહેબ
## મુજદ્દિદી ભોપાલી

રહમતુલ્લાહિ અલયહના

## સોનેરી વચનો

પહેલો ભાગ : મજલિસ ૧ થી ૧૨


લેખક

હઝરત મૌલાના

સૈયદ અબુલ હસન અલી નદવી સાહેબ

રહમતુલ્લાહિ અલયહ

અનુવાદક

અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશન નંબર : ૩૬૭

# સુહબતે બા અહલે દિલ

અર્થાત્

હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ સાહેબ
મુજદ્દિદી ભોપાલી
રહમતુલ્લાહિ અલયહના

## સોનેરી વચનો

પહેલો ભાગ : મજલિસ ૧ થી ૧૨

લેખક

હઝરત મૌલાના
સૈયદ. અબુલ હસન અલી નદવી સાહેબ
રહમતુલ્લાહિ અલયહ

અનુવાદક

અબ્દુલકાદિર ફાતીવાલા

| | |
|---|---|
| પ્રકાશન નંબર → | ૩૬૭ |
| કિતાબ → | 'સુહબતે બા અહલે દિલ' |
| લેખક → | હઝરત મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવી સાહબ (રહ.) |
| અનુવાદક → | અબ્દુલકાદિર ફાતીવાલા |
| પ્રકાશક → | પ્રકાશન વિભાગ,<br>દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,<br>મુ. પો. કંથારીઆ ૩૯૨ ૧૯૨<br>તા. જિ. ભરૂચ (GUJ. - INDIA)<br>ફોન : (૦૨૬૪૨)<br>૨૬૬૭૮૬, ૨૪૧૪૮૦ |
| આવૃત્તિ → | પહેલી |
| પ્રત → | ૧૦૦૦ |
| હિજરી સન → | ૧૪૨૪ |
| ઈસ્વી સન → | ૨૦૦૩ |
| મૂલ્ય → | |

# નઅત શરીફ

રચયિતા

## હઝરત હાફિઝ મૌલવી
## હાજી મુહમ્મદ સઈદ સાહબ

નકશબંદી મુજદિદી દામત બરકાતુહુમ
સાહબઝાદા અને જાનશીન

હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ સાહબ ભોપાલી (રહ.)
ખાનકાહ શરીફ મુજદ્દિદિય્યહ, પીર દરવાઝા, ભોપાલ



કહાં તાકત કે મૈં લિખૂ કસીદા ઉનકી મદહતકા;
સનાખ્વાં હે ખુદાએ પાક જિનકી શાને રફઅતકા.

વોહ ઝાતે અકદસો અકરમ વોહ પૈકર નૂરો રહમતકા;
મિલા જિસકો રસૂલોમેં શરફ ખત્મે રિસાલતકા.

ફલક પૈદા કરે લાખોં હસીં રોઝે કયામત તક;
મુકાબિલ કોઈ કયા હોગા સરાપા નૂર કુદરતકા.

વોહ તખ્લીકે દો આલમકા સબબ હસ્તી બની જિસકી;
દિયા આકર ઝમાનેકો ઉસીને દર્સ હિકમતકા.

યદે કુદરત કે જલ્વે સે હઝારોં ખુલ ગયે આલમ;
શબે મેઅરાજ યૂં રોશન હુવા સીના નુબુવ્વતકા.

દબિસ્તાને જનાબે કુદસમેં સીખા અદબ જિસને;
ન હો કયૂં ખુલ્ક ઉસકા અકસે ખુલ્કે ઝાતે વહદતકા.

ઝબાને પાક હો ક્યૂં કર ન વહીયે આસમાં ઉનકી;
લબોં પર ફેસલા હો જિનકે દોઝખ ઔર જન્નતકા.

સલામ ઉસ પર જો રહમત બન કે આલમકે લિયે આયા;
દુરૂદ ઉસ પર કે જિસને નૂર ફૈલાયા હિદાયતકા.

સરાપા ઝુલ્મતો ઈસ્યાં હૂં ચકસર ઈજ્ઝ વ કોતાહી;
યે હે સરમાયએ અસલી ઔર ઉસ પર શૌક મદહતકા.

અરે અય જઝબે દિલ આખિર યે સવદાએ જૂનું કયા હે;
કે હાથોં સે ફટા જાતા હૈ દામન ઝબ્તો તાકતકા.

મુબારક તુઝકો અય દિલ સોઝ તેરા, બેખૂદી તેરી;
અજબ કયા હે યહી બન જાએ નઝરાના અકીદતકા.

ખૂશા વોહ દિલ કે સોઝે ઈશ્કસે જો ખાક હો જાએ;
ઝહે વોહ કલ્બ બન જાએ હદફ જો તીર ઉલ્ફતકા.

બકા મિલ જાએ હસ્તીકો ફનાએ ઈશ્કે અહમદ (સલ.)મેં;
બના દે મુઝકો પરવાના ખુદા શમ્એ નુબુવ્વતકા.

દરે અકદસ પે જા પહોંચે અગર અય કાશ દીવાના;
તો ખિલ જાએ કલી દિલકી મિટે સબ દર્દ ફુરકતકા.

'સઈદે' ખસ્તા ખાતિર કો બુલા લેં આપ કદમોં મેં;
કે અબ દિલમેં મચલતા હે બહોત અરમાં ઝિયારતકા.

[સૌજન્ય : 'તઅમીરે હયાત' ઉર્દૂ પખવાડિક, લખનૌ
૨૬, સફર, ૧૪૨૩ મુતાબિક ૧૦, મે, ૨૦૦૨, પાનું ૧૦]

(પાંચમી મજલિસ, મલફૂઝ નં. ૫૭માં આ નઅત શરીફનો ઉલ્લેખ છે.)

# અનુક્રમણિકા

**હઝરતની વફાતના હાલાત**



**પહેલી મજલિસ**

## બીજી મજલિસ

## ત્રીજી મજલિસ



## ચોથી મજલિસ

## છઠ્ઠી મજલિસ



## સાતમી મજલિસ

## આઠમી મજલિસ

## નવમી મજલિસ

**દશમી મજલિસ**



**અગિયારમી મજલિસ**

## બારમી મજલિસ

# પેશ લફ્ઝ

**હઝરત મૌલાના**
**મુહમ્મદ મન્ઝૂર નુઅમાની સાહબ**
**(રહમતુલ્લાહિ અલયહ)**
**પૂર્વ તંત્રી : 'અલ ફુરકાન' ઉર્દૂ માસિક, લખનૌ**

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી બિ ઈઝ્ઝતિહી**
**વ જલાલિહી તતિમ્મુસ્સાલિહાત.**

આ આજિઝ બંદા પર અલ્લાહ તઆલાના મહાન એહસાનોમાંથી એક એહસાન આ પણ છે કે પોતાની જિંદગીમાં એના જે મકબૂલ બંદાઓના સંપર્કમાં આવ્યો, તેમની ઈનાયત અને શફકત મારી પાત્રતા વગર પામ્યો છું અને મારા દિલને તેમની મુહબ્બત નસીબ થઈ છે. એમાંથી જ એક ભોપાલના શાહ મુહમ્મદ યાકૂબ સાહબ મુજદ્દિદી (અલયહિર્રહમત વર્રિદવાન)ની બરકતવંતી ઝાત પણ હતી જેમના મલફૂઝાત (સોનેરી વચનો)નો આ સંગ્રહ આપના હાથોમાં છે (અને રબીઉસ્સાની ૧૩૯૦ હિજરીસન મુતાબિક જૂન-૧૯૭૦માં આ પેશ લફઝ લખું છું ત્યારે) એમના ઈન્તેકાલને હજુ પૂરો એક મહિનો પણ થયો નથી.

ભોપાલમાં છેલ્લા વીસ-બાવીસ વરસથી યોજાતા વાર્ષિક તબ્લીગી ઈજતેમાઅ પ્રસંગે આ આજિઝ લગભગ દર વરસે ભોપાલ હાજર થતો હતો. હઝરતની ઝિયારતની સઆદત

(સૌભાગ્ય) પણ નસીબ થતી હતી પરંતુ હકીકત આ છે કે એક અરસા સુધી આપની શખ્સિય્યત (વ્યક્તિત્વ) અને મકામથી કોઈ ખાસ જાણકારી ન હતી. બસ, એટલું જાણતો હતો કે હઝરત પીર અબૂ અહમદ મુજદ્દિદી (રહમતુલ્લાહિ અલયહ)ના સાહબઝાદા અને જાનશીન છે.

અને હઝરત પીર સાહબના વિષે, એમના ઉચ્ચ મકામથી એમના ખલીફા હઝરત મૌલાના મુહમ્મદ અબ્દુશ્શકૂર સાહબ ફારૂકી લખનવી રહમતુલ્લાહિ અલયહ પાસે ઘણી વાતો સાંભળી હતી એટલે દિલમાં એમની પૂરી અઝમત હતી.

તે પછી કદાચ ત્રણ-ચાર વખતની ઝિયારત અને મુલાકાત બાદ હઝરતની મજલિસોમાં બેસવાનો અને ઈરશાદાત સાંભળવાનો મોકો મળ્યો તો મહેસૂસ થયું કે અલ્લાહ તઆલાએ આપના દિલને 'હિકમત'ની તે દૌલત અર્પણ કરેલી છે; જેના વિષે કુર્આને પાકમાં ફરમાવવામાં આવ્યું છે :–

**'વમંય યુઅતલ હિકમ-ત ફ-કદ ઊતિ-ય ખયરન કસીરા.'**

**(સૂરએ 'બ-ક-રહ' : ૨૭૯)**

જેને અલ્લાહ તઆલાના તરફથી 'હિકમત'ની નેઅમત મળી તેને 'ખૈરે કસીર' (વિપુલ ભલાઈ) આપવામાં આવી.

માનવંત મિત્ર મૌલાના અલી મિયાંના ભોપાલ સાથે કેટલાક ખાસ સંપર્કો પણ હતા અને ત્યાં એમનું જવા-આવવાનું, તબ્લીગી ઈજતિમાઅ સિવાય પણ થતું રહેતું હતું. એટલે હઝરતની મજલિસોમાં હાજરીનો તેમને વધારે મોકો મળતો હતો. હઝરતને પણ એમની સાથે ખાસ સંબંધ હતો.

(આ પેશ લફ્ઝ રબીઉસ્સાની, ૧૩૯૦ હિજરી સન મુતાબિક જૂન, ૧૯૭૦ ઈસવી સનમાં લખી રહ્યો છું) તેના

લગભગ સવાત્રણ વરસ પહેલાં ઝીલ હજ, ૧૩૮૬ હિજરી સનમાં મૌલાના અલી મિયાંનું ભોપાલ જવાનું થયું અને ઘણા દિવસ ત્યાં રોકાયા. હંમેશા નિયમ પ્રમાણે હઝરતની મજલિસોમાં હાજર થતા હતા. આ વખતે એમના દિલમાં મલફૂઝાત લખી લેવાની ઈચ્છા તીવ્રપણે પેદા થઈ અને દરરોજ ચીવટાઈથી હઝરતના ઈરશાદાત લખવા લાગ્યા.

ત્યાંથી લખનવ પાછા આવ્યા ત્યારે તેમણે મને મલફૂઝાતની એ કોપી બતાવી.

મેં કહ્યું કે,

'એને તો અલ્લાહના બંદાઓના ફાયદાના માટે પ્રગટ કરવા જોઈએ.'

મૌલાનાએ મારી ઈચ્છા સાથે સંમતિ દર્શાવી પરંતુ ફરમાવ્યું કે, હઝરતથી એની પરવાનગી જરૂરી છે. એટલે મેં જ હઝરતની ખિદમતમાં વિનંતીપત્ર લખ્યો અને તેમાં પોતાનો આ અનુભવ અને બનાવ પણ લખ્યો કે

'હઝરતના પૂર્વજ બુઝુર્ગ શાહ રઉફ અહમદ સાહબ મુજદિદી રહમતુલ્લાહિ અલયહએ પોતાના શૈખ હઝરત શાહ ગુલામ અલી (રહમતુલ્લાહિ અલયહ)ના ફારસી મલફૂઝાતનો જે સંગ્રહ 'દુર્રુલ મઆરિફ' (મઆરિફના મોતીઓ) સંપાદિત કર્યા હતા, તેનો ટૂંકમાં ઉર્દૂમાં અનુવાદ, થોડાં વરસ પહેલાં 'અલ ફુર્કાન' (માસિક)માં પ્રગટ થયો હતો. મને માહિતી છે કે એનાથી અલ્લાહના કેટલાયે બંદાઓને મોટો દીની નફો પહોંચ્યો. કેટલાયે દિલોમાં અલ્લાહના તઅલ્લુકની તલબ પૈદા થઈ ગઈ. ખૂદ મારી આ હાલત છે કે, મેં એના પૃષ્ઠો 'અલ ફુરકાન'ના અંકોમાંથી અલગ કરીને,

પોતાની પાસે રાખી લીધાં છે. જ્યારે કોઈ કારણે દિલ વધારે બેચેન અને ખિન્ન થાય છે ત્યારે એના વાંચનથી પોતાનો ઈલાજ કરું છું.'

આ પોતાના અનુભવનો ઉલ્લેખ કર્યા બાદ મેં લખ્યું કે,

'મૌલાના અલીમિયાંએ ભોપાલની આ વખતની હાજરી વખતે હઝરતના કેટલાક મલફૂઝાત લખી લીધાં છે. મેં પણ એ વાંચ્યા. અલ્હમ્દુલિલ્લાહ મને ઘણો ફાયદો થયો. અને યકીનની સાથે ઉમ્મીદ છે કે જો એને પ્રગટ કરવામાં આવે તો અલ્લાહના ઘણાં નેક બંદાઓને ઘણો દીની ફાયદો પહોંચશે; એટલે 'અલ ફુર્કાન'માં એને પ્રગટ કરવાની પરવાનગી આપવામાં આવે. મને અંદાઝો છે કે 'અલ ફુર્કાન'ના વાચકોમાં અલ્હમ્દુ લિલ્લાહ ઘણી સારી સંખ્ય એવા ખુદાના બંદાઓની છે જેઓ આ પ્રકારની ચીઝો કદરથી વાંચે છે અને ફાયદો ઉઠાવે છે.'

મારા આ પત્રના જવાબમાં હઝરતનો જે પત્ર મળ્યો તેનાથી અમે એવું સમજ્યા કે, જો કે આ મલફૂઝાતનું પ્રકાશન સ્વાભાવિક અને પ્રાકૃતિક રીતે હઝરતના માટે ખૂશગવાર ન થશે પરંતુ દીની ફાયદાના ખ્યાલથી સ્વીકારવામાં આવશે.

આ કારણે અને એ જ નિય્યતથી 'અલ ફુરકાન'ના અંકોમાં ક્રમશઃ (હફતાવાર) એનું પ્રકાશન શરૂ કરી દેવામાં આવ્યું. એનો પ્રથમ હફતો 'અલ ફુરકાન'ના મુહર્રમ, ૧૩૮૭ હિજરી સનના અંકમાં પ્રગટ થયો હતો.

તે પછી મૌલાના અલી મિયાંના ભોપાલના કેટલાયે સફર હિજરી સન ૧૩૮૭ અને હિજરી સન ૧૩૮૮ માં થયા અને દરેક વખતે મલફૂઝાત લખી લેવાની કાળજી રાખી. અને આ સિલસિલો 'અલ ફુરકાન' માસિકમાં હફતવાર ચાલુ રહ્યો.

ગયા વરસે હિજરી સન ૧૩૮૯ ના મધ્યકાળ સુધી આ સિલસિલાના ૨૧ (એકવીસ) હફતાઓ પ્રકાશિત થઈ ચૂકયા હતા. એને વાંચીને ઘણાં અહલે નઝર (પરખશકિત ધરાવનારી નઝરવાળા) શુભેચ્છકોએ મૌલાના અલીમિયાંને પણ પત્રો લખ્યા અને 'અલ ફુર્કાન'ના આ આજિઝ સંપાદકને પણ પત્રો લખ્યા કે, આ બધાં મલફૂઝાતને એક સાથે પુસ્તકના સ્વરૂપમાં જરૂર પ્રગટ કરવામાં આવે.

એટલે આજથી છ-સાત મહિના પહેલાં મૌલાનાએ એને પ્રગટ કરવાનો ઈરાદો ફરમાવ્યો. બધાં હફતાઓનું પુનરાવલોકન કર્યું. દરેક મલફૂઝ પર શીર્ષક (મથાળું) પણ બાંધ્યું કે જેથી એના હેતુ અને રૂહ (મૂળ તત્વ)ની તરફ માર્ગદર્શન થઈ જાય. તે પછી ઝી કઅદા ૧૩૮૯ હિજરી સનમાં મૌલાનાને ફરી પાછું ભોપાલ જવાનું થયું. અને એક આખું અઠવાડિયું ત્યાં રોકાયા. અને દરરોજની મજલિસના મલફૂઝાત પાબંદી અને કાળજી પૂર્વક લખતા રહ્યા. પરંતુ પુસ્તક પ્રકાશનનો નિર્ણય થઈ ગયો હતો એટલે એ મલફૂઝાતને 'અલ ફુરકાન'માં પ્રગટ નહિ કરતાં સીધાં જ પહેલી જ વખત આ પુસ્તકમાં પ્રગટ કરી રહ્યા છીએ.

મૌલાના (અલીમિયાં સાહબ)એ લગભગ ૫૦ (પચાસ) પૃષ્ઠોની પ્રસ્તાવના પણ લખી છે જેમાં :–

* હઝરતનું ખૂબ જ બોધદાયક જીવન ચરિત્ર,
* એમના ખાનદાની પૂર્વજો અને મશાઈખનો જરૂરત પૂરતો પરિચય,
* નકશબંદી મુજદ્દિદી સિલસિલાથી અલ્લાહ તઆલાએ હિન્દુસ્તાનમાં દીન અને શરીઅતની હિફાઝતનું જે ખાસ કામ લીધું છે, અને અલ્લાહની તૌફીકથી જે

સુઆયોજિત રીતે એ બુઝુર્ગોએ આ ખિદમત કરી છે, તેના તરફ પણ આ ટૂંકી પ્રસ્તાવનામાં, કદાચ પહેલી જ વખત ઈશારાઓ કરવામાં આવ્યા છે.



હઝરત રહમતુલ્લાહિ અલયહના ઈરશાદાતમાંથી મહિનાઓ પહેલાથી, આ ઈશારો મળી રહ્યો હતો કે આ દુનિયામાંથી હઝરતની વિદાયનો સમય નજીક જ છે એટલે મૌલાના અલીમિયાંની પણ અને મારી પણ ખ્વાહિશ અને પૂરી કોશિશ હતી કે જે રીતે પણ શક્ય હોય, આ કિતાબ વહેલામાં વહેલી પ્રગટ થઈ જાય; પરંતુ અલ્લાહ તઆલાની મશીયત (મરજી)નો નિર્ણય એ જ હતો કે હઝરતના ઈન્તેકાલ બાદ પ્રગટ થાય.

હજુ કિતાબત (સુલેખન કાર્ય અર્થાત કંપોઝીંગ)નું કામ ચાલુ જ હતું, ૨૪૦ (બસો ચાલીસ) પૃષ્ઠોનું સુલેખન થયું હતું કે ૧૩, રબીઉલ અવ્વલ, ૧૩૯૦ હિજરી સન મુતાબિક ૨૦, મે, ૧૯૭૦ ઈસ્વી સનના રોજ હઝરતનો અચાનક ઈન્તેકાલ થઈ ગયો !

**રહિમહુલ્લાહુ તઆલા રહમતુલ અબ્રારુસ્સાલિહીન.**

હવે હઝરતના ઈન્તેકાલ બાદ મહેસૂસ થયું કે :–

* સવા ત્રણ, સાડા ત્રણ વરસ પહેલાં મૌલાના અલીમિયાંના દિલમાં જે આ વાત નાંખવામાં આવી કે તેઓ હઝરતના મલફૂઝાત (વચનો) લખી લે,
* અને તે પછી એવી પ્રેરણા કરી કે તેમણે ખાસ આજ મકસદના માટે પણ વારંવાર ભોપાલના સફર કર્યા (જો કે હઝરતની સાથે મૌલાના અલીમિયાંનો બયઅત વગેરેનો કોઈ રસ્મી સંબંધ ન હતો.)

* એટલે આ હઝરત અલયહિર્રહમહના ફુયૂઝ અને મઆરિફ તથા ઈસ્લાહી દઅવતની હિફાઝતનો એક ગૈબી ઈન્તેઝામ હતો !

* અને હવે આ કિતાબના પ્રકાશન મારફતે એની પરિપૂર્ણતા થઈ રહી છે !

**'ઈન્ન રબ્બી લતીફુન લિમા યશાઅ'**

[બેશક મારો પરવરદિગાર જે કંઈ ચાહે છે તેને શુભ તદબીરથી કરે છે.]

**(સૂરએ 'યૂસુફ' : ૧૦૦)**

અલ્લાહ તઆલાના ફઝલ અને કરમે 'અલ ફુર્કાન' સંસ્થા મારફતે એવા ઘણાં કામો લીધાં છે જેને તેની નઝરે ઈનાયતની અલામત અને નિશાની સમજી શકાય છે. આ સંબંધમાં :–

૧ 'કુર્આને પાક આપથી શું કહે છે ?' અને

૨ 'મઆરિફુલ હદીસ'
ના બુનિયાદી સિલસિલાઓ ઉપરાંત

૩ 'હઝરત મુજદ્દિદે અલ્ફેસાની' રહમતુલ્લાહિ અલયહના મકતૂબાત (પત્રો)

૪ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહના ફરઝંદ અને જાનશીન હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ નકશબંદી (રહમતુલ્લાહિ અલયહ)ના મકતૂબાત

ઉપરાંત એમના અને એમના બાદના વલીયુલ્લાહિ સિલસિલાના રબ્બાની મુસ્લિહીન (સુધારકો)ના ઉલૂમ અને મઆરિફ તથા ઈસ્લાહી અને તજદીદી કારનામાઓનું

પ્રકાશન, એ સર્વ અલ્લાહ તઆલાના તે ઈન્આમો અને એહસાનો છે જેનો શુક્ર અદા કરી શકાય એમ નથી.

**અગર બર રૂયદ અઝ તન સદ ઝબાનમ;**

**ચૂં સવસન શુક્રે લુત્ફશ કે તવાનમ.**

[કમળના ફૂલની જીભના આકારની પાંખડીઓની જેમ મારા મુખમાં સો જીભો ઊગી નીકળે તો યે અલ્લાહના ઈન્આમો અને એહસાનોનો શુક્ર કયાં અદા થઈ શકે એમ છે ?]



બેશક, હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબ મુજદ્દિદી અલયહિર્રહમહના મલફૂઝાતના આ સંગ્રહનું પ્રકાશન કરવાની તૌફીક પણ અલ્લાહની ઈનાયતોના એ જ સિલસિલાની એક કડી છે.

જે રબ્બે કરીમે એની તૌફીક આપી છે તેનાથી જ દુઆ છે કે તે એને સાહિબે મલફૂઝાતના બાકીયાતુસ્સાલિહાતની હૈસિયતથી કબૂલ ફરમાવે અને વધારેમાં વધારે બંદાઓને એનાથી તે નફો (ફાયદો) પહોંચાડે જે અસલ મકસૂદ (મૂળ ધ્યેય) છે.

વાચકોને એના વાંચનથી ખૂદ માલૂમ થઈ જશે કે આ મલફૂઝાતના સંપાદક મૌલાના સૈયદ અબૂલ હસન અલી નદવીએ કેટલાયે મહિના પહેલાં એનું સંપાદન કર્યું હતું અને પ્રસ્તાવના પણ ઝીકઅદા હિજરી સન ૧૩૮૯ (મુતાબિક ઈસ્વી સન ૧૯૭૦ ના જાન્યુઆરી મહિનાના મધ્યમાં) લખી દીધી હતી.

તે પછી મૌલાનાએ ભોપાલનો એક સફર, ગયા મહિને, એપ્રીલ ૧૯૭૦ માં પણ કર્યો અને છેલ્લી મજલિસ (૨૭, મુહર્રમ, ૧૩૯૦ હિજરી સન મુતાબિક ૫, એપ્રીલ, ૧૯૭૦ ઈસ્વી સન)ના મલફૂઝાતનો બીજો વધારો કર્યો.

એના માત્ર ૪૫ (પિસ્તાલિસ) દિવસો પછી ૧૩, રબીઉલ અવ્વલ, ૧૩૯૦ હિજરી સન (૨૦, મે, ૧૯૭૦ ઈસવી સન)ના દિવસે હઝરતનો ઈન્તેકાલ થઈ ગયો.

ઈન્તેકાલના બનાવની જે વિગતો આંખે જોનારાઓના મારફતે જાણવા મળી, તેમાં ઈમાનવાળાઓના માટે ઘણી લિઝઝત અને મસર્રત (પ્રસન્નતા)નો સામાન છે. એને જાણીને બેઈખ્તિયાર (અનાયાસ) ઝબાન પર આવે છે કે એવા મોત પર હઝાર ઝિંદગીઓ કુરબાન !

મેં મારા એક લેખમાં એ વિગતોનો ઉલ્લેખ કર્યો હતો. તે લેખ 'અલ ફુર્કાન'ના રબીઉલ અવ્વલના અંકમાં પ્રગટ થઈ ચૂકયો છે.

કેટલીક વાતો એ પછી જાણવામાં આવી. હવે અ વિગતોના વધારા અને પુનરાવલોકન બાદ, મજકૂર લેખને, મલફૂઝાતના આ સંગ્રહમાં શામિલ કરી દેવામાં આવ્યો છે.

**'રબ્બના તકબ્બલ મિન્ના ઈન્ન-ક અન્તસ સમીઉલ અલીમ.'**

[હે અમારા પરવરદિગાર ! અમારા અમલોને કબૂલ ફરમાવ ! બેશક તું સાંભળનાર અને જાણનાર છે.]

**મુહમ્મદ મન્ઝૂર નુઅમાની**

લખનૌ,

રબીઉસ્સાની, ૧૩૯૦ હિજરી સન મુતાબિક
જૂન, ૧૯૭૦ ઈસવી સન

## હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ સાહબ મુજદ્દિદી ભોપાલી (રહ.) અને આપના ખાનદાનનો

# પરિચય

### હઝરત મૌલાના સૈયદ અબુલ હસન અલી સાહબ હસની નદવી (નવ્વરલ્લાહુ મરકદહૂ)

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

### મુજદ્દિદી ખાનદાન અને મોગલ સલ્તનત

ઈસ્લામી હિંદના ઈતિહાસ પર જેમની નજર છે તેઓ જાણે છે કે ઈમામે રબ્બાની હઝરત શૈખ અહમદ સરહિન્દી મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના તજદીદી (નવસર્જન, નવોધ્ધાર)ના કારનામા પછીથી હિન્દુસ્તાનની ઈસ્લામી હુકૂમતની દેખરેખ, એના તંત્રવાહકોની તાલીમ અને તરબિયત, અને હિન્દુસ્તાનમાં દીન તેમજ શરીઅતની હિફાઝત અને ઈસ્લામના ભવિષ્યના રક્ષણનું કામ અલ્લાહ તઆલાએ એમના ખાનદાનને અને એમના સિલસિલાના ઉચ્ચ મકામ ધરાવનારા મશાઈખ અને પીરોને સોંપ્યું.

**'ઝાલિ-ક તકદીરુલ અઝીઝિલ અલીમ.'**

(સૂરએ 'અનઆમ' : ૯૬)

[આ અંદાજો તે અલ્લાહનો રાખેલો છે જે કુદરતવાળો (અને) ઈલ્મવાળો છે.]

લાંબા સમય સુધી મોગલ બાદશાહો સાથે હિન્દુસ્તાન અને હિન્દુસ્તાનના મુસલમાનોની કિસ્મત સંયોજિત કરી દેવામાં આવી હતી. એ મોગલ બાદશાહોની દીની ઈસ્લાહ (સુધારણા)નું જે મહાન કામ અકબર બાદશાહના દૌરના આખરી કાળમાં, આ મહાન સિલસિલાના બાની (આદ્ય પ્રણેતા) હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)એ શરૂ કર્યું હતું તેની પરિપૂર્ણતા મુહ્યુદ્દીન આલમગીર (ઔરંગઝેબ રહમતુલ્લાહિ અલયહ)ની ઝાત પર થઈ; જે હિન્દુસ્તાનનો સૌથી મોટો ફકીહ (ઈસ્લામી શરીઅતનો જ્ઞાતા), ગૈયૂર (સ્વાભિમાની, ખુદ્દાર), દીન અને શરીઅતનો હામી (સહાયક અને સમર્થક), તેમજ મુજાહિદ મુસલમાન બાદશાહ હતો.

તેણે પોતે શાહઝાદા હોવાના દૌરમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના સુપુત્ર, મહાન ખલીફા અને એમના ઉલૂમના તરજુમાન અને શારેહ (હઝરતના ઉલૂમના ગુઢાર્થો અને મર્મોના વિવરણ કર્તા) હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહમતુલ્લાહિ અલયહ)થી બૈઅત થયા હતા.

હઝરત ખ્વાજા પોતાની ફિરાસતે સાદિકહ (દિવ્ય સૂઝબુઝ)ના આધારે એમને હિન્દુસ્તાનમાં દીનના પુનર્જીવન અને હિફાઝતના નાઝુક અને મહાન કામના માટે તૈયાર કરી રહ્યા હતા. અને પોતાના હયાત બખ્શ અને રૂહ પરવર પત્રો અને હિદાયત નામાઓ મારફતે એની ઈમાની ચિન્ગારીઓને પ્રજવલિત કરવાની અને ઈસ્લામી જઝબાતને આંદોલિત કરવાની તથા ક્રિયાશીલ બનાવવાની કોશિશમાં પ્રવૃત્ત હતા.

એટલે એવા ઝમાનામાં કે જયારે કોઈ જાણતું ન હતું કે તે હિન્દુસ્તાનનો સૌથી મોટો બાદશાહ અને મોગલ સલ્તનતનો

છેલ્લો સર્વાધિકારી અને શક્તિશાળી શાસનકર્તા થનાર છે, ત્યારે તેઓ તેને 'શહઝાદએ દીન પનાહ'ના લકબથી યાદ ફરમાવતા હતા.

તે પછી જયારે તેણે પોતાની ઈસ્લાહ અને તરબિયતનો શોખ જાહેર કર્યો અને હઝરતને અહીં પધારવાનું કષ્ટ આપવા ચાહ્યું તો આપે પોતાના મહાન ફરઝંદ હઝરત ખ્વાજા સૈફુદ્દીનને પોતાના પ્રતિનિધિ બનાવીને મોકલ્યા જેમણે બાદશાહને સૂલુકની મંઝિલો તય (પાર) કરાવી.

શાહી મહેલને તમામ બિદઅતો અને શરીઅતના ખિલાફ ચીઝોથી પાક કર્યો અને પછી પોતાના વાલિદ બુઝુર્ગવારને, બાદશાહના ઝિક્રના આસાર (પ્રભાવ) પૈદા થઈ જવાની ખૂશખબર આપી.

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહમતુલ્લાહિ અલયહ)ના પત્ર નંબર ૨૨૦થી જાણવા મળે છે કે બાદશાહને 'ફનાએ કલ્બી'નો મકામ હાસિલ થઈ ગયો હતો; જે વિલાયતમાં એક ઉચ્ચ મકામ સમજવામાં આવે છે.

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહમતુલ્લાહિ અલયહ) બાદશાહની તખ્તનશીની (રાજગાદી પર બેસવા) બાદ, ૧૦ (દસ) વરસ સુધી હયાત રહ્યા, અને બાદશાહનો એમનાથી સતત સંપર્ક રહ્યો. અને હઝરત ખ્વાજા સૈફુદ્દીન (રહમતુલ્લાહિ અલયહ)એ ૨૬, ૨૭ (છવ્વીસ, સત્તાવીસ) વરસ સુધી તરબિયત અને ઈરશાદમાં પ્રવૃત્તિમય રહીને હિજરી સન ૧૦૯૬ માં વફાત પામ્યા.[1]

---

[1] અમારા પ્રિય અને વિદ્વાન મિત્ર મુહમ્મદ અસ્લમ સાહબ, જેઓ પંજાબ યુનિવર્સિટીમાં ઈતિહાસ વિભાગમાં પ્રોફેસર છે તેમનો એક કિંમતી લેખ :

ફૂટનોટ પાના નં. 31 ઉપર ચાલું...

હઝરત ખ્વાજા સૈફુદ્દીનની જ દિલ્હીમાં તે ખાનકાહ હતી જે બાદમાં એમના સિલસિલાના નામવર મશાઈખ :–

* હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહમતુલ્લાહિ અલયહ)
* હઝરત શાહ ગુલામ અલી (રહમતુલ્લાહિ અલયહ) અને
* હઝરત શાહ અહમદ શહીદ મુજદ્દિદી(રહમતુલ્લાહિ અલયહ)ના રહેવાથી મુનવ્વર અને મુશર્રફ થઈ ગઈ. અને જેણે હઝરત શાહ ગુલામ અલી (રહમતુલ્લાહિ

---

**ફૂટનોટ પાના નં. 30 ની ચાલું...**

**'ઔરંગઝેબની તખ્તશીનીમાં ઉલમા અને મશાઈખનો કિરદાર'** શીર્ષકથી 'ઐતિહાસિક લેખોનો સંગ્રહ' પુસ્તકમાં સામેલ કરવામાં આવેલો છે. મજકૂર લેખમાં એમણે ઘણો કિમતી મવાદ (ભાથું) અને પ્રાચીન ફારસી કિતાબો તથા સમકાલીન ઈતિહાસોની શહાદતો ભેગી કરી દીધી છે. એનાથી સાબિત થાય છે કે, ઉચ્ચ શાનવાળા એ (મુજદ્દિદી) ખાનદાનનો સમકાલીન સુલતાનની ઝાત સાથે, તેના વલણો અને જઝબાત (લાગણીઓ) સાથે તેમજ તેના દરબારની સાથે સતત સંબંધ અને સંપર્ક રહ્યો છે.

તેઓ દરબારમાં આવતા–જતા રહેતા હતા, અને બાદશાહ તેમની ખિદમતમાં અકીદતપૂર્વક નઝરાણું અને ભેટો પેશ કરતા હતા.

વિવિધ સાહબઝાદાઓ દખ્ખણમાં બાદશાહની સાથે રહેતા હતા. એ પણ જાણવા મળે છે કે હઝરત મુજદ્દિદ સાહબના સૌથી નાના સાહબઝાદા શૈખ મુહમ્મદ યહ્યા (જેઓ સાહિબે મલફૂઝાત હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબના માનનીય પૂર્વજ છે) તેમની સાથે બાદશાહની મોટા ભાગે મુલાકાત થતી રહેતી હતી. અને બાદશાહ હંમેશા આપને નઝરાણું અને ભેટો પેશ કરતા હતા.

**('તારીખી મકાલાત' પૃ. ૨૨૮ થી ૨૩૨)**

અલયહ)ના જમાનામાં સમગ્ર ઈસ્લામી દુનિયામાં નામ પૈદા કર્યું અને એ કાળનું સૌથી મોટું, રૂહાની કેન્દ્ર બની ગયું; જયાંથી હઝરત શૈખ ખાલિદ કુર્દી (રહમતુલ્લાહિ અલયહ)એ તરબિયત અને ખિલાફત હાસિલ કરીને સમગ્ર શામ (સિરિયા), ઈરાક અને તુર્કસ્તાનને નકશબંદી મુજદ્દિદી સિલસિલાથી મઅમૂર અને મખ્મૂર (આબાદ અને ઉન્મત્ત) કરી દીધા.

શહેનશાહ આલમગીર (ઔરંગઝૈબ)ની વફાત બાદ જયારે મોગલ સલ્તનતનું પતન થયું, ત્યારે આ મુજદ્દિદી મશાઈખે ઈસ્લામી સમાજને પતનથી બચાવવા માટે અને મુસલમાનોના દીની જઝબાત અને અખ્લાકને આ રાજકીય પતનની અસરોથી સુરક્ષિત રાખવાના માટે શકય એટલી કોશિશો કરી.



તેમણે પોતાના નફસે ગર્મ (ઉષ્માપૂર્ણ આત્મા) અને પોતાના જઝબેકવી (પ્રબળ આકર્ષણ) વડે તેમનો અલ્લાહ સાથેનો તઅલ્લુક અને શરીઅત સાથેનો સંબંધ કાઈમ રાખવાની પૂરી કોશિશ અને જાનફિશાની ફરમાવી.

* હઝરત શાહ ગુલામ અલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની સુલૂકની તઅલીમ અને તરબિયતની પ્રવૃત્તિઓ;
* હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) અને એમના ખાનદાનની કિતાબ અને સુન્નતના પ્રસારણની કોશિશો;
* શાહ અબ્દુલ અઝીઝ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) અને શાહ ઈસ્હાક સાહબ (રહમતુલ્લાહિ અલયહ)નો વિશ્વ પ્રસિધ્ધ દર્સે હદીસ; અને તે પછી

* હઝરત સૈયદ અહમદ શહીદ (રહમતુલ્લાહિ અલયહ) અને હઝરત શાહ ઈસ્માઈલ શહીદ (રહમતુલ્લાહિ અલયહ)ની જિહાદની તહરીક (ચળવળ) અને (ખિલાફતે રાશિદહના રાજમાર્ગ પ્રમાણેની) ઈસ્લામી હુકૂમતની સ્થાપનાની કોશિશો...

એ સર્વ એ જ સોનેરી સાંકળની કડીઓ છે.

**ઈં સિલસિલા અઝ તલાએ નાબ અસ્ત;**
**ઈં ખાના તમામ આફતાબ અસ્ત.**

[આ સિલસિલો નાયાબ (અલભ્ય) સુવર્ણ સમાન છે;
આ સમગ્ર ખાનદાન સૂર્ય સમાન છે.]

## મુજદ્દિદી ખાનદાન અનેક ઈસ્લામી રિયાસતોમાં



જયારે તકદીરે ઈલાહીએ ઈસ્લામી સલ્તનતના માટે પતન અને સમાપ્તીનો ફેસલો કર્યો અને મુસલમાનોના કર્મોના ફળ રૂપે,

**'ગરીબુલ વતન વ મતાઅ ફરોશ'** [1]

[વિદેશથી આવેલા, માલ વેચનારા]

અંગ્રેજ આ દેશના સત્તાધિશ થઈ ગયા અને દિલ્હીની કેન્દ્ર સરકારના બદલે હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં, અંગ્રેજી સલ્તનતની છત્રછાયા નીચે, જુદી જુદી મુસલમાન રિયાસતોની

---

[1] આજ શબ્દોથી હઝરત સૈયદ અહમદ શહીદ (રહમતુલ્લાહિ અલયહ)એ પોતાના પત્રોમાં અંગ્રેજ રાજયકર્તાઓને યાદ ફરમાવ્યા છે.

સ્થાપના થઈ; જ્યાં પ્રતિષ્ઠિત લોકો, વિદ્વાનો અને અહલે કમાલ (વિવિધ ક્ષેત્રોમાં નિપુણતા ધરાવનારા લોકો)...વગેરે વિવિધ પ્રકારના મુસલમાનો મોટી સંખ્યામાં ભેગાં થઈ ગયા. તેમણે પોતપોતાની હેસિયત પ્રમાણે અને પોતાની શકિત પ્રમાણે, આ પૂર્વેની ઈસ્લામી સલ્તનતની આન–બાન કાયમ રાખવાની અને ઈલ્મ ધરાવનારાઓ તેમજ દીનદાર લોકોની કદરદાની અને સરપરસ્તી (છત્રછાયા) કરવાની કોશિશ કરી.

પડતીના આ દૌરમાં મુસલમાનોની તહઝીબ (સભ્યતા, શિષ્ટાચાર અને સંસ્કૃતિ), ઉલૂમ (વિવિધ વિદ્યાઓ) તેમજ શાસક તરીકેની વિશિષ્ટતાઓ અને સલાહિય્યતોની આ આખરી યાદગારો હતી જ્યાં મુસલમાન ખાનદાનોની વ્યકિતઓ નસીબ અજમાવવા માટે આવતી હતી. હોસલામંદ અને હોનહાર નવજુવાન પોતાના સંતોષનો સામાન મેળવતા હતા. ખાસ ખૂબીઓ ધરાવનારાઓને પોતાની ખૂબીઓ જાહેર કરવાનો મોકો મળતો હતો. કિતાબ અને સુન્નત તથા ઈસ્લામી ઉલૂમના વિદ્વાનો પોતાના દર્સના વર્તુળ અને દીની ઉલૂમના મદ્રસા સ્થાપતા હતા અને ઈલ્મના ચાહકો તથા અભિલાષીઓ દૂર દૂરથી પોતાની પ્યાસ બુઝાવવા આવતા હતા.

આ પ્રમાણે એ રિયાસતો મુસલમાનોની ઝિંદગી અને એમની બચેલી–જળવાયેલી શકિત અને સલાહિય્યતનું કેન્દ્ર બની ગઈ હતી. એ વખતે મુજદ્દિદી ખાનદાન અને સિલસિલાના મશાઈખે એ જ રિયાસતોને પોતાના લક્ષ અને ધ્યાનનાં કેન્દ્ર બનાવ્યા અને એની જુદી જુદી શાખાઓએ આ રિયાસતોમાં ખાનકાહો બનાવી અને તરબિયત તેમજ ઈસ્લાહનું કામ શરૂ કર્યું. અને પોતાના સિલસિલાના બાની (સ્થાપક)ના મસ્લક તથા હિકમતે અમલી મુતાબિક સત્તાધારી વર્ગ અને ખવાસની તરબિયત તથા ઈસ્લાહ પર ખાસ ધ્યાન કેન્દ્રિત કર્યું.

અલ્લાહ તઆલાએ પણ, જે મુરબ્બીએ હકીકી છે, એનો ગૈબથી સામાન પૈદા ફરમાવ્યો. અનેક રિયાસતોના વાલીઓ (રાજકર્તાઓ)ના દિલમાં આ ઉચ્ચ સિલસિલાથી અકીદત, એના તરફ લાગણી અને આકર્ષણ તેમજ તેમને પોતાને ત્યાં બોલાવવાની અને તેમનાથી ફાયદો હાસિલ કરવાની તીવ્ર ઈચ્છા પેદા ફરમાવી. એટલે આ માત્ર આકસ્મિક બાબત નથી કે આપણને એ જમાનાની લગભગ તમામ ઈસ્લામી રિયાસતો (રજવાડાઓ)માં આ ઉચ્ચ ખાનદાનની કોઈ ન કોઈ વ્યકિત અને આ મહાન સિલસિલાનો કોઈ ન કોઈ સાહિબે ઈરશાદ શૈખ નઝર આવે છે !

## હૈદરાબાદ

આ રિયાસતો (રજવાડાઓ)માં સૌથી મોટી રિયાસત હૈદરાબાદની હતી જે એક સ્થાયી હુકૂમતનો દરજ્જો ધરાવતી હતી; અને કેટલાયે આઝાદ ઈસ્લામી મુલ્કોના કરતાં પોતાના વિસ્તાર અને વિશાળતા તથા સલ્તનતની મહેસૂલી આવકમાં કમ ન હતી.

હૈદરાબાદમાં મિસ્કીન શાહ સાહબ, તેરમી સદીના મધ્યમાં તશરીફ લાવ્યા, જેઓ હઝરત શાહ સઅદુલ્લાહ સાહબના ખલીફા હતા. હઝરત શાહ સઅદુલ્લાહ સાહબને હઝરત ગુલામ અલી સાહબ દહેલ્વી (રહમતુલ્લાહિ અલયહ)થી ખિલાફત મળેલી હતી. એમનો સિલસિલો મશહૂર અને જાણીતો છે. મિસ્કીન શાહ સાહબ હૈદરાબાદમાં લાંબો સમય રહ્યા. આસિફ જાહ છઠ્ઠા, આ'લા હઝરત મીર મહબૂબઅલીખાં તેમના અકીદતમંદ અને ચાહક હતા. હિજરી સન ૧૩૧૪ માં તેમનો ઈન્તેકાલ થયો. મસ્જિદુલ માસ, અંદરૂન

દરવાઝા, અલીઆબાદ, હૈદરાબાદમાં, તેમની મુબારક કબર છે.(1)

શાહ સઅદુલ્લાહ સાહબના બીજા ખલીફા સૈયદ મુહમ્મદ પાદશાહ બુખારી હતા જેમના ખલીફા મૌલાના સૈયદ અબ્દુલ્લાહ શાહ સાહબ હતા. તેઓ 'ઝુજાજતુલ મસાબીહ' કિતાબના લેખક છે. લાંબા સમય સુધી હૈદરાબાદમાં તરબિયત અને ઈરશાદના કાર્યમાં મશગૂલ રહ્યા. મોટી સંખ્યામાં લોકોએ એમનાથી ફૈઝ મેળવ્યો. ૧૮, રબીઉલ અવ્વલ, ૧૩૮૪ હિજરી સનમાં વફાત પામ્યા.

## રામપૂર

રામપૂર શરૂઆતથી જ મુજદ્દિદી ખાનદાનની વ્યકિતઓનું આશ્રયસ્થાન અને રહેઠાણ રહ્યું છે. હિજરી સન ૧૧૭૩ માં જયારે શીખ લોકોએ સરહિન્દને તારાજ કર્યું ત્યારે આ ખાનદાનના એક શખ્સ શાહ શઊદ અહમદ સાહબ મુજદ્દિદી (રહમતુલ્લાહિ અલયહ) (હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહના પિતાજી) રામપૂર તશરીફ લાવ્યા.

અહીં રામપૂરમાં જ ૧૪મી મુહર્રમ, ૧૨૦૧ હિજરી સનમાં એમના ફરઝંદે અર્જમંદ (સંમાનિત પુત્ર) શાહ રઊફ અહમદ સાહબ (જેમનો વિસ્તૃત પરિચય હવે પછી આવશે)નો જન્મ થયો અને અહીં જ આપ મોટા થયા, તાલીમ અને

---

(1) **'મકામાતે મિસ્કીન'** લેખક : અબુલ અહદ મુહમ્મદ અબ્દુલકાદિર નકશબંદી મુજદ્દિદી (રહ.) પ્રકાશન વર્ષ : હિ.સ. ૧૩૧૧ આ મિસ્કીન શાહ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)નું જીવન ચરિત્ર ત્રણ ગ્રંથોમાં છે.

તરબિયત, શિક્ષણ અને કેળવણી મેળવી તથા સુલૂકના સોપાનો (દરજાઓ) પાર કર્યા.

નવાબ કલ્બઅલીખાંનો દૌર દરેક રીતે રિયાસતની ઉન્નતી અને નેક નાંમી તથા મરકઝિય્યત (કેન્દ્રિયતા)નો દૌર હતો. તેમણે હઝરત શાહ અહમદ સઈદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ને તશરીફ લાવવાની તકલીફ આપી. તેઓ પોતે તશરીફ નહિ લાવ્યા પરંતુ પોતાના ફરજંદે અર્જમંદ (સંમાનિત પુત્ર) મઝહરે શરીઅત અને તરીકત હઝરત શાહ અબ્દુર્રશીદ અલયહિર્રહમહને મોકલી દીધા.

નવાબ સાહબે તેમના હક પરસ્ત હાથ પર બૈઅત કરી. અને તેમના તશરીફ લઈ જવા બાદ મરતાં દમ સુધી તેમના ખલીફા મૌલાના ઈરશાદ હુશૈનથી અઝકાર અને અઝકારની વરઝિશ (પ્રેકટિશ) કરતા રહ્યા.❶

તે પછી હઝરત શાહ અબ્દુર્રશીદ સાહબના સાહબઝાદા શાહ માસૂમ મુજદ્દિદી (રહમતુલ્લાહિ અલયહ), જેમણે પોતાના દાદા હઝરત શાહ અહમદ સઈદ (રહમતુલ્લાહિ અલયહ)થી સુલૂકની તા'લીમ અને તરબિયત મેળવી હતી, તેઓ નવાબ કલ્બઅલીખાં મગફૂરની દરખ્વાસ્ત પર હિજાઝથી રામપૂર તશરીફ લાવ્યા અને અહીં જ સ્થાયી થઈ ગયા... એમની ખાનકાહે માસૂમિય્યહ હજુ પણ રામપૂરમાં મશહૂર છે.❷



---

❶ મૌલાના સૈયદ અબ્દુલ હય સાહબ મરહૂમ લિખિત 'ગુલે રઅના' (કિતાબના) પૃષ્ઠ ૪૦૧, ૪૦૨ ના હાશિયામાંથી.

❷ હઝરત શાહ મુહમ્મદ માસૂમ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) નવાબ હામિદઅલીખાંથી એક મઝહબી ઈખ્તિલાફના કારણે રામપૂર

ફૂટનોટ પાના નં. 38 ઉપર ચાલું...

## ટોંક

ટોંકની રિયાસતની તેરમી સદીના મધ્યમાં રાજપૂતાના (રાજસ્થાન)નાં રણપ્રદેશમાં સ્થાપના થઈ પરંતુ પુષ્કળ દીની અને ઈલ્મી હેસિયતોથી ઘણી લીલીછમ અને શાદાબ હતી તથા હમિય્યતે દીન અને હિમાયતે શરીઅતમાં શરૂઆતથી જ અનોખી હતી. એનો પાયો નવાબ અમીરખાંના હાથો વડે નખાયો જેઓ હઝરત શાહ ગુલામ અલી દહેલ્વી (રહમતુલ્લાહિ અલયહ)ના મુરીદ અને મુઅતકિદ હતા. તેમજ હઝરત સૈયદ અહમદ શહીદ (રહમતુલ્લાહિ અલયહ)ના મિત્ર અને નિકટના વર્તુળમાં હતા. તેમના જાનશીન (ગાદીપતિ) તેમના મોટા ફરઝંદ નવાબ વઝીરુદ્દૌલા વઝીર મુહમ્મદખાં થયા જેઓ સૈયદ સાહબના ખાસ મુરીદ અને આશિક તથા જાંનિસાર હતા. તેમના સાહબઝાદા નવાબ મુહમ્મદ અલીખાંએ પીર મુરતઝાખાં જમ્અદાર (હઝરત સૈયદ સાહબ રહમતુલ્લાહિ અલયહના ખલીફા)ની સોહબત અને તરબિયત મેળવી હતી.

એજ રિયાસતમાં સૈયદ સાહબની શહાદત બાદ એમના ખાનદાનના લોકોએ પણ નિવાસ કર્યો અને બાલાકોટના મુજાહિદોનો કાફલો આવીને થોભ્યો જેની નિસ્બતથી તે મહોલ્લો 'મોહલ્લએ કાફિલા'ના નામથી મશહૂર થયો.

આ નિસ્બતો અને સંબંધોના કારણે આ રિયાસતના રાજકર્તાઓ અને સાધારણ મુસલમાનોને આ મહાન

---

**ફૂટનોટ પાના નં. 37 ની ચાલું...**

છોડીને હરમૈન શરીફ ચાલ્યા ગયા હતા. ૧૦, શાબાન, ૧૩૩૧ હિજરીમાં મક્કા મુકર્રમામાં તેઓ વફાત પામ્યા.

સિલસિલાથી હંમેશા સંબંધ અને શ્રધ્ધા રહી. કદાચ એ જ કારણે હઝરત શાહ અહમદ સઈદ સાહબના વાલિદ માજિદ હઝરત શાહ અબૂ સઈદ સાહબે હજના સફરથી પાછા આવીને રમઝાન ૧૨૫૦ હિજરીમાં અહીં નિવાસ કર્યો અને અહીં જ તેમની વફાતનો બનાવ બન્યો. અને અહીંથી જ તેમની મુબારક લાશને દિલ્હી લઈ જવામાં આવી.

## ભોપાલ

ભોપાલની રિયાસતની સ્થાપના નવાબ દોસ્ત મુહમ્મદખાંની હોસલામંદીથી ૧૧૪૦ હિજરી (૧૭૧૧ ઈસ્વી)માં થઈ. આ રિયાસત હઝરત શાહ રઉફ અહમદ સાહબ મુજાદ્દિદી (રહમતુલ્લાહિ અલયહ)ના કદમોથી મુશર્રફ થઈ જેઓ હઝરત શાહ ગુલામઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહના અરશદ ખુલ્ફામાંથી હતા. તેઓ નસબથી અને નિસ્બતથી શરૂઆતથી અંત સુધી મુજદ્દિદી છે. તેમના નસબનો સિલસિલો ચાર વાસ્તાથી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના સૌથી નાના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા, સુધી પહોંચે છે❶ અને તરીકતનો સિલસિલો ચાર વાસ્તાથી હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના ફરઝંદ અને ખલીફએ અરશદ

---

❶ હઝરત રઉફ અહમદ (રહ.)
ઈબ્ને શાહ શઉર અહમદ (રહ.)
ઈબ્ને શયખ મુહમ્મદ શરફ (રહ.)
ઈબ્ને શૈખ રઝીયુદ્દીન (રહ.)
ઈબ્ને શયખ ઝૈનુલ આબિદીન (રહ.)
ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા (રહ.)

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહમતુલ્લાહિ અલયહ) સુધી પહોંચે છે.❶

## શાહ રઉફ અહમદ સાહબ (રહ.)

શાહ રઉફ અહમદ સાહબ ૧૨૦૧ હિજરીમાં

* રામપૂરમાં પૈદા થયા અને ત્યાં જ ઉછેર પામ્યા.
* રામપૂરના મુફતી શરફુદ્દીન સાહબ અને અન્ય ઉસ્તાદો પાસે તઅલીમ મેળવી.
* હદીસ હઝરત શાહ અબ્દુલ અઝીઝ સાહબથી અને પોતાના મામા હઝરત શાહ સિરાજ અહમદ સાહબ (તિરમિઝીના શર્હકર્તા)થી હાસિલ કરી.
* તરીકતનો ઈકતિસાબ પ્રથમ પોતાના સિલસિલાના પ્રખ્યાત શયખ શાહ દરગાહી નકશબંદી (રહ.)થી કર્યો જેઓ હઝરત શાહ જમાલુલ્લાહ રામપૂરી (રહ.)ના ખલીફા હતા. તેમની ખિદમતમાં ૧૫ (પંદર) વરસ રહીને સુલૂકની મંઝિલોની તકમીલ (પરિપૂર્ણતા) કરી અને (બૈઅતની) ઈજાઝત (અર્થાત ખિલાફત)થી સરફરાઝ થયા. શાહ દરગાહી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની વફાત ૧૪, જુમાદલ ઉખ્રા, ૧૨૨૬ હિજરીમાં થઈ.

---

❶ હઝરત શાહ રઉફ અહમદ (રહ.)
ખલીફએ હઝરત શાહ ગુલામ અલી (રહ.)
ખલીફએ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં (રહ.)
ખલીફએ હઝરત સૈયદ નૂર મુહમ્મદ બદાયૂની (રહ.)
ખલીફએ હઝરત શયખ સૈફુદ્દીન (રહ.)
ખલીફએ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)

કદાચ તેમની વફાત પછી મૌલાના શાહ રઉફ અહમદ સાહબ પોતાની તરબિયતની તકમીલ (પરિપૂર્ણતા)ના માટે હઝરત શાહ ગુલામ અલી સાહબની તરફ મુતવજ્જેહ (ધ્યાનિત) થયા. જેમને અલ્લાહ તઆલાએ ન માત્ર આ સિલસિલાની તજદીદ (નવનિર્માણ) બલ્કે કમાલાતે બાતિની અને દરજએ એહસાનની તજદીદના મન્સબથી સરફરાઝ ફરમાવ્યા હતા.

હઝરત શાહ ગુલામ અલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ના વૈવિધ્યપૂર્ણ અને ગાઢ તઅલ્લુકાત તથા ખુસૂસિયાતની બિના પર તેમના પર નઝરે ખાસ કરી. છેવટે તેમને તે કુર્બ (નઝદીકી) અને ઈખ્તસાસ હાસિલ થયા જે તેમના ખુલ્ફામાં વિપુલ સંખ્યામાં હોવા છતાં થોડાંક જ મખ્સૂસ તરીન હઝરાતને હાસિલ થયા હતા. ૧૨૩૧ હિજરીમાં ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ થયા.

હઝરત શાહ ગુલામ અલી સાહબને જે કેટલાક ખુલ્ફા પર ફખ્ર હતો તેમાં હઝરત શાહ રઉફ અહમદ સાહબ પણ છે. અલ્લાહ તઆલાએ આ શરફ (બહુમાન) પણ આપના હિસ્સામાં રાખ્યો કે આપે હઝરત શાહ ગુલામ અલી સાહબ (રહ.)ના મલફૂઝાત (વચનો) અને ઈફાદાતને મેહફૂઝ, (સુરક્ષિત) અને કલમબંદ કરવાની કાળજી લીધી. એ સંગ્રહ 'દુર્રુલ મઆરિફ' (મઆરિફના મોતી)ના નામથી પ્રકાશિત થઈને આમ અને ખાસમાં મકબૂલ થઈ ગયો.

## મલફૂઝાતના બે મહત્વના ગ્રંથો

સૂફીઓ અને મશાઈખના મલફૂઝાતના જે સંગ્રહો અત્યારે મળે છે તેમાં અહલે નઝર અને અહલે ઝૌકના નઝદીક બે સંગ્રહો સૌથી વધારે મુસ્તનદ (આધારભૂત), અસરકારક

અને ફાયદાકારક છે તેમજ પોતાની દિલઆવીઝી અને શીરીનીમાં મુમ્તાઝ (અનોખા) છે :–

(૧) સુલતાનુલ મશાઈખ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા (રહમતુલ્લાહિ અલયહ)ના મલફૂઝાતનો સંગ્રહ જે હઝરત શયખ હસન અલા સંજરી (રહમતુલ્લાહિ અલયહ)એ સંપાદિત કર્યો અને 'ફવાઈદુલ ફુવાદ'ના નામથી મશહૂર છે.

(૨) હઝરત શાહ ગુલામ અલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ના મલફૂઝાતનો સંગ્રહ 'દુર્રુલ મઆરિફ' જે હઝરત શાહ રઉફ અહમદ સાહબની યાદગાર છે.

## ભોપાલમાં આગમન

હઝરત શાહ રઉફ અહમદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) જુમાદલ ઉખ્રા ૧૨૩૩ હિજરીમાં ભોપાલ તશરીફ લાવ્યા.❶ નવાબ મુઈઝ મુહમ્મદખાં મુરીદ થયા અને ખાનકાહની અત્યારની જગા અર્પણ કરી.❷

---

❶ શાહ રઉફ અહમદ સાહબના દીવાને કુલ્લિયાત (કાવ્ય સંગ્રહ) 'રાફત'થી જાણવા મળે છે કે શાહ સાહબે માલ્વહ અને ભોપાલની પસંદગી પોતાના શયખ હઝરત શાહ ગુલામ અલી સાહબના ઈશારા અને હુકમથી કરી હતી. 'ખઝીનતુલ અસ્ફિયા'માં પણ એની સ્પષ્ટતા કરવામાં આવી છે. (પૃ. ૭૦૪)

❷ મુઈઝુદ્દૌલા ફત્હ જંગ નવાબ મુઈઝ મુહમ્મદખાં બહાદુર (અલયહિર્રહમહ) નવાબ ગૌસ મુહમ્મદખાં ના સાહબઝાદા અને ભોપાલની રિયાસતના વાલી કુદસિય્યહ બેગમના ભાઈ હતા. કેટલીક રાજકીય મસ્લિહતોની બિના પર અંગ્રેજોએ તેમના બદલે તેમની બહેનને રિયાસતની વાલી બનાવવું યોગ્ય માન્યું અને તેમને એક મોટી જાગીર પર સંતોષ માનવો પડ્યો. ૧૨૫૦ હિજરીમાં વફાત થઈ.

હઝરત શાહ રઉફ અહમદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) પર ઈહતિરામે શરીઅત અને ઈત્તિબાએ સુન્નતના આ જઝબહની સાથે, જે તેમને ખાનદાની વારસામાં મળ્યો હતો; જઝબ અને શવક તથા ઈશ્કે ઈલાહીનો ગલ્બહ હતો. સ્વભાવમાં દીર્ઘદ્રષ્ટિ અને સંતુલન હતા. 'રાફત' તખલ્લુસ હતુ. વિખ્યાત વિવેચક નવાબ મુસ્તફાખાં 'શીફતહ'એ 'ગુલશન બેખાર'માં એમનો ઉલ્લેખ આ શબ્દોમાં કર્યો છે :–

''સાહસિક શાગિર્દ વારંવાર દિલ્હી આવ્યો અને સૂફીઓનો તરીકએ રઝિય્યહ ગુલામઅલી શાહ (રહ.) પાસેથી શીખ્યો. શબ્દોની શિલ્પકળા (કાવ્ય રચના)માં ઘણી કોશિશ કરી.''

**(પૃષ્ઠ : ૮૫)**

અબ્દુલ ગફૂર 'નસાખ' 'સુખને શુઅરા'માં લખે છે :–

''ઘણા ઝબરદસ્ત આલિમ હતા, અરૂઝ અને કવાફી (છંદ શાસ્ત્ર, પિંગળ)માં અજોડ હતા. ફારસી (ભાષા)માં એક દીવાન (કાવ્ય સંગ્રહ) અને રેખ્તહ (ઉર્દૂ ભાષા)માં છ દીવાન (કાવ્ય સંગ્રહો) તથા પિંગળ (છંદ શાસ્ત્ર)માં તેમની એક–બે પુસ્તિકાઓ યાદગાર છે. સાહિત્યના તમામ પ્રકારો પર કાબૂ ધરાવતા હતા.''

**(પૃષ્ઠ : ૧૭૮)**

શાહ સાહબને હકાઈક અને મઆરિફને કાવ્ય બધ્ધ કરવા પર ખાસ પ્રભુત્વ હતું. બહુધા પોતાના કલ્બી વારદાત અને બાતિની કૈફિયાતને નઝમ (કાવ્ય)ના સ્વરૂપમાં વ્યકત કર્યા છે. 'હદીસે દીગરાં'માં સિર્રે દિલબરાં (દિલના ભેદો) પ્રગટ કર્યા છે.

ભોપાલમાં આમ જનતાનાં ધ્યાનનું કેન્દ્ર બન્યા અને

ઉલમા તેમજ ખવાસનો પણ એક મોટો સમૂહ એમના અકીદતમંદો અને શ્રોતાઓના વર્તુળમાં સામેલ થયો. અફઘાનિસ્તાન અને બુખારાથી લોકોએ આવીને ફૈઝ હાસિલ કર્યો તથા બલ્ગાર અને યારકન્દના તાલિબો અહીં આવીને ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ થયા.

## આપની કૃતિઓ

આપની તસ્નીફાત (કૃતિઓ) પૈકી યાદગાર કૃતિઓ આ પ્રમાણે છે :–

* 'તફસીરે રઉફી'
* 'જવાહરે ઉલૂય્યહ'
  (એમાં હઝરત શાહ ગુલામ અલી સાહબના હાલાત છે.)
* 'અરકાનુલ ઈસ્લામ'
* 'મકતૂબાતે ફારસી'

ઉપરાંત વિવિધ કાવ્ય પુસ્તિકાઓ અને મસ્નવીઓ જેવી કે :–

* 'યૂસુફ ઝુલયખા'
* 'સરાપા સવઝ'
* 'મરાતિબુલ વુસૂલ'.....વગેરે.

## એહરામની હાલતમાં વફાત

૧૨૫૩ હિજરીની શરૂઆતમાં આપને હરમૈન શરીફૈન (મક્કા મુઅઝ્ઝમાં અને મદીના મુનવ્વરા)ની ઝિયારતની

લગન લાગી. આપે ભોપાલથી એહરામ બાંધ્યો. ૨૭, ઝીકઅદહ, ૧૨૫૩ હિજરીના રોજ આપનું સઢવાળુ વહાણ લયસ બંદરે પહોંચ્યું જ્યાં આપે એહરામની હાલતમાં **'દાઈએ અજલ'** (મૃત્યુના નિમંત્રક)ને **'લબ્બૈક'** (હું હાજર છું) કહ્યું અને ત્યાં જ દફન થયા.

## શાહ ખતીબ અહમદ સાહબ

શાહ રઉફ અહમદ સાહબના બે ફરઝંદ હતા,

(૧) હઝરત શાહ ખતીબ અહમદ સાહબ અને

(૨) હઝરત શાહ હસીબ અહમદ સાહબ

હઝરત શાહ ખતીબ અહમદ સાહબનો જન્મ ૧૯, રમઝાન, ૧૨૨૪ હિજરીના દિવસે થયો. પોતાના માનનીય પિતા પાસે તઅલીમ અને સુલૂકની તરબિયત હાસિલ કરી. અને હંમેશા ખિદમતમાં રહ્યા. હજના સફરમાં પણ તેઓ સાથે હતા.

પોતાના વાલિદ (પિતા)ની વફાત બાદ હિન્દુસ્તાન તશરીફ લાવ્યા અને ભોપાલમાં જીવનના અંત સુધી રહ્યા. ઉચ્ચ હાલાત અને ઝાહિરી તથા બાતિની કમાલાતથી આભૂષિત હતા. મુરતાઝ (રિયાઝત કરનાર), ઝાહિદ અને શકિતશાળી નિસ્બત ધરાવનારા બુઝુર્ગ હતા. બનાવો અને કેટલીક કરામતો પૂર્વજ ઔલિયાની યાદ તાજી કરે છે.

ગુલામ સરવર લાહોરી 'ખઝીનતુલ અસ્ફિયા'માં લખે છે :–

> ''આલિમ, ફાઝિલ અને શાનો શૌકતવાળા માણસ હતા.''

૧૨૬૬ હિજરીમાં ૪૨ (બેતાલીસ) વરસની ઉંમરમાં વફાત પામ્યા. જહાંગીરાબાદમાં દફન થયા.❶

આપના બે સાહબઝાદા હતા :–

(૧) મુહમ્મદ અબૂલ બરકાત જેઓ ૧૨૫૮ હિજરીમાં પૈદા થયા અને ૧૨૮૬ હિજરીમાં મદીના મુનવ્વરામાં વફાત પામ્યા.

(૨) હઝરત પીર અબૂ અહમદ સાહબ હતા જેમનું અસલ નામ અબ્દુલ્લાહ હતું.

## હઝરત શાહ પીર અબૂ અહમદ સાહબ (રહ.)



આપનો જન્મ ૧૧, રમઝાનુલ મુબારક, ૧૨૬૦ હિજરીમાં ભોપાલમાં થયો. ભોપાલના ઉસ્તાદો પાસે તઅલીમ હાસિલ કરી. ખાસ કરીને મૌલાના કાઝી અય્યૂબ સાહબથી તઅલીમ હાસિલ કરી. આપના વાલિદ હઝરત શાહ ખતીબ અહમદ સાહબનો જયારે ઈન્તેકાલ થયો ત્યારે આપની ઉંમર ૬ (છ) વરસ હતી એટલે તેમનાથી ફૈઝ હાસિલ કરી શકયા નહિ. આપે પોતાના જ ખાનદાની બુઝુર્ગ હઝરત શાહ અબ્દુલગની ❷ મુજદ્દિદીથી મદીના તય્યિબા જઈને સુલૂકની તઅલીમ અને તરબિયત હાસિલ કરી અને તેમનાથી જ ઈજાઝત અને ખિલાફત હાસિલ થઈ.

હઝરત શાહ અબ્દુલગની સાહબ હઝરત શાહ અહમદ

---

❶ જહાંગીરાબાદ ભોપાલના એક મહોલ્લાનું નામ છે.

❷ હઝરત શાહ અબ્દુલગની સાહબ આપના હકીકી ફૂફા (ફુવા) અને રિશ્તાના ચાચા હતા.

સઈદ સાહબના નાના ભાઈ અને હઝરત શાહ ઈસ્હાક સાહબના મુમ્તાઝ તરીન શાગિર્દ અને હદીસના ઉસ્તાદો પૈકી છે. આપના શાગિર્દોમાં :–

* હઝરત મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહ.)
* હઝરત મૌલાના મુહમ્મદ કાસિમ સાહબ નાનોતવી (રહ.)

...વગેરે અને બીજા હદીસના પ્રખ્યાત ઉલમા અને મશાઈખ છે.

હઝરત શાહ અબ્દુલગની સાહબે હિજરી ૧૨૭૩ મુતાબિક ઈસ્વી ૧૮૫૭માં અંગ્રેજોની હુકૂમત સામે બળવા વખતે હિન્દુસ્તાનથી હિજરત ફરમાવી અને મદીના તય્યિબામાં સ્થાયી થયાં જયાં આખી ઉંમર વીતાવી અને દર્સ તથા ઈરશાદ અને તઅલીમ તેમજ તરબિયતમાં મશગૂલ રહ્યા. ૬, મુહર્રમ, ૧૨૯૬ હિજરીમાં વફાત પામ્યા અને 'બકીઅ' (કબ્રસ્તાન)માં દફન થયા.

## કમાલાત અને અવસાફ

હઝરત શાહ પીર અબૂ અહમદ સાહબ પોતાના જમાનાના મહાન મશાઈખમાંથી હતા; અને આ આખરી જમાનામાં કમથી કમ હિન્દુસ્તાનમાં નિસ્બતે મુજદ્દિદીય્યહના એમનાથી ચઢિયાતા મઝહર અને આ તરીકાના કમાલાત તથા ઉલૂમ અને મઆરિફ તેમજ હકાઈકના એમનાથી ચઢિયાતા આરિફ અને તર્જુમાન દેખાતા નથી. તેઓ ઉચ્ચ કક્ષાના સુન્નતના પાબંદ અને આદાબે તરીકતના અમીન તથા મુહાફિઝ હતા. એકાંતવાસ, દુનિયાથી નિર્લેપતા, દુનિયાવાળાઓથી બેરગબતી (નિઃસ્પૃહતા), અમીરો અને

ધનવાનો સાથે બેતઅલ્લુકી તથા ઝુહદ અને કનાઅતમાં દૂર દૂર એમની જોડ ન હતી.

સુલૂકની મંઝિલોના ચઢાવ-ઉતાર અને એની ઘાટીયોથી સંપૂર્ણ વાકેફ તથા ઈમામે રબ્બાની (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ)ના મકતૂબાત (પત્રો)ના ઊંડા અભ્યાસની અને સંશોધક હતા.

કુદરતી રીતે સ્વભાવમાં જલાલ (ગુસ્સો) હતો પરંતુ નાનાઓ પર ખૂબ જ વહાલ અને કમઝોરો તથા સાચા તાલિબોની ઘણી રિઆયત કરતા હતા. અલ્લાહવાળાઓની સામાન્ય રીત પ્રમાણે દાન અને બક્ષિશનો ઘણો ઝવક (ભાવના) હતો. મઅમૂલાતના સખત પાબંદ હતા. સમયનો વધારે ભાગ તરીકાના અઝકાર, અશ્ગાલ અને મુરાકબાતમાં ગુઝારતા હતા. નાની નાની સુન્નતો અને આદાબ, દુઆએ માસૂરહ અને અઝકારે મસ્નૂનહની કાળજી રાખતા. દરેક ચીઝમાં સુન્નતની ઈત્તિબાઅને અગ્રતા આપતા. ખત્મનો ઘણો ઈહતિમામ હતો, એમાં ચુક કરવાને પસંદ ફરમાવતા ન હતા. મુસાફરીઓ અને દવરાઓનો ઘણો ઓછો મઅમૂલ હતો. એનાથી અઝકાર અને મઅમૂલાતમાં ફર્ક પડે છે. જિંદગીના છેલ્લા દૌરમાં એકાગ્રતા, લોકોથી અલિપ્તતા અને સુન્નતની ઈત્તિબાઅનો ઈહતિમામ ઘણો વધી ગયો હતો.

અફસોસ છે કે આવા જલીલુલ કદ્ર શૈખના હાલાત અને કમાલાતનો કોઈ લેખિત સંગ્રહ અને એમનું કોઈ જીવન ચરિત્ર અથવા મલફૂઝાત (વચન સંગ્રહ) અને જેમાંથી લાભ લઈ શકાય એવો કોઈ સમુચ્ચય અત્યારે મોજૂદ નથી !

મારા ઉસ્તાદ હઝરત મૌલાના સૈયદ સુલયમાન નદવી રહમતુલ્લાહિ અલયહના મોટા ભાઈ મૌલાના હકીમ સૈયદ અબૂ હબીબ સાહબ (મૌલાના સૈયદ અબૂ ઝફર નદવીના

વાલિદ), હઝરતના મુમ્તાઝ ખુલ્ફા અને શાગિર્દોમાંથી હતા. તેમને હઝરતથી એક વાલિહાનહ અને આશિકાનહ સંબંધ હતો. તેમણે આપના હાલાત અને કમાલાત અને ઉલૂમ તથા સંશોધનોનો એક ઘણો કિમતી સંગ્રહ 'મઆરિફે મુજદ્દિદીય્યહ'ના નામથી સંપાદિત કર્યો હતો, અફસોસ છે કે એ તેમના એક સાહિબે ઈલ્મ અઝીઝથી, જેમણે વાંચવા માટે ઉછીનો લીધો હતો, નષ્ટ થઈ ગયો અને જેમકે કામિલ મશાઈખ, જેમના પર ફનાનો ગલ્બો હોય છે, તેમની રીત પ્રમાણે એમના મોટા ભાગના હાલાત અને કમાલાત પર પરદો પડી રહ્યો.

## વફાત

અલ્લાહવાળાઓની વફાતનો નજીકનો સમય, અને આ પરાઈ દુનિયાથી મહેબૂબે હકીકીની તરફ સફરનો સમય, તેમના અસલી અઝવાક અને કમાલાત જાહેર થવાનો આઈનો હોય છે. એટલે અહીં હઝરતની વફાત વખતની બીમારી અને મૌતના સમયના કેટલાક હાલાત અને બનાવો લખવામાં આવે છે, જે તે સમયે હાજર હતા એવા કેટલાક ખાદિમોની યાદદાશતમાંથી લીધા છે.

૧૪, જુમાદલ ઊલા, ૧૩૪૨ હિજરીમાં બીમારીની શરૂઆત થઈ. મોટી ઉંમર, મુજાહદહની તીવ્રતા અને બીમારી લંબાવાના કારણે કમજોરી વધી ગઈ. ૧૫, જુમાદલ ઊલાથી બીમારીએ વધારે તીવ્રતા ધારણ કરી લીધી. વારંવાર દિવસ અને સમય વિષે પૂછપરછ કરતા.

એક વખતે આપે ફરમાવ્યું,

''અસ્સલામુ અલયકુમ !''

તે પછી ગરદનથી કંઈક ઈશારો ફરમાવ્યો. તે પછી આંખમાં આંસૂ સાથે ફરમાવ્યું,

"કયાં મારો આ ગંદો-અપવિત્ર સીનો અને શરીર અને કયાં કદમે મુબારક ?"

મિસ્વાક માંગ્યું, તશતમાં પાણી મંગાવ્યું, વારંવાર પવિત્ર મુખ અને મુબારક પેશાનીને તર કરતા હતા.

આ જોઈને કાઝી યહ્યા સાહબે ફરમાવ્યું કે,

"આ સુન્નત પણ અદા થઈ ગઈ."

તીવ્ર તરસની હાલત હતી: ઝમઝમ શરીફ પીતા હતા. બે-ચાર ઝટકા લાગ્યા જેનાથી આપને સખ્ત તકલીફ મહેસૂસ થઈ.

આપે ફરમાવ્યું કે,

"હજુ કેટલાક ભાઈઓથી મુલાકાત નથી થઈ."

આટલું ફરમાવીને ચુપ થઈ ગયા.

ફરઝંદે ગિરામી હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબે અરજ કરી કે,

"આશ (પ્રવાહી ખોરાક) હાજર છે."

ફરમાવ્યું કે,

"લાવો !"

પ્રવાહી પીધું.

તે પછી નમાઝનો સમય પૂછયો.

ઝોહરનો સમય હતો.

સૂતાં સૂતાં સાહબઝાદાની તકબીર પર નમાઝ પઢી.

તે પછી ફરમાવ્યું,

"અમે કબૂલ કર્યું."

૧૬ મી તારીખની સવારથી વસ્થ થઈ ગયા. અફસરુલ અતિબ્બા હકીમ સૈયદ ઝિયાઉલ હસને નાડી તપાસી. થરમોમિટર લગાવીને તાવ માપ્યો.

તેમણે કહ્યું કે,

"અત્યારે માશાઅલ્લાહ નાડી બિલ્કુલ સહીહ છે. તાવ બિલ્કુલ નથી. તબીઅત બહમ્દુલિલ્લાહ બધી રીતે સારી છે."

આ સાંભળીને કંઈ ઈર્શાદ ફરમાવ્યો જેનો ભાવાર્થ એવો હતો કે સ્વસ્થતા માત્ર એક મુહલત છે.

૧૭, તારીખને બુધવારની રાતથી જુલાબ (ઝાડા)નું પ્રમાણ એટલું વધી ગયું કે ઘણી વખત ગફલત થઈ જતી. ઝોહરની નમાઝ પહેલાં તબીઅતમાં કંઈક સુકૂન પેદા થયું. ઝોહરની નમાઝ અદા ફરમાવી. ઘણાં અકીદતમંદો બૈઅતના માટે હાજર થયા. તેમને બૈઅત કરાવ્યા. પોતે દસ્તગીરી ફરમાવી અને હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબે તલ્કીન (નસીહત) ફરમાવી.

અસરની નમાઝ તકબીર પર ઈશારાથી અદા ફરમાવી.

અશક્તિ અને કમઝોરી હદથી વધારે થઈ ગઈ હતી.

આખી રાત ઝાડા થતા રહ્યા. તબીઅત વધારે ખરાબ થઈ ગઈ.

૧૮, જુમાદલ ઊલા, જુમેરાતની સવારે વસિય્યતનામાની તકમીલ (પરિપૂર્ણતા)નો હુકમ આપ્યો.

આપની સૂચના પ્રમાણે વસિય્યતનામું તૈયાર કરવામાં આવ્યું.

ઝોહરની નમાઝ અદા ફરમાવી.

બે વાગે હાઝિકુલ્મુલ્ક, હકીમ અજમલખાં, દિલ્હીથી તશરીફ લાવ્યા. તબીઅતની પૂછપરછ કરી.

ફરમાવ્યું,

"હવે મિઝાજ (તબીઅત) કયાં છે ?"

તે પછી હકીમ સાહબે દવા આપવાની ઈજાઝત માંગી.

ફરમાવ્યું,

"હવે દવાની જરૂરત નથી."

અસરની નમાઝની તૈયારી હતી કે એકદમ કંઈક હરકત ફરમાવી. ખૂબ જ ધીમેથી કંઈક ફરમાવતા ફરમાવતા વાસિલ-બ-હક થઈ ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન**

કાઝી મુહમ્મદ યહ્યા સાહબ અને કાઝી ઈનાયતુલ્લાહ સાહબ અમજહરવી ત્યાં હાજર હતા. તેમણે 'યા-સીન' શરીફ પઢી, પવિત્ર પગોને સીધા કર્યા.

આ બનાવ ૧૮, જુમાદલ અવ્વલ, ૧૩૪૨ હિજરી (મુતાબિક ૨૭, ડિસેમ્બર, ૧૯૨૩ ઈસ્વી), જુમેરાતના દિવસે, સાડાચાર વાગ્યાનો છે.

૧૨ વાગે રાતે ગુસલની વ્યવસ્થા કરવામાં આવી. હઝરતની વસિય્યત પ્રમાણે દેશી ખાદીનું દફન તૈયાર કરવામાં આવ્યું.

રાતે હવાની તીવ્રતા રહી અને રહમતની વર્ષા થતી રહી.

ત્યાં હાજર હતા તે હાફિઝો આખી રાત કુર્આને મજીદની તિલાવતમાં મશ્ગૂલ રહ્યા. ૧૯, જુમાદલ ઊલા, ૧૩૪૨ હિજરી, જુમ્આના દિવસે સવારે બરાબર ૮ (આઠ) વાગે

મુબારક જનાઝો ખાનકાહ શરીફથી ઉઠાવવામાં આવ્યો અને જહાંગીર આબાદ લાવવામાં આવ્યો.

આખું શહેર હાજર હતું. દરેક કૌમ અને મિલ્લતનો માનવી વિલાપ કરતો સાથે હતો. કાંધો આપવો અથવા તાબૂત (જનાઝહ)ને હાથ લગાડવો તો શકય ન હતો. ફૌજના સૈનિકોએ જનાઝહને ઘેરી લીધો હોવા છતાં, મોટા માનવસમૂહના કારણે પલંગ (જનાઝહ)ની પટ્ટીઓ તૂટી ગઈ !

૧૦ વાગે જનાઝહ મેદાનના કમ્પાઉન્ડમાં પહોંચ્યો ૧૦:૩૦ વાગે સફો ગોઠવવા બાદ કાઝી મુહમ્મદ યહ્યા સાહબે જનાઝહની નમાઝ પઢાવી. જાણે મેહશરનો હંગામો હતો ! પગ મૂકવાની જગા ન હતી. ૧૧ વાગે મુબારક લાશ કબરમાં ઉતારવામાં આવી. સળગતા હૈયે અને વરસતી આંખે લોકો વાપસ આવ્યા.

## હઝરતના ખાસ મુરીદો અને ખલીફાઓ

મુરીદોમાં ખાસ તૌર પર ઉલ્લેખ પાત્ર હઝરાત નીચે પ્રમાણે છે :–

* મૌલાના કાઝી મુહમ્મદ યહ્યા સાહબ, કાઝીએ રિયાસત
* મૌલાના હકીમ સૈયદ અબૂ હબીબ સાહબ દસ્નવી બિહારી
* મૌલાના કાઝી મહમૂદ મુહ્યુદ્દીન ઈબ્ને કાઝી બદરુદદૌલા મદ્રાસી
* મૌલાના અબ્દુશ્શકૂર સાહબ ફારૂકી લખનવી

એમાંથી હકીમ સૈયદ અબૂ હબીબ સાહબ ખિલાફતે ખાસ્સહથી સરફરાઝ હતા.

'નુઝહતુલ ખવાતિર' જિલ્દ-૮માં એના લેખક મૌલાના હકીમ સૈયદ અબ્દુલ હય સાહબ (રહ.)એ શમ્સુલ ઉલમા કાઝી ઉબૈદુલ્લાહ મદ્રાસીના હાલાતમાં લખ્યું છે કે તેમને પણ હઝરત પીર અબૂ અહમદ સાહબથી ચારેય સિલસિલામાં બૈઅત અને ઈજાઝત હાસિલ હતી.

કાઝી સાહબ મર્હૂમ કાઝી બદરુદદૌલાના નામવર ફરઝંદ, પ્રખર આલિમ અને દક્ષિણ હિન્દના નામવર મુફતી હતા. જેમના ફતાવા ઘણા ભરોસાપાત્ર હતા. આખિર ઉમરમાં નાબીના (આંધળા) થઈ ગયા હતા. લગભગ ૨૨ (બાવીસ) કિતાબોના લેખક હતા. જેમાં 'મજમૂઅએ ફતાવા' પણ શામિલ છે. મઝહબની રૂએ શાફઈ હતા અને એ જ મઝહબમાં ફતાવા આપતા હતા. ૧૫, રબીઉલ અવ્વલ, ૧૩૪૬ હિજરીમાં ઈન્તેકાલ થયો. (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન)

## હઝરત પીર અબૂ અહમદ સાહબના સાહબઝાદાઓ

હઝરત પીર અબૂ અહમદ સાહબના ૩ (ત્રણ) સાહબઝાદા હતા.

(૧) મૌલાના શાહ મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ (રહ.)

(૨) મૌલાના શાહ મુહમ્મદ ઈસ્માઈલ સાહબ (રહ.)

(૩) મૌલાના શાહ મુહમ્મદ યાકૂબ સાહબ (દા.બ.)

પ્રથમ અને બીજા સાહબઝાદાઓનો ઈન્તેકાલ પોતાના વાલિદ બુઝુર્ગવારની હયાતીમાં જ થઈ ગયો હતો.

હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબ સજ્જાદહથી આભૂષિત છે અને ઈરશાદ તથા ઈફાદહમાં મસરૂફ છે.

**'બારકલ્લાહુ ફી હયાતુહુ વ ન-ફ-અલ મુસ્લિમીન બિ ઈફાદાતિહી'** [1]

[અલ્લાહ તઆલા એમની જિંદગીમાં બરકત આપે અને મુસલમાનોને એમનાથી નફો અને ફાયદો પહોંચાડે.]

## મૌલાના શાહ મુહમ્મદ યાકૂબ સાહબ મુજદ્દિદી

મૌલાના શાહ મુહમ્મદ યાકૂબ સાહબનો જન્મ ૨૧, શવ્વાલ, ૧૩૦૩ હિજરીમાં થયો. સાડાચાર વરસની ઉંમરમાં વાલિદા સાહિબાની છત્રછાયાથી મહેરૂમ થઈ ગયા. મોટી બહેને માતાની ભૂમિકા નિભાવી પરંતુ હજુ આપની ઉંમર બાર જ વરસની હતી કે મોટી બહેનની પ્રેમાળ છત્રછાયા પણ માથાથી ઊઠી ગઈ !

તે જમાનામાં મુન્શી ઈમ્તિયાઝ અલી સાહબ કાકોરવી (ભોપાલની) રિયાસતના વઝીરે આઝમ (વડા પ્રધાન) હતા. તેઓ હઝરત મૌલાના ફઝલુર્રહમાન સાહબ ગંજમુરાદાબાદી (રહ.)થી ઈરાદત અને અકીદતનો સંબંધ ધરાવતા હતા. આ સંબંધના કારણે મૌલવી સૈયદ તજમ્મલ હુસૈન સાહબ દસ્નવી, જેમનો નદવાથી ખાસ સંબંધ હતો, તેઓ ભોપાલ આવતા-જતા હતા અને મુન્શી સાહબની પાસે લાંબો સમય રહેતા હતા.

---

[1] હઝરત અબુલ હસન અલી નદવી (રહ.)એ આ લખાણ જાન્યુઆરી ૧૯૭૦માં લખ્યું હતું. ત્યારે હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ સાહબ હયાત હતા. આ લખાણના માત્ર ચાર મહિના પછી મે-૧૯૭૦માં આપનો ઈન્તેકાલ થઈ ગયો હતો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન**

આપના ઈન્તેકાલના હાલાત પણ આ પરિચય લેખ પૂરો થયા પછી અંતમાં આપ્યા છે.

મૌલવી તજમ્મલ હુસૈન સાહબ હકીમ સૈયદ હબીબ સાહબના નજીકના સગા હતા. તેઓ ખાનકાહમાં રહેતા હતા. એ રીતે મૌલવી સાહબ મૌસૂફની ખાનકાહમાં આવ-જા હતી.

મૌલવી સાહબના સાહબઝાદા મૌલવી મુહમ્મદ કાસિમ સાહબ નદવામાં પઢતા હતા. કદાચ એ જ સંબંધ અને પરિચયના કારણે અને પોતાના ઈલ્મી શોખની પરિપૂર્ણતા માટે આપ ૧૩૧૫ હિજરીમાં, જ્યારે આપની ઉંમર ૧૨ (બાર) વરસની હતી, અને નદવાની સ્થાપના થયાને હજુ ત્રણ ચાર વરસ જ થયા હતા, ત્યારે આપ મુહમ્મદ કાસિમ સાહબની સાથે નદવા આવ્યા.

તે જમાનામાં નદવા, મહોલ્લા મામૂં-ભાંજાની કબર, ગોલહગંજ ખાતૂન મંઝિલમાં હતો. અને મૌલાના મુહમ્મદ ફારૂક સાહબ ચિડિયાકૂટી, સદર મુદર્રિસ (ઉપરી અધ્યાપક) હતા.

હઝરત ફરમાવે છે કે,

> હું પણ તલ્બા (વિદ્યાર્થીઓ) સાથે તેમને નવડાવવામાં શરીક થયો.

આપની રહેવાની વ્યવસ્થા પણ મૌલાનાને ત્યાં જ હતી. પ્રાથમિક તઅલીમ ભોપાલમાં નહિ થઈ શકી હતી એટલે દારુલ ઉલૂમમાં પ્રવેશ મળી શક્યો નહિ. પેલી તરફ મકાન પર એની જાણ થઈ ગઈ એટલે મોટા ભાઈ મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ આવીને (પાછા) લઈ ગયા. આ રીતે કુલ ૧૨ (બાર) દિવસ નદવામાં રહ્યા.

ભોપાલ આવીને આપ કુર્આન શરીફ હિફઝ કરવામાં પરોવાઈ ગયા. ઘરના હાલાત આપના માટે અનુકૂળ ન હતા. ભાઈઓમાં વચલા ભાઈ મૌલવી મુહમ્મદ ઈસ્માઈલ સાહબથી તબીઅતને વધારે મુનાસિબત હતી અને તેમનાથી વધારે મનમેળ

હતો. તેઓ હિજરત કરીને હરમૈન શરીફૈન ચાલ્યા ગયા. અહીં એક પછી એક એવા બનાવો બન્યા કે આપની ખુદ્દાર (સ્વમાની) અને ગૈયૂર (ગૈરતમંદ) પ્રકૃતિ એને સહન કરી શકી નહિ.

હઝરત શાહ પીર અબૂ અહમદ સાહબ (રહ.) પર ઝિક્ર અને સુલૂકનો ગલ્બો હતો. ખાનકાહ શરીફમાં બહુધા ખત્મે ખ્વાજગાન વગેરેની પાબંદી રહેતી હતી. આપ પર ખુદાદાદ (અલ્લાહ દીધા) તરીકા પર તાલીમ હાસિલ કરવાનો શોખ ગાલિબ હતો. અહીં માહોલ (વાતાવરણ) એના માટે અનુકૂળ ન હતું. ઉપરાંત કેટલાક લોકો આપના ખિલાફ વાલિદ સાહબના કાન ભંભેરતા રહેતા હતા. અને તેમને આપથી નારાઝ અને બેઝાર કરવાની કોશિશ કરતા રહેતા હતા.

હજુ કુર્આન શરીફના ૨૭ (સત્તાવીસ) પારા જ હિફ્ઝ કર્યા હતા કે ૧૩૨૨ હિજરીમાં હૈદરાબાદનું રુખ કર્યું. અહીં મનચાહી તાલીમ પણ થઈ રહી ન હતી અને આ શોખ પણ લાગ્યો હતો કે હૈદરાબાદથી હરમૈન શરીફૈન જવાનો કોઈ રસ્તો નીકળી આવશે. અને ત્યાં ભાઈ સાહબની પાસે પહોંચી જશે જેમનાથી આપને ઘણી મુહબ્બત હતી.

## હૈદરાબાદનો સફર

હૈદરાબાદમાં સૌથી પહેલાં આપ હઝરત મિસ્કીન શાહ સાહબને ત્યાં રહ્યા. અહીં થોડા મહિના રહ્યા હતા કે આપના રિશ્તાના એક મામા મૌલવી સઈદ અહમદ સાહબ મુજદ્દિદી[1] ને જાણ થઈ ગઈ એટલે તેઓ આપને સામાન સહિત પોતાના

---

[1] મદીના મુનવ્વરામાં રહેતા મૌલવી નદીમ અહમદ સાહબ મુજદ્દિદીના ભાઈ.

ઘરે લઈ ગયા અને વાયદો કર્યો કે હું આપના હિજાઝ જવાની વ્યવસ્થા કરી દઈશ. એમાં વરસ કરતાંયે વધારે સમય વીતી ગયો. એ જ દૌરાન વચલા ભાઈના ઈન્તેકાલનો પત્ર આવી ગયો. હવે મક્કા જવાનો ઈરાદો પણ છોડી દીધો. ખ્વાબમાં ઝિયારત થઈ. તેમણે ફરમાવ્યું,

"અલ કરીમ અઝ વઅદે વફા."

જવાબ આપ્યો,

"હવે આવીને શું કરું ?"

જવાબમાં ફરમાવ્યું,

**"બ જનાઝહ ગર નયાચી બિહ મઝાર ખ્વાહી આમદ."**

[અર્થાત : જનાઝહમાં ન આવ્યા તો મઝાર પર આવો.]

કેટલીયે વખત આ જ બનાવ બન્યો. એનાથી એક વાલેહાનહ શોખ અને સફરનો તીવ્ર તકાઝો પૈદા થયો.

## હિજાઝનો સફર

મૌલવી સઈદ અહમદ સાહબથી જ્યારે હિજાઝના સફરની વ્યવસ્થા થઈ ન શકી ❶ તો આપ એક બીજા સાહબ પાસે ગયા. તેણે કહ્યું કે મને ૧૦૦ (એક સો) રૂપિયાનો

---

❶ હઝરત ફરમાવતા હતા કે તેમનો ઈરાદો આપની સાથે પોતાની સાહબઝાદીના નિકાહ કરવાનો હતો. એટલે તેઓ સફરની કોઈ વ્યવસ્થા કરતા ન હતા.

આપ ફરમાવે છે કે જો આ પ્રમાણેના સંબંધો મંઝૂર હોત તો ભોપાલમાં એની સંભાવના હતી પરંતુ (મારો) મકસદ ઈલ્મ મેળવવાનો હતો.

ઈખ્તિયાર છે. આપે એને કબૂલ કરી લીધા. ટિકિટની વ્યવસ્થા નિઝામના તરફથી થતી હતી. ટૂંકમાં ઘણી મુશ્કેલીથી ૧૩૨૩ હિજરીમાં હિજાઝ પહોંચ્યા. કેટલોક સમય મક્કામાં રહ્યા.

તે જમાનો સખ્ત અશાંતિ અને અસલામતીનો હતો. કાયદો અને વ્યવસ્થા જેવું કંઈ ન હતું. બદ્દૂ (આદિવાસીઓ) હાજીઓને નિર્દયતાથી કત્લ કરી દેતા હતા. ખર્ચ માટેના નાણાંની કમી અને રસ્તાની અસલામતીના કારણે સફરના સાથીઓ સખ્ત ચીંતાતુર અને સફરના બારામાં સખ્ત ?ધામાં હતા.

આપે સાથીઓને સંબોધીને ફરમાવ્યું કે,

''પહેલાં તો આપને આ રસ્તામાં જાન આપી દેવાની આરઝૂ હતી, હવે શા માટે ડરો છો ?

**'વ-લ-કદ કુન્તુમ તમન્નવનલ મવ-ત મિન કબ્લિ અન્તલ્કવહુ ફકદ રઅયતુમુહૂ વ અન્તુમ તન્ઝુરૂન.'**

**('આલે ઈમ્રાન' : ૧૪૨)**

[અને તમે તો એ મોતના સામે આવતા પહેલાં (અલ્લાહના માર્ગમાં) મરવાની ધગશ રાખતા હતા તો હવે તમે તેને નજરોથી જોઈ લીધું (તે) કેમ નાસવા લાગ્યા ?!]

આ રસ્તો તો ઈશ્ક અને જાનબાઝીનો છે.''

આપની આ તલ્કીન (ઉપદેશ)થી લોકોને હિમ્મત આવી અને મક્કા મુઅઝ્ઝમાંથી રવાનગી થઈ.

મદીના મુનવ્વરા હાજર થયા. મૌલવી નદીમ અહમદ સાહબને ત્યાં ઉતારો કર્યો. ત્યાં પહોંચીને ત્યાં જ દફન થઈ જવાની આરઝૂ પેદા થઈ ગઈ. અને કોઈ પણ રીતે તબીઅત આ સરઝમીનને છોડવા માટે તૈયાર ન હતી. પરંતુ કેટલાક

હાલાત અને બનાવોના કારણે આપને ત્યાંથી પાછા ફરવું પડયું અને મકકા મુઅઝઝમાં કેટલોક સમય રહીને ૧૩૨૪ હિજરીમાં હૈદરાબાદ પાછા આવ્યા.

## હૈદરાબાદનું રોકાણ

હૈદરાબાદમાં આપ ૧૭ (સત્તર) વરસ રહ્યા. મોટા ભાગે આપ શહેર વિસ્તારમાં મુહલ્લા શાહ અલી નબ્દહ શકરગંજમાં રહ્યા. હૈદરાબાદ શહેર ઉપરાંત આપે ત્રણ વરસ જાલનામાં મૌલવી નૂર અહમદ સાહબ મુલ્તાનીની પાસે નિવાસ કર્યો. ત્યાંથી પાછા આવીને મૌલવી અબ્દુલ અઝીઝ સાહબની પાસે મલિક પીઠમાં બે વરસ રહ્યા જેઓ એક સમર્થ ઉસ્તાદ અને એક મુત્તકી (પરહેઝગાર) આલિમ હતા ❶ અને અસલ બદાયૂંના રહેનારા હતા.

તે પછી શાહ મુહ્યુદ્દીન સાહબ કાદરીને ત્યાં પાંચ વરસ રહ્યા. તેમનો ઈન્તેકાલ હઝરતની સામે જ થયો.

તેમના ઈન્તેકાલ બાદ કેટલોક સમય તેમના સાહબઝાદાની પાસે રહ્યા. તે પછી એક સાહબને ત્યાં જેમનું નામ દાઉદ મિયાં છે ત્યાં રહ્યા.

આ દૌરાનમાં ગુલબર્ગામાં હઝરત સૈયદ મુહમ્મદ ગૈસૂદરાઝ રહમતુલ્લાહિ અલયહની દરગાહમાં બે વરસ રહ્યા.

ઔરંગાબાદ વગેરે પણ જવાનું થયું પરંતુ કાયમી રહેઠાણ હૈદરાબાદ જ રહ્યું.

---

❶ મૌલવી અબ્દુલ અઝીઝ સાહબ મૌલાના અહમદ રઝા ખાન સાહબના શાગિર્દ હતા. ૧૯૧૯ ઈસ્વીમાં ઈન્તેકાલ થયો.

હૈદરાબાદના નિવાસનો ઝમાનો મોટા મુજાહદા અને જફાકશીનો હતો.

ઘણી વખત ફરમાવ્યું,

"આ ૧૭ (સત્તર) વરસની મુદ્દતમાં મોટા ભાગે જુવારની રોટી પર ગુઝારો કર્યો."

ઈદના મોકા પર આ ડરથી કે મિત્રો નવી જોડ કપડાં બનાવવા આગ્રહ કરશે, જંગલમાં નીકળી જતા હતા ! ત્યારે જુવાર એક રૂપિયાની ઘણી મળતી હતી. ૧૫ (પંદર) શેર જુવાર આખા મહિના માટે પૂરતી થતી. નમક (મીઠાં)નું બજેટ ન હતું. જેમનાથી રોટી પકાવતા હતા નમક તેમના જ તરફથી નાંખવામાં આવતું હતું. કિતાબો બગલમાં દબાવીને અને બે રોટીઓ કપડાંમાં બાંધીને ઘરથી ચાલી નીકળતા. સાલન (શાક) માટેના પૈસા ન હતા. કેરીનું અચાર (અથાણું) સાલનનું કામ દેતું હતું. કદી તબીઅતમાં તકાઝો પૈદા થતો તો ગોર સાથે જુવારની રોટી ખાય લેતા.

કેટલીક વખત ફરમાવ્યું કે,

"હૈદરાબાદમાં મોટા પ્રમાણમાં ફકીરો અને મજઝૂબો❶ની સુહબત રહી. વધારે પ્રમાણમાં તે લોકો મળ્યા જેમના પર 'વહદતુલ વુજૂદ'❷ અને 'હમહ

---

❶ મજઝૂબ : મસ્ત, મસ્તી (જઝબ)ની હાલતના કારણે બાહ્ય જગતથી બેખબર શખ્સ

❷ **'વહદતુલ વુજૂદ'** :
શબ્દાર્થ : અનન્ય અસ્તિત્વ, અદ્વૈત
ભાવાર્થ : જયાં સાલિકને પોતાનું, તમામ કાએનાતનું તથા

**ફૂટનોટ નં ❷ પાના નં. 62 ઉપર ચાલું...**

ઊસ્ત'❶નો ગલ્બો હતો. અને એમાં તેમને ઘણી અતિશયતા હતી. બે કૈદ (સ્વચ્છંદી) સૂફી અને બે રાહ (માર્ગ વિહિન) તથા આઝાદ મનિશ (સ્વભાવ) દરવેશોથી વધુ પ્રમાણમાં વાસ્તો પડયો.''

## હૈદરાબાદના મુજાહદાઓ

એ તે ઝમાનો હતો કે ભોપાલમાં ખૂદ હઝરતના મકાન પર ઈરશાદ અને હિદાયતની પ્રવૃત્તિ જોરમાં હતી. લોકોના આકર્ષણ અને કુતૂહાતનો એ હાલ હતો કે રૂપિયાને ગણવાની ફુરસદ ન હતી. રૂપિયા તોલવામાં આવતા હતા !

અને આ તરફ હૈદરાબાદમાં હઝરતનો એ હાલ હતો કે જવની રોટીઓ પર ગુઝારો હતો; અને સખ્ત તકલીફોનો સામનો હતો.

ભોપાલ પરત આવવા માટે ત્યાંથી વારંવાર સંદેશાઓ પણ આવતા રહેતા હતા પરંતુ આપ ઈલ્મ અને દરવેશીની

---

**ફૂટનોટ નં ❷ પાના નં. 61 ની ચાલું...**

અલ્લાહનું વુજૂદ (અસ્તિત્વ) એક અને અનન્ય (વાહિદ) હોવાનો આભાસ થાય છે તે મકામ.

❶ **'હમહ ઊસ્ત'** :

શબ્દાર્થ : બધું તે જ છે, અભેદ અવસ્થા

ભાવાર્થ : જયાં સાલિકને પોતાની જાત સહિત તમામ વુજૂદ (અસ્તિત્વો) ખુદા જ હોવાનો આભાસ થાય છે.

[સુલૂકના વિવિધ મકામોની વિસ્તૃત, સરળ સમજૂતી હઝરત મૌલાના મુહમ્મદ હિદાયત અલી જયપુરી નકશબંદી મુજદિદી (રહ.) લિખિત કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં આપેલી છે.]

તલબમાં એવા મસ્ત અને પોતાની ધૂનમાં એવા મકકમ હતા તથા સ્વભાવ પણ એવો ગૈરતમંદ અને ખુદ્દાર હતો કે પાછલા અનુભવો બાદ ત્યાં (ભોપાલમાં) રહેવું પસંદ ન હતું એટલે અહીં (હૈદરાબાદ)ની ફાકહ-મસ્તીને ત્યાંની (ભોપાલની) ફર્રાખ દસ્તી, નેઅમતો અને સાહબઝાદગી તેમજ મખ્દૂમિય્યત પર અગ્રિમતા આપતા રહ્યા.

તે ઝમાનામાં બહુધા આ શએર પઢતા હતા :–

**બડે મઝેમેં ગુઝરતી હે બેખૂદીમેં 'અમીર',**
**ખુદા વોહ દિન ન દિખાએ કે હોશિયાર હો હમ.**

ફરમાવ્યું કે,

બુઝુર્ગોની હિકાયતમાં વાંચ્યું હતું કે તેમણે ઘણાં દિવસો સુધી પાંદડાં અને ઘાસ પર ગુઝારો કર્યો હતો. મેં પણ કોશિશ કરી કે ઘાસફૂસ ખાઈને પેટ ભરી લઉં પરંતુ ઉલ્ટી થઈ ગઈ; એટલે મજબૂર થઈને જુવારની રોટી અપનાવી.

એ અરસામાં કેટલાક લોકો ભોપાલથી સમજાવવા માટે પણ આવ્યા અને આ હાલત પર સખ્ત નવાઈ અને અફસોસ જાહેર કર્યો પરંતુ આપ ભોપાલ આવવા પર રાજી ન થયા.

## તઅલીમી પ્રવૃત્તિ

હૈદરાબાદમાં રહેવાના જમાનામાં જ આપે અરબી, ફારસીની તઅલીમનો સિલસિલો શરૂ કર્યો. ગુલિસ્તાં, બૂસ્તાં[1] હઝરત શાહ મુહ્યુદ્દીન કાદરીથી પઢી; જેઓ એક પ્રખર આલિમ હતા.

---

[1] 'ગુલિસ્તાં' અને 'બૂસ્તાં' હઝરત શૈખ સઅદી (રહ.)ની મશહૂર ફારસી કિતાબોના નામો છે.

કેટલીક કિતાબો મૌલવી અબ્દુલ્ અઝીઝ સાહબ બદાયૂંનીથી પઢી.

મૌલવી મુહમ્મદ સઈદ સાહબ પેશાવરીથી, જેઓ કાદિયાની મસ્લક ધરાવતા હતા, ફારસીની મશહૂર કિતાબ 'ઝુહૂરી' પઢી જેને શીખવવામાં તેઓ ખાસ વિશિષ્ટતા ધરાવતા હતા.

શૈખ અબ્દુર્રહમાન સાહબ મસ્કતી, જેઓ અરબીના મોટા સાહિત્યકાર હતા, તેમનાથી પણ કેટલીક કિતાબો પઢી અને તેમની સુહબત મેળવી.

મૌલવી ઝમીરુદ્દીન સાહબથી 'સવાનેહ જામી' (હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી રહમતુલ્લાહિ અલયહનું જીવન ચરિત્ર) પઢયા. આપના ખાનદાન અને સિલસિલાથી વાકેફ હતા. તેમણે કેટલીક વખત કહ્યું કે,

> ''મિયાં ! ક્યારેક પોતાના બુઝુર્ગોની કિતાબો પણ જોઈ લેતા રહો !''



'કાનૂનચહ' શૈખ મૌલવી સુલૈમાન મહદીથી પઢયા.

'નસ્રે ગાલિબ' (ગાલિબનું ગદ્ય) પઢવા માટે હઝરત 'અમજદ' હૈદરાબાદીની પાસે ગયા.

હૈદરાબાદના મશાઈખ પૈકી કેટલાક મહિના તસ્કીન શાહ સાહબની ખિદમતમાં રહ્યા.

ફરમાવતા હતા કે,

> ''જે મહોલ્લામાં રહ્યો તે મહોલ્લાના કોઈ મોટી ઉંમરના વયોવૃદ્ધ બુઝુર્ગની સરપરસ્તી (છત્રછાયા)માં રહ્યો. તેમને કહી દેતો હતો કે,

હું મારું પોતાનું સારું કે બૂરું સમજતો નથી. આપ મારી દેખરેખ ફરમાવો અને સારી કે બૂરી વાતથી મને ચેતવી દેતા રહેજો.''

હઝરતે વારંવાર તે બુઝુર્ગોની તરબિયત અને તંબીહ (ચેતવણી)ના બોધદાયક બનાવો કહી સંભળાવ્યા.

## હૈદરાબાદના મશાઈખ

હૈદરાબાદના મશહૂર બુઝુર્ગ હઝરત શાહ કલીમી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની ખિદમતમાં પણ રહ્યા. તેઓ કડા માનિકપૂરના રહેવાસી હતા, પરંતુ જયારે હૈદરાબાદ આવતા ત્યારે મહિનાઓ સુધી રહેતા. હઝરતે તેમની સુહબતથી પણ ઘણો ફૈઝ મેળવ્યો. ઘણીવાર તેમના બનાવો સંભળાવતા.

એ જ પ્રમાણે દિલાવર અલી શાહ સાહબ, જેઓ એક જાણિતા બુઝુર્ગ હતા, તેમને ત્યાં પણ જવા-આવવાનું થતું હતું અને તેઓ પણ આપનો ખ્યાલ રાખતા હતા.

એ જ પ્રમાણે,

❋ હઝરત ખ્વાજા શમ્સુદ્દીન ચિશ્તી

❋ મૌલવી સૈયદ નૂરુલ હસન સાહબ,

❋ શાહ હિલાલ અલી સાહબ જેઓ શાહ ખામોશ સાહબના ખલીફા હતા તેમની પણ વારંવાર ઝિયારત અને મુલાકાત કરી.

❋ મૌલવી અબ્દુલ હક સાહબ અફઘાની,

❋ મૌલવી મુહમ્મદ હનીફ સાહબ

...વગેરેની પણ કેટલીયે વખત ઝિયારત અને મુલાકાત કરી.

આપ મોટા પ્રમાણમાં તેમના બનાવો સંભળાવતા હતા.

હૈદરાબાદના આ લાંબા નિવાસનું એક પરિણામ આ છે કે આપની ભાષામાં હૈદરાબાદની બોલચાલનું ખાસ્સુ પ્રમાણ છે. સરળતાથી હૈદરાબાદી મુહાવરાઓ ઉપયોગ ફરમાવે છે.

## ભોપાલ વાપસી

હઝરત મૌલાના મુહમ્મદ યાકૂબ સાહબે ભોપાલ ન આવવાનો મકકમ નિર્ધાર કરી રાખ્યો હતો પરંતુ અલ્લાહ તઆલાને કંઈક બીજું જ મંઝૂર હતું.

**'વલ્લાહુ ગાલિબુન અલા અમ્રિહી વ-લા કિન્ન અકસરન્નાસિ લા યઅલમૂન.'**

**(સૂરએ 'યૂસુફ' : ૨૧)**

[અને અલ્લાહ પોતાના (ધારેલ) કામમાં સર રહે છે, પરંતુ ઘણાં લોકો (આ વાતને) જાણતા નથી.]

ઉપર આવી ગયું છે કે, હઝરતના બીજા બે મોટા ભાઈ હતા.

૧ મૌલાના શાહ મુહમ્મદ ઈબ્રાહીમ મુજદ્દિદી

૨ મૌલાના મુહમ્મદ ઈસ્માઈલ મુજદ્દિદી

એ પણ ઉલ્લેખ થઈ ગયો છે કે મૌલાના ઈસ્માઈલ સાહબનો મદીના તય્યિબામાં હિજરી સન ૧૩૨૩માં (૨૫ વરસની ઉંમરમાં) ઈન્તેકાલ થયો.

મૌલાના ઈબ્રાહીમ સાહબ પોતાના એ મર્હૂમ ભાઈના

ઈન્તેકાલના માત્ર સાત વરસ પછી હિજરી સન ૧૩૩૦માં આખિરતના અવિનાશી મુલ્કના પ્રવાસે કૂચ કરી ગયા.

હવે આ મહાન ખાનદાનના એક જ ચશ્મો ચિરાગ (નેત્ર અને દીપક) મૌલાના મુહમ્મદ યાકૂબ સાહબ રહી ગયા હતા પરંતુ તેઓ ભોપાલથી ઘણા દૂર હૈદરાબાદમાં હતા. અને ભોપાલના નામથી પણ અણગમો ધરાવતા હતા.

હઝરત પીર અબૂ અહમદ સાહબની ઉંમર હવે ૭૫ (પંચોતેર) વરસ કરતાં વધારે થઈ ગઈ હતી. અને આપને પોતાની જિંદગીનો ભરોસો ન હતો. એવી હાલતમાં દિલમાં આ જઝબો (ભાવના, લાગણી) પૈદા થવું બિલકુલ કુદરતી હતું કે તેઓ વૃદ્ધ પિતાના હાથ મજબૂત કરે, તેમનાથી ફૈઝ હાસિલ કરીને ખાનદાની નેઅમતના વારસદાર અને અમીન બને અને આ સ્થાન બેચિરાગ ન થવા પામે કે આ સફીનહ (વહાણ) હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમંતુલ્લાહિ અલયહ)ના સમયથી લઈને પ્રતિકૂળ હવા તેમજ અસંખ્ય તોફાનો અને ઝંઝાવાતો છતાં ડૂબ્યું નથી. અને દીવાથી દીવો સળગતો ચાલ્યો આવે છે.



એનાથી વિરુદ્ધ હઝરતને હૈદરાબાદથી એવી માયા લાગી ગઈ હતી કે વારંવાર તમન્ના પૈદા થઈ કે કયાં તો આ (હૈદરાબાદની) ધરતીમાં જ દફન થાઉં કયાં તો મદીના તય્યિબાની પાક ભૂમિમાં.

એક વખતે એવા સમાચાર મળ્યા કે બડે હઝરત યાદ કરીને રડે છે, એટલે થોડા દિવસો માટે ભોપાલ ગયા પરંતુ આ સમાચાર સાચા ન હતા. તાલીમની સગવડ અને પોતાને અનુકૂળ માહોલ ન લાગતાં ફરી પાછા હૈદરાબાદ આવી ગયા.

હૈદરાબાદ વિષે મશહૂર હતું કે, જે ત્યાં જાય છે, ત્યાંનો

જ થઈને રહી જાય છે. ત્યારનું હૈદરાબાદ ઉલમા અને મશાઈખનું મરકઝ (કેન્દ્ર) હતું અને પૂર બહાર ખિલેલું હતું.

આપના છેલ્લા બે વરસ ગુલબર્ગામાં વીત્યા. આપે ત્યાં એક અફઘાની છોકરા દાવુદખાંને દીકરો બનાવી લીધો હતો. તેની નિમણૂંક ગુલબર્ગામાં થઈ. આપ પણ તેની સાથે જ ત્યાં ચાલ્યા ગયા. નિવાસ મોટા ભાગે મઝારે મુબારક પર રહેતો હતો. ત્યાં ગૈબી ઈશારો થયો કે તમારો મતલૂબ (મનો વાંછિત વસ્તુ) ભોપાલમાં છે, અને વાલિદ સાહબની તવજ્જુહ તથા ઈનાયત પર અવલંબિત છે.

ભોપાલથી સખ્ત અણગમો હતો એટલે ગૈબી ઈશારો મેળવીને સખ્ત માનસિક મુંઝવણમાં મૂકાયા. બીજી વખત ફરી પાછો જાગૃતિ અને ઊંઘના દરમિયાન ઈશારો થયો કે હવે હૈદરાબાદને હંમેશના માટે અલ વિદા કહી દેવું જોઈએ અને એ બતાવવામાં આવ્યું કે, અહીં કોઈ મુસીબત આવનારી છે.

એ જ મુંઝવણમાં ખ્વાબમાં વાલિદ સાહબની વફાત થતી જોઈ અને જોયું કે, એક ફાટેલી કિતાબના વેરવિખેર થયેલા પાનાઓને ભેગાં કરીને બાંધીને સામે મૂકેલી છે.

હઝરત પીર અબૂ અહમદ સાહબ ફરમાવી રહ્યા છે,

"આ મારું આમાલનામું છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં લઈ જઈ રહ્યો છું."

હઝરત આ સાંભળીને રડવા લાગ્યા,

મોટા હઝરતે ફરમાવ્યું કે,

"મિયાં ખામોશ ન બેસો ! દુરૂદ શરીફ પઢો !"

ખ્વાબમાં ચીસ પાડી ઉઠયા. દાવુદ મિયાં બૂમ પાડી રહ્યા હતા પરંતુ કંઈ એહસાસ થતો ન હતો.

ખ્વાબમાંથી જાગતા જ ફરમાવ્યું કે,

''મારા ભોપાલ જવા માટે સામાન તૈયાર કરો, પહેલી ગાડીથી જઈશ.''

દાવુદમિયાંએ કહ્યું કે,

''કાલે ઈદુલ અદહા (બકરી ઈદ) છે. એના પછી જશો.''

આટલું કહીને તે રડવા માંડયો.

આપે ફરમાવ્યું કે,

''ઈદ રસ્તામાં થશે. કંઈ વાંધો નથી. અમારી ઈદો તો ૭૦ (સિત્તેર) વરસથી જંગલોમાં થઈ રહી છે.''

મતલબ કે ૯, ઝિલ હિજજહ, ૧૩૩૯ હિજરી સનના રોજ રવાના થઈને ૧૦, ઝિલ હિજજહના રોજ દિવસે ત્રણ વાગે ભોપાલ પહોંચ્યા.

ખાનકાહ પહોંચ્યા તો સામાન ટાંગામાં છોડીને પોતે અંદર આવ્યા. વાલિદ સાહબ હુજરામાં તશરીફ રાખતા હતા. અંદર જઈને સલામ કરી. વાલિદ સાહબે 'વ અલયકુમુસ્સલામ' ફરમાવીને પૂછયું કે કોણ છે ?

ત્યાં હાજરજનોએ કહ્યું કે,

''હુઝૂર ! નન્હેમિયાં (હઝરતનું ઉપનામ) છે.''

ફરમાવ્યું કે,

''ફરી પાછા ચાલ્યા જઈને મને પરેશાન કરશે કારણકે બોલાવવા છતાં પણ આવતા ન હતા. વરસો સુધી કોશિશ કરીને થાકી ગયા પરંતુ ભોપાલ આવવાનું નામ લેતા ન હતા !''

આપે અરજ કરી કે,

"સામાન ટાંગામાં જ રાખ્યો છે. હું જવા માટે હજુ પણ તૈયાર છું. હું આપની મરઝીનો તાલિબ (ઈચ્છુક) છું પરંતુ લોકો આપને મારાથી રાઝી રહેવા નથી દેતા. મારા ભોપાલમાં નહીં રહેવાનું એ જ કારણે છે. અત્યારે પણ હું પોતે નથી આવ્યો બલકે મોકલવામાં આવ્યો છું."

તે પછી આપે હૈદરાબાદમાં જે ગૈબી ઈશારાઓ જોયા અને પોતે ખ્વાબમાં જે જોયું તે બયાન કર્યું.

હઝરતે ફરમાવ્યું કે,

"એ સર્વ તદ્દન સાચું છે. હું પણ બેચેન હતો. અને કોઈ દુઆ નથી છોડી જે ન કરી હોય.

હે અલ્લાહ ! એને મારી પાસે મોકલી દે !
હવે મારી પાસે કોઈ નથી રહ્યું.
હે અલ્લાહ ! હવે તો ઘણા દિવસો થઈ ગયા,
હવે તો એના દિલમાં નાખી દે કે એ ભોપાલ
આવી જાય !"

શાહ મુહમ્મદ યાકૂબ સાહબે એના જવાબમાં અરજ કરી કે,

"હું ખાનકાહ અને માલ-મિલ્કત લેવા માટે નથી આવ્યો, મને તો માત્ર આપની રઝામંદી (ખૂશી, પ્રસન્નતા) પૂરતી છે. જો આ માલ-અસબાબની પરવાહ કરતે તો ૧૭ (સત્તર) વરસ બેવતન નહિ ફરતે.

જો હજુ પણ આપની મરજી નથી તો ચાલ્યો જાઉં."

મોટા હઝરતે ફરમાવ્યું કે,

"હવે મારાથી જુદા થવાનો સમય નથી. મારી નજીક જ રહો. હવે મારો (મૃત્યુનો) સમય નજીક છે.

પરંતુ તમારી તબીઅત (પ્રકૃતિ, સ્વભાવ)માં અણગમો પૈદા થઈ ગયો છે. તમે ફરી ચાલ્યા જશો, પરંતુ મને પૂછીને જશો અને ખર્ચ લઈને જશો.''

કેટલાક દિવસો વીત્યા બાદ હઝરતે ખિલાફત આપવાની ઈચ્છા જાહેર ફરમાવી.

આપે અરજ કરી કે,

''મને જરૂરત નથી, અને ન હું એટલા માટે આવ્યો છું કે ખાનકાહમાં બેસું અને મુરીદ કરું. મને તો એકાંતવાસ જ પસંદ છે.''

હઝરતના સ્વભાવમાં જલાલ હોવા છતાં આપના આ જવાબથી નારાઝ ન થયા, બલકે ખામોશ થઈ ગયા.

કેટલાક દિવસો પછી ફરી પાછી એ વાત કરી. ફરી પાછો આપે ઈન્કાર કરી દીધો.

શાદી વિષે પણ વાત કરી પરંતુ આપે એનો પણ ઈન્કાર કર્યો.

## હૈદરાબાદનો બીજો સફર

કેટલાક મહિના ભોપાલમાં રહ્યા પછી હૈદરાબાદ જવાની પરવાનગી માંગી. ઉતાવળના કારણે હૈદરાબાદથી ભોપાલ આવતી વખતે સામાન અને કિતાબો લાવી શકયા ન હતા. જેવા બેઠા હતા તેવા જ ઊઠીને ચાલી આવ્યા હતા.

હઝરતે ખૂશીથી પરવાનગી આપી દીધી. હઝરતના એક મુખ્લિસ (ખાદિમ)એ રેલ્વેનો પાસ બનાવડાવી આપ્યો જેની મુદ્દત એક મહિનો હતી.

આપ તૈયાર થઈને સ્ટેશન રવાના થયા. મોટા હઝરત, અત્યંત અશકિત છતાં સાથે તશરીફ લઈ ગયા. આપને ગાડીમાં બેસાડયા અને બીજા બધાં લોકોની સાથે પોતે ઊભા રહ્યા. બે આદમીએ મોટા હઝરતને પકડી રાખ્યા. અરધો કલાક ગાડી થોભી. લોકો બેસવા માટે કહેતા રહ્યા પરંતુ આપ બેઠા નહિ. ઊભા જ રહ્યા, જેથી આપ એનાથી પ્રભાવિત થાય અને હૈદરાબાદ રહી ન પડે.

હૈદરાબાદના નિવાસ દરમિયાન, આગ્રહના કારણે આપ બે-ત્રણ વખત ભોપાલ આવ્યા હતા પરંતુ ફરી પાછા ચાલ્યા ગયા હતા, એટલે હજુ પણ ઈત્મિનાન ન હતો.

## બીજી વખત ભોપાલ વાપસી

રેલ્વેના પાસની મુદ્દત એક મહિનાની હતી અને મોટા હઝરતની કમઝોરી વધતી જઈ રહી હતી એટલે એક મહિનાથી બે દિવસ પહેલાં જ પાછા ભોપાલ તશરીફ લાવ્યા.

ભોપાલ રવાના થવા પહેલાં તારથી જાણ કરી દીધી હતી એટલે મોટા હઝરત કેટલાયે ખાદિમો અને ચાહકોની સાથે સ્ટેશન તશરીફ લઈ ગયા અને ખૂશી ખૂશી સાથે ઘર લઈ આવ્યા.

ભોપાલ આવીને આપે ઈલ્મી પ્રવૃત્તિ શરૂ કરી દીધી. ખાનકાહમાં કેટલાક લોકો સ્થાયી રીતે રહેતા હતા અને ઉલમા તેમજ અવામમાંથી પણ ઘણાં લોકોની આવ-જા થતી રહેતી હતી.

આપે હુકમ આપ્યો કે,

''જેઓ આલિમ-ફાઝિલ છે તેઓ મને પઢાવે અને જેઓ સામાન્ય લોકો છે તેઓ મારાથી પઢે !''

એનું આ પરિણામ આવ્યું કે જે લોકો આ મહેનતના માટે તૈયાર ન હતા, અથવા જેમને ઈલ્મનો ઝૌક (રસ) ન હતો તેમણે આવવા-જવાનું બંધ કરી દીધું.

હજી પણ બહુધા ફરમાવે છે કે,

''લોકો કલાકો સુધી બેસી રહે છે. જ્યાં કુર્આન શરીફ ખોલ્યો કે વિખેરાય જાય છે !''

એક વખતે ફરમાવ્યું કે,

''પૂરી જિંદગી એજ તમન્નામાં વીતી ગઈ કે અલ્લાહ તઆલા તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી) બનાવી દે પીર બનવાનો શોખ કદી નથી થયો. કુર્આન શરીફથી ઘણો શગફ (પ્રેમભાવ) હતો. એક એક બેઠકમાં બે-બે મંઝિલો પઢી લેતા હતા. એ જ પ્રમાણે સંભળાવવા બેસતા તો પંદર-પંદર પારહ સંભળાવી દેતા ! મોટા ભાગનો સમય તિલાવતમાં જ વિતાવતા હતા. હૈદરાબાદના નિવાસમાં કંઈક ઈલાજ-ઉપચારની પ્રવૃત્તિ પણ હતી. ભોપાલ આવીને મુફતી રિઝવાનુદ્દીન સાહબ મર્હૂમથી તિબ્બ (હકીમી વિદ્યા)ની બે કિતાબો પઢયા.''

## મોટા હઝરતની વફાત અને આપની ખિલાફત તથા નિયાબત (પ્રતિનિધિત્વ)

આપના ભોપાલ આવવા બાદ લગભગ અઢી વરસ મોટા હઝરત સાહબ હયાત રહ્યા. આપ ૧૦, ઝિલ હિજ્જહ, ૧૩૩૯ હિજરી સનના રોજ ભોપાલ પહોંચ્યા હતા અને ૧૮, જુમાદુલ ઊલા, ૧૩૪૨ હિજરી સનના રોજ મોટા હઝરતે આ ફાની (નાશવંત) દુનિયામાંથી વિદાય લીધી.

ખાનકાહનો માહોલ હઝરતના સ્વભાવ પ્રમાણે ન હતો. એટલે જ્યારે મોટા હઝરતને ૧૭, જુમાદુલ ઊલા, ૧૩૪૨ હિજરી સનના રોજ કંઈક સ્વસ્થતા હાસિલ થઈ તો કેટલાક ખાસ ખાદિમોએ અરજ કરી કે,

"હઝરતની તબીઅત અલ્હમ્દુલિલ્લાહ પહેલાં કરતાં આજે સારી છે. અમે નિરાશાના કારણે કહેતા નથી બલકે બુઝુર્ગોનો તરીકો ચાલ્યો આવે છે કે પોતાની જગાએ કોઈને બેસાડે છે, જગા ખાલી નથી રહેતી."

વાલિએ રિયાસત (હૈદરાબાદના સત્તાધારી) સુલતાન જહાં બેગમ સાહિબાએ પણ કાઝીએ રિયાસત કાઝી મુહમ્મદ યહ્યા સાહબને બોલાવીને કહ્યું કે,

"આપ મારા તરફથી હઝરતની ખિદમતમાં આ ૧૧ (અગિયાર) અશરફીઓ નઝરાણાં તરીકે ભેટ ધરો અને અરજ કરો કે,

મહેરબાની કરીને ખાનકાહના ભવિષ્ય વિષે સંતોષકારક વ્યવસ્થા ફરમાવી દો, જેને ચાહો પોતાની જગાએ બેસાડીને એલાન કરી દો કે આપના પછી અમે તેમના ચરણ પકડીએ."

કાઝી સાહબે આ પૈગામ હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબને પહોંચાડયો કે હઝરતની ખિદમતમાં અરજ કરી દે.

આપે અશરફીઓ લાવીને મોટા હઝરતને પેશ કરી દીધી અને આગળ કંઈ કહ્યું નહિ, કારણકે એનો મતલબ તો એ જ હતો કે, જે ચીઝથી ઈન્કાર કરી ચૂકયા હતા તેને બીજાના સંદેશારૂપે યાદ અપાવે. એટલે કાઝી સાહબે પોતે જઈને પોતાના મોઢે પૈગામ પહોંચાડયો.

હઝરતે ફરમાવ્યું કે,

"શું મુહમ્મદ યાકૂબના સિવાય બીજો કોઈ એના લાયક હોઈ શકે છે ?"

પછી હઝરતને બોલાવ્યા.

પછી ફરમાવ્યું,

"ફલાણી તસ્બીહ, ફલાણો ઝુબ્બહ અને ફલાણી દસ્તાર (પાઘડી) કાઢો !"

આપે આજ્ઞાનું પાલન કર્યું.

હઝરતે ફરમાવ્યું કે,

"ઝુબ્બહ પહેરી લો !"

તસ્બીહ તેમને આપી અને પાઘડી પોતાના માથા ઉપરથી ઉતારીને તેમના માથા ઉપર મૂકી. તે પછી સીનાથી લગાવીને પોતે પણ ખૂબ રડયા અને શાહ મુહમ્મદ યાકૂબ સાહબ પણ રડયા. ખાનકાહના સર્વજનો પર રુદનની અજીબ કૈફિય્યત છવાઈ ગઈ હતી.

તે પછી મોડે સુધી દુઆ કરતા રહ્યા.

હઝરત ફરમાવે છે કે,

"એટલા લાંબા સમય સુધી દુઆ કરી કે ઝુકવાના કારણે મારી કમર દુઃખવા લાગી."

તે પછી જે લોકો બૈઅત કરવા માટે આવ્યા હતા તેમને હઝરતથી બૈઅત કરાવ્યા અને ઘણી દુઆઓ આપી.

૧૪, જુમાદુલ ઊલા, ૧૩૪૨ હિજરી સનના રોજ મોટા હઝરતે આપને એકાંત ઓરડામાં બોલાવ્યા. લગભગ અરધો કલાક ખામોશી માલૂમ થતી રહી. હુજરો બંધ હતો. તે પછી કંઈક ધીમે ધીમે વાતચીત શરૂ કરી.

આપે ફરમાવ્યું,

"બેટા ! ઝરા પણ દુનિયાની ઈજ્જત કરશો નહિ."

અને ફરમાવ્યું કે,

"મેં અને તારી વાલિદા એ કદૂ (દૂધી) ઉકાળી ઉકાળીને ખાધી, પરંતુ દુનિયાદારની કદી પરવાહ ન કરી. એના પર જ મકકમતા રાખજો. અલ્લાહ તમને બરકતોથી માલામાલ ફરમાવશે."

એ પછી વફાતનો બનાવ બન્યો જેનું વિગતવાર વર્ણન ઉપર આવી ગયું છે. મોટા હઝરતની વફાત બાદ, જેવી કે મુખ્લિસીન અને મકબૂલીનના સંબંધમાં અલ્લાહ તઆલાની ઉમૂમી સુન્નત રહી છે, આ રૂહાની મરકઝ (કેન્દ્ર) પણ, જેની બુનિયાદ તકવા અને ખુલૂસ, સુન્નતની ઈત્તિબાઅ અને શરીઅતની હિમાયત પર પડી હતી, ખાલી નહિ રહ્યું. તમામ જાહેરી ધારણાઓ અને અનુમાનોથી વિરુદ્ધ અને ખૂદ શાહ મુહમ્મદ યાકૂબ સાહબના જઝબા અને ફેસલાની વિરુદ્ધ અલ્લાહ તઆલા આપને હૈદરાબાદથી ભોપાલ લાવ્યા અને જિંદગીના આખરી દૌરમાં જે જિંદગીનો જામ ભરાઈ જવાનો અને જઝબ તથા શૌકનો પ્યાલો છલકાઈ જવાનો અને અલ્લાહવાળાઓના કમાલાત જાહેર થવાનો ખાસ જમાનો હોય છે, આપને હઝરત વાલિદ માજિદની ખિદમતમાં રાખીને આપની તરબિયત અને તકમીલની સગવડ કરી. અને વરસોની રાહ મહિનાઓમાં તેમજ મહિનાઓની રાહ દિવસોમાં તથા કલાકોમાં તય (પાર) કરાવી.

**'ઝાલિ-ક તકદીરુલ અઝીઝિલ અલીમ'** (સૂરએ 'અનઆમ' : ૯૬)

[આ અંદાજો તે (અલ્લાહ)નો રાખેલો છે જે કુદરતવાળો (અને) ઈલ્મવાળો છે.]

આપે આ ખાનકાહની નિસ્વાર્થતા અને નિર્લેપતા, તવક્કુલ અને નિસ્પૃહતા તેમજ સુન્નત અને શરીઅતની ઈત્તિબાઅની પ્રાણાલિકાને ન માત્ર કાયમ રાખી બલકે એમાં કંઈક વધારો જ કર્યો.

જે ખાનદાનો અને સ્થળોના લોકોનો આ ખાનકાહ સાથે નિયાઝમંદી અને અકીદતનો જૂનો સંબંધ હતો અને જેઓ અહીં આવીને પોતાની રૂહનો ખોરાક અને પોતાના દર્દની દવા મેળવતા હતા તેમણે પોતાની આવ-જાની પરંપરા ચાલુ રાખી અને ઝબાને કાલ (જાહેરી ઝબાનથી) કે ઝબાને હાલથી કહ્યું :

**હનોઝ આં અબ્રે રહમત દર ફિશાંસ્ત;**
**ખુમ વ ખુમખાના બા મુહર વ નિશાં અસ્ત.**

[હજુ પણ રહેમતના એ વાદળો એવા જ વરસે છે ! હજુ પણ (રૂહાની) મદિરા અને મદિરાલય એવા જ સિલબંધ અને એ જ નિશાની (છાપ, માર્કા)વાળા અહીં મળે છે.]

## નિકાહ

હઝરતની વફાત વખતે આપની મુબારક ઉંમર ૩૯ વરસની હતી. ત્યાં સુધી આપે શાદી કરી ન હતી. હઝરતે પણ કેટલીયે વખત તકાઝો કર્યો પરંતુ આ ખયાલથી આપે ઈન્કાર કર્યો કે યોગ્ય રિશ્તો મળવો અને સ્વભાવની અનુકૂળતા ઘણી મુશ્કેલ છે અને એના વગર લગ્ન સંબંધ ઉબૂદિયતની ફરજોના અમલીકરણ તેમજ જિંદગીના હકીકી હેતુઓની પરિપૂર્ણતામાં સહાયક અને મદદરૂપ નથી બલકે અવરોધક અને અડચણકર્તા બને છે અને છેવટે જિંદગીનું સ્વરૂપ એવું બની જાય છે કે ઈન્સાનની હાલત એક અરબ શાઈરની પંક્તિ મુજબ થઈ જાય છે :

**'સુમ્મલ તફક્કત ફલા દુન્યા વલા દીના'**

[અર્થાત શાદી બાદ જયારે સંસારી જીવનની ઝંઝટો અને સ્વભાવની પ્રતિકૂળતા જોઈ અને પુનરાવલોકન કર્યું તો માલૂમ થયું કે ન દુનિયાનો લુત્ફ છે કે ન દીનનો.]



આપ એ વાત પણ સારી રીતે જાણતા હતા કે સારા સારા દીનદાર ખાનદાનોની સામાજિક પરિસ્થિતિ પણ બગડી ગઈ છે અને પશ્ચિમી સંસ્કૃતિની અસરો મશાઈખ તેમજ ઉલમાના ખાનદાનોમાં પગપેસારો કરી ચૂકી છે એટલા માટે આપે શાદી કરવામાં એટલા વિલંબ અને કાળજીથી કામ કર્યું કે ઘણાં સંબંધીઓના માટે એક મોટો કૂટ પ્રશ્ન બની ગયો.

પરંતુ અલ્લાહ તઆલાએ મદદ ફરમાવી અને શવ્વાલ ૧૩૪૬ હિજરી સન મુતાબિક એપ્રીલ ૧૯૨૮ ઈસ્વી સનમાં હઝરત મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહમતુલ્લાહિ અલયહ)થી બયઅત અને ઈરાદતનો સંબંધ ધરાવનાર મૌલવી સઈદુદ્દીન સાહબના ઝરીયાથી, ખુજનાવર, જિલ્લા મુઝફ્ફરનગરના એક સાદાત ઘરાનામાં રિશ્તો થયો.

આપના સસરા સાહબનું નામ મૌલાના અબ્દુલ અઝીઝ સાહબ હતું. દારુલ ઉલૂમ દેવબંદના ફાઝિલ હતા. અને મૌલાના થાનવી (રહમતુલ્લાહિ અલયહ) તથા હઝરત ગંગોહી (રહમતુલ્લાહિ અલયહ)ની સુહબત મેળવેલ, મુઝાજ (ખલીફા) હતા તેમજ વિચારોમાં પણ ઘણું સામ્ય હતું. વળી બંને જગાની સામાજિક પરિસ્થિતિમાં પણ ઘણી સમાનતા હતી.

અલ્લાહ તઆલાએ આપની નિય્યત પૂરી કરી અને આપની ઈચ્છા તેમજ વિચારો પ્રમાણે રિશ્તો થઈ ગયો.

અલ્લાહ તઆલાએ એમાં ઘણી બરકત આપી. પાંચ[1] સાહબઝાદા અને ત્રણ સાહબઝાદી પૈદા થઈ.

## દૈનિક કાર્યક્રમ

આપનો દૈનિક (દરરોજ)નો કાર્યક્રમ સામાન્ય રીતે આ પ્રમાણે રહે છે :—

* ફજર અવ્વલ વખતમાં પઢીને ઈશરાક સુધી મુસલ્લા પર જ તસ્બીહાતમાં મશગૂલ રહે છે.
* ઈશરાક બાદ (નાશ્તો કરવા વગર) ખાનકાહમાં તશરીફ લાવે છે અને દર્સ-તદરીસમાં (શીખવા -શીખવવામાં) મશગૂલ થઈ જાય છે.
* સૌથી પ્રથમ કુર્આને પાક સંભળાવે છે.

---

[1] પાંચ સાહબઝાદાઓના નામો આ પ્રમાણે છે :—

૧ મિયાં મુહમ્મદ સાલિહ જેમની ૨૦ (વીસ) વરસની ઉંમરમાં વફાત થઈ.

૨ સાહબઝાદએ ગિરામી કદર મૌલાના હાફિઝ મુહમ્મદ સઈદ સાહબ મુજદ્દિદી.

૩ મૌલવી મિસ્બાહુલ હસન સાહબ

૪ મિયાં ફઝલુર્રબ સાહબ

૫ મિયાં સિરાજુલ હસન સાહબ

ત્રણ સાહબઝાદીઓમાંથી એકની શાદી ડોકટર સૈયદ રફીઉદ્દીન સાહબ, અધ્યક્ષ અને પ્રોફેસર, અરબી અને ફારસી વિભાગ, નાગપુર યુનિવર્સિટી સાથે થઈ છે અને તેમને પણ માશાઅલ્લાહ ઔલાદ છે.

* તે પછી એક રૂકૂઅનો તરજુમો અને અહસનુત્તફાસીરમાંથી કંઈક હિસ્સો તફસીરનો પઢે છે.
* પછી મિશ્કાતની કેટલીક હદીસો તરજુમા અને તશરીહ (વિવરણ-ભાષ્ય) સાથે સંભળાવે છે.
* એ જ દૌરાનમાં બે કિતાબોનો સબક કોઈ આલિમ પાસે લે છે.
* એ જ સમયગાળામાં મરીઝોના ઈલાજ-ઉપચારનો સિલસિલો ચાલુ રહે છે.
* ટપાલ પણ વાંચે છે.
* પત્રાંના જવાબો લખાવે છે.
* હાજરજનોને સંબોધન પણ કરે છે.
* એ જ વાતચીતમાં શરીઅત અને તરીકતના મહત્વના નુકતાઓ, નસીહતો અને હિદાયતોનો સિલસિલો પણ ચાલુ રહે છે.
* ૧૧ (અગિયાર) વાગે, અને જ્યારે તંદુરસ્તી બેહતર હતી ત્યારે ૧૨ (બાર) વાગે તશરીફ લઈ જતા હતા.
* ખાવાથી ફારિગ થઈને કયલૂલહ (આરામ) ફરમાવે છે.
* તે પછી ઊઠીને ઝોહરની નમાઝ અદા ફરમાવે છે.
* તે પછી ફરી પાછા તિલાવત ફરમાવે છે.
* અસર બાદ મગરિબ સુધી તસ્બીહાતમાં મશગૂલ રહે છે.
* મગરિબ બાદ અવ્વાબીન અદા ફરમાવે છે.
* દરમિયાની સમયમાં ઝિક્ર અને તસ્બીહમાં મશગૂલ રહે છે.
* ઈશા અદા ફરમાવીને આરામ ફરમાવે છે.

* ખત્મે ખ્વાજગાન સામાન્ય દિવસોમાં દરેક જુમ્આના દિવસે મગરિબ બાદ અને રમઝાન મુબારકમાં જુમ્આની નમાઝ બાદ મામૂલ છે.

## રમઝાન મુબારકના મઅમૂલ

* રમઝાન મુબારકમાં હઝરતનો હંમેશા આ મઅમૂલ (નિત્યક્રમ) રહ્યો કે, પાંચ દિવસમાં કુર્આને પાક તરાવીહમાં ખત્મ ફરમાવ્યો.
* બાદમાં પૂરા રમઝાનમાં જયાંથી ચાહતા પઢતા, બીજો કુર્આન ખત્મ નથી ફરમાવતા.
* ફજર બાદ ઈશરાક પઢીને આરામ ફરમાવે છે.
* ૧૦ (દસ) વાગે ઊઠીને દસ્તૂર પ્રમાણે ખાંનકાહમાં તશરીફ લાવે છે.
* ઝોહર અવ્વલ વખતમાં અદા ફરમાવે છે.
* તે પછી કયલૂલહ (આરામ) ફરમાવે છે.
* તે પછી અસરના સમયે તશરીફ લાવે છે, અને તિલાવતમાં મશગૂલ રહે છે.
* દુરૂદ શરીફની ત્રણ તસ્બીહ મગરિબ સુધી પૂરી ફરમાવી લે છે.
* ઈફતારની સાથે થોડું ખાઈ લે છે.
* અવ્વાબીનથી ફારિગ થઈને આરામ ફરમાવે છે.
* મામૂલી સહરી ખાઈને સુન્નત અદા ફરમાવે છે.
* લોટનો હરીરહ પકવાવીને બહુધા પીએ છે.

* રમઝાનનો મહિનો વધારે ભાગે તિલાવતમાં જ વિતાવે છે.
* ઈશ્રાક સુધી ત્રણ તસ્બીહ દુરૂદ શરીફની પઢી લે છે.

બાકીનું સમય પત્રક એ જ છે.

## જીવન પદ્ધતિ અને વિશિષ્ટતાઓ

મોટા હઝરતની વફાત બાદ આપે તેમની જાનશીની એવી વિશિષ્ટતાથી અદા કરી કે જે ખાનકાહની શિઆર (ખાસ નિશાનીઓ, લક્ષણો) બની ગઈ હતી. (દાખલા તરીકે : દુનિયાવાળાઓથી નિર્લેપતા, નિસ્વાર્થતા, પોતાના સ્થાને સ્થિર અને મક્કમ રહેવું, મઅમૂલાત અને મશાગિલમાં મગ્નતા, તાલિબોની ઈસ્લાહ અને તરબિયત) એમાં ઈલ્મી પ્રવૃત્તિઓનો વધારો થયો. પોતે પણ કિતાબો વાંચતા અને બીજાઓને પણ દીની ઈલ્મ હાસિલ કરવાની તથા વાંચન-મનનની પ્રેરણા અને પ્રોત્સાહન આપતા હતા.

ભોપાલના વિવિધ આલિમો પાસે, વિવિધ કિતાબોનો સબક લે છે. એની પરવાહ કરતા નથી કે :-

* કિતાબ કઈ કક્ષાની છે,
* એને લોકોના સમૂહમાં પઢવાથી અને એ ઉસ્તાદોની સામે વિદ્યાર્થીની જેમ અદબપૂર્વક બેસવાથી,
* આવનારાઓ પર અને જનારાઓ પર શું અસર પડશે અને તેઓ આ શૈખ વિષે, જેને ઈલ્મે ઝાહિર અને બાતિનમાં કામિલ અને મુકમ્મલ (પરિપૂર્ણ) સમજે છે, શું ધારણા કરશે !

બહુધા આ મંઝર (દશ્ય) સામે આવે છે કે, લોકો અકીદતપૂર્વક હાજર થયા છે; અને કેટલાક તો આપનું વિખ્યાત નામ સાંભળીને દૂર-દૂરથી આવ્યા છે અને આપ કોઈ સ્થાનિક આલિમની સામે કિતાબ ખોલીને સબક લઈ રહ્યા છે !

ખાનકાહની આ ઈલ્મી પ્રવૃત્તિઓ અને સબક ઉપરાંત આપ કેટલાક ઉલમા અને ઉસ્તાદોના ઘર જઈને પણ સબક લે છે. એ ખૂશનસીબ શખ્સો જેમને આ બહુમાન પ્રાપ્ત થયું છે, તેમાંથી કેટલાક આ પ્રમાણે છે :-

મૌલાના અબ્દુર્રશીદ સાહબ મિસ્કીન મર્હૂમ,
મૌલાના અબ્દુર્રહમાન સાહબ મર્હૂમ,
મુફતી રિઝવાનુદ્દીન સાહબ મર્હૂમ,
મૌલાના ઈબ્રાહીમ ખલીલ સાહબ મર્હૂમ, અને
મૌલાના અઝીઝુર્રહમાન સાહબ

ખાસ રીતે ઉલ્લેખનીય છે.

કેટલીક વખતે કોઈ મદ્રસાના નવજુવાન ફાઝિલ કે નવઉમ્ર ઉસ્તાદથી પણ આપને કંઈ પૂછવામાં કે ફાયદો મેળવવામાં સંકોચ થતો ન હતો.

આપના જમાનામાં આ ખાનકાહ, ખાનકાહોની તે તમામ રસ્મો અને પાબંદીઓથી, જે ખાનકાહોની જીવન જરૂરિયાત અને તેમની અલામત (લાક્ષણિકતા) સમજવામાં આવે છે, તેનાથી ઘણી દૂર થઈ ગઈ.

* ન અહીં તઅઝીમના તે તરીકાઓ છે જે સામાન્ય રીતે ખાનકાહોમાં પ્રચલિત છે.
* ન લંગર (સાર્વજનિક ભોજનાલય)ની વ્યવસ્થા,
* ન મહેમાનોની ધૂમધામ,

* ન ઉર્સ અને ફાતિહાનો ઈહતિમામ,
* ન અવકાતનો ઈન્તિઝામ અને બંદોબસ્ત.

એક સાદુ અને દીની મરકઝ (કેન્દ્ર) છે જેમાં મોટા ભાગે :

* કુર્આન અને હદીસના સબક અને વાતો,
* અખ્લાક અને મઆશરત (સમાજ)ની સુધારણાની વાતો,
* જિંદગીઓનું નીરિક્ષણ અને પરીક્ષણ,
* ભલાઈ તરફ બોલાવવું અને બૂરાઈથી રોકવું,
* એની સાથે સાથે દાનિશમંદી અને હિકમત

(જેનાથી અમલી જિંદગી, ઘરોનું સામાજિક જીવન, દરેક તબકાની માનસિકતા, અને ખાસ કમજોરીઓ તથા બીમારીઓની ઊંડી માહિતી અને જાણકારી પ્રગટ થાય છે.)

હૈદરાબાદના લાંબા વસવાટના કારણે, જેમાં આપ એક પરદેશી અને ગુમનામ તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી)ની હેસિયતથી ૧૭ (સત્તર) વરસ સુધી રહ્યા અને સખ્ત પરિશ્રમ અને જફાકશીની જિંદગી ગુઝારી, આપમાંથી મખ્દૂમઝાદગી બલ્કે સાહબઝાદગીની બૂ (ગંધ), જે અનુભવીઓના જણાવવા પ્રમાણે મોટા મોટા મુજાહદાઓ પછી પણ નીકળતી નથી, તે પણ નીકળી ગઈ અને એક એવો આઝાદ સ્વભાવ, બેતકલ્લુફી (અનૌપચારિકતા) અને રસ્મોથી બેઝારી (અણગમો) પૈદા થઈ ગઈ જે કેટલીક વખતે નવા મુલાકાતીઓ ઉપલક દ્રષ્ટિ ધરાવનારાઓના માટે કસોટી અને ઈમ્તિહાનનું કારણ બની જાય છે.

હૈદરાબાદમાં આપનો એટલા વિવિધ તબકાના લોકોથી સંબંધ રહ્યો અને ઉલમા તેમજ મશાઈખ, અમીરો અને રઈસો,

સહીહ અકીદા ધરાવનારાઓ અને ફાસિદ અકીદા ધરાવનારા શખ્સો, મુખ્લિસ અને ગૈર મુખ્લિસ, અસલી અને નકલી, ફકીરો અને દરવેશો, જઝબવાળા અને સુલૂકવાળા મશાઈખ, વહદતુલ વુજૂદના અતિશ્યોક્તિકારક દાવેદારો અને ઝંડાધારીઓ, સખ્ત ઈન્કાર કરનારાઓ અને વિરોધીઓ સાથે સુહબત રહી એટલે આપની નઝરથી જિંદગીનો કોઈ ખૂણો અને ઈસ્લામી સમાજનો કોઈ તબકો છૂપો ન રહ્યો. જિંદગી પર આપની નઝર એટલી ઊંડી અને વિશાળ થઈ ગઈ જે ન માત્ર ઉલમા અને મશાઈખના તબકામાં દુર્લભ છે બલકે ખાલિસ દીનદારોમાં પણ જવલ્લે જ નઝર આવે છે.

આપના મલફૂઝાત (સાંભરી વચનો)માં જે હકીકત પસંદી, સૂક્ષ્મતા, જિંદગીનું પ્રતિબિંબ, સમતોલન, પુખ્ત નઝરી જોવામાં આવે છે તે આ જીવન પદ્ધતિનું પરિણામ છે જેના મોકાઓ ઈરાદાવગર પરંતુ ઈલાહી ઈરાદા અનુસાર આપના માટે ઉપસ્થિત કરવામાં આવ્યા.

આ જીવન પદ્ધતિ અને લાંબા વૈવિધ્ય ભરેલા અનુભવોનું એક પરિણામ એ પણ આવ્યું કે આપના મગજમાં દીન, સુલૂક, તસવ્વુફ બધાંના વિષે અતિશ્યોક્તિ અને મૂળ હકીકત, સાધનો અને હેતુઓ, માવો અને છાલમાં તફાવત ઓળખી લેવાની અસામાન્ય સલાહિય્યત (પાત્રતા) પૈદા થઈ ગઈ અને તેમાંથી દરેક ચીઝના અર્ક અને માવાની સમજ એમના મગજે મેળવી લીધી અને એને રજૂ કરવામાં તથા દૂધનું દૂધ અને પાણીનું પાણી અલગ કરવામાં આપને અસામાન્ય સફળતા પ્રાપ્ત થઈ.

એની સાથે જ જુદા જુદા સિલસિલાઓના મશાઈખ સાથે વારંવાર મળવાના કારણે અને તેમની ખૂબીઓ, તેમના ખુલૂસ (શુદ્ધ ભાવના), દર્દમંદી (સહાનુભૂતિ), સાચી તલબ અને અલ્લાહ સાથેના તઅલ્લુકને નજીકથી જોવાના કારણે એક જ

તરીકાની તરફદારી, એક જ સિલસિલા અને ખાનવાદહને બીજા તમામ સિલસિલાઓ અને ખાનવાદાઓ કરતાં ચઢિયાતો માનવાની આદત, જે દરેક સિલસિલામાં સામાન્ય રીતે પ્રચલિત છે, તેનાથી આપ બિલકુલ આઝાદ થઈ ગયા.

બધાંની ખૂબીઓનો સ્વીકાર કરવો અને

બધાંને મકબૂલ અને ફાયદાકારક માનવા અને

બધાંને એક મંઝિલના મુસાફિર ગણવા

આપનો સ્વભાવ થઈ ગયો.

સ્વભાવગત રસ અને અલ્લાહની ઈનાયતથી કુર્આન મજીદનો ઝૌક (રુચિ) દરેક ઝૌક પર ગાલિબ (પ્રભાવી) થઈને રહ્યો અને એની તિલાવત તેમજ ચિંતન અને મનનમાં એટલો વધારો થયો કે ખાનકાહ, ખાનકાહ કરતાં વધારે મદ્રસો હોય તેવું માલૂમ થવા લાગ્યું અને એની દઅવત તથા તરગીબ (પ્રોત્સાહન) બીજી દરેક પ્રવૃત્તિઓ પર ગાલિબ નઝર આવવા લાગી.

એ જ પ્રમાણે :–

- કિતાબોના વાંચનનો શોખ,
- દરેક નવી કિતાબને આવકાર આપવો અને તેના માટે આનંદ પ્રગટ કરવો,
- એના અવલોકન પર કાબૂ મેળવી લેવાનો પ્રબંધ,
- અરબી ભાષાનો ઈશ્ક,
- એની જૂની-નવી કિતાબોને મેળવવાનો રસ અને તેને દૂર દૂરથી મંગાવવાની વ્યવસ્થા,
- તે પછી તેની હિફાઝત અને દેખરેખ,

* અરબી ભાષા શીખવાનો અને તેને દરરોજની બોલચાલની ભાષા બનાવવાનો શોખ.

આ બધી તે ખુસૂસિયાત (વિશિષ્ટતાઓ) છે જેની કોઈ ખાનકાહ કે કોઈ ખાનકાહના શેખથી સામાન્ય રીતે આશા રાખવામાં આવતી નથી. પરંતુ આ ચીઝો અહીં એટલી સુસ્પષ્ટ છે કે એને મહેસૂસ કરવાના માટે કોઈ લાંબા વસવાટ અને કોઈ ઘણી ઊંડી જાણકારીની જરૂરત નથી. દરેક આવનારને એક-બે વખતની હાજરીમાં જ એ નઝર આવી જાય છે.

એ જ પ્રમાણે અલ્લાહ તઆલાએ આપને મોટી મોટી હકીકતોને સામાન્ય જીવનની દરરોજની મિસાલો (દાખલાઓ) વડે અથવા નાની નાની હિકાયતોના સ્વરૂપમાં ગુંઠીને બયાન કરવાનો અસામાન્ય મલકહ (કૌશલ્ય) અર્પણ કર્યો છે.

તસવ્વુફ અને સુલૂકની અત્યંત નાઝુક હકીકતોને આપ એવી રીતે આસાન અને જાણે રોજ-બ-રોજના ટુચકાઓમાં એવી રીતે બયાન ફરમાવી દે છે કે તેમાં કોઈ પ્રકારની મુંઝવણ, શંકા કે ગુંચવણ બાકી નથી રહેતી.

અને કેટલીક વખતે મોટા ઝઘડાકારક પ્રશ્નો જેના વિષે સદીઓથી ઝઘડો ચાલ્યો આવે છે; એવી રીતે હલ થઈ જાય છે કે એ પ્રશ્નમાં રજનું ગજ, રજકણનો પહાડ બનાવી દીધેલો હોય તેવું ભાસે છે.

એમાં આપને આરિફ રૂમી હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહમતુલ્લાહિ અલયહ)થી મુનાસિબત માલૂમ પડે છે. કદાચ એમાં આપની ગુલિસ્તાન અને બૂસ્તાન તેમજ એના હકીમ અને દાના લેખક શૈખ સઅદી (રહમતુલ્લાહિ અલયહ)થી અસામાન્ય મુહબ્બત અને અકીદતનો પણ દખલ છે જે આપને દરેક દૌરમાં હાસિલ રહી છે અને હજુ પણ

આપ તેમને પોતાના મુરશિદ અને મુરબ્બી માને છે તથા ગુલિસ્તાન અને બૂસ્તાનને પોતાની સૌથી મહાન મોહસિન (ઉપકારકર્તા) કિતાબોમાં ગણે છે.

તસવ્વુફ અને ઈસ્લાહે બાતિન (અંતરની સુધારણા)ની જરૂરતને તે ઝમાનાની પ્રકૃતિ અને રુચિ પ્રમાણે બયાન કરવું અને તેને એક સુસ્પષ્ટ હકીકત અને જરૂરત સાબિત કરવી આપનું તે કારનામું છે જેમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ની તજદીદ (નવીનતા)નું પ્રતિબિંબ અને તેમની ફરઝંદીની નિસ્બત કામ કરતી નઝર આવે છે.

એ જ પ્રમાણે :–

* દીનની જરૂરત,
* ઈસ્લામની સદાકત (સચ્ચાઈ) અને હકકાનિય્યત,
* સમાજ અને સંસ્કારની સુધારણા,
* મુઆમલાતની દુરસ્તી,
* જાહિર અને બાતિન (બાહ્ય અને અંદર)માં સમાનતા,
* નિફાક (દ્વીમુખીપણા)થી તિરસ્કાર,
* ઈખ્લાસ (શુદ્ધ ભાવના) અને વિનમ્રતાનું મહત્વ;
* આત્મ નિરીક્ષણ અને પરીક્ષણ તેમજ બીજાઓની સાથે ઉદારતા,
* સહાબએ કિરામની અઝમત અને અકીદત;
* સાબિકીને અવ્વલીન (પ્રથમ દૌરના પૂર્વજો) અને સલફે સાલિહીન (તે પછીના નેક પૂર્વજો)ની તરફથી તાવીલ (કષ્ટકલ્પના) અને મઅઝિરત (ક્ષમાયાચના);
* અવલિયાએ કિરામ અને મહાન મશાઈખના બનાવોને

સમજવાની કોશિશ અને તેમને સારા સ્થાને સ્થાપિત કરવાનો પ્રબંધ;

* સાધન અને હેતુમાં વિવેક;
* મુતકદ્દમીન (પૂર્વજ બુઝુર્ગો)ની ઈબારતો (લખાણો) અને તેમના સંશોધનોને સમજવામાં ગેર સમજ અને ગુમરાહીના અસબાબ અને તેનાથી બચવાના તરીકા;
* શિકસ્તા દિલ (ભગ્ન હૈયા)ની તસ્કીન (હૈયાધરપત) અને થાકેલા મુસાફિરો તથા નાકામ (નિષ્ફળ, નિરાશ) ઈન્સાનોની તસલ્લી અને તશફ્ફી તથા હિમ્મત અફઝાઈનો સામાન;
* દીનનું આસાન અને પ્રાકૃતિક હોવું,
* ગૈબી હકીકતોને સમજવાનો અને તેના પર ચિંતન-મનન કરવાનો તરીકો;

આ અને એવા જ કેટલાયે વિષયો અને વિવાદાસ્પદ બાબતો છે જે આપની દરરોજની વાતચીતમાં સતત આવતી રહે છે.

## શરીરની રૂપરેખા

* આકર્ષક દેહ;
* પાતળુ, લાંબુ બદન;
* ગોરો રંગ,
* ખડો નાકનકશો,
* જ્યારથી આ કિતાબના લેખકને ઝિયારતનો શરફ હાસિલ થયો, હઝરતને દૂબળા-પાતળા જોયા,

* અવાજ બુલંદ અને સુસ્પષ્ટ,
* બદનમાં અત્યંત ચુસ્તી અને ચપળતા,
* બદને મુબારક બિલકુલ સીધું–ટટાર જેમાં જરા પણ વક્રતા નહિ,
* આંખો વિશાળ જેનાથી બુદ્ધિમત્તા પ્રગટ થાય.

ઉલમા અને મશાઈખ તથા દીનદારોના તબકામાં પોતાના લાંબા પ્રવાસો અને વિશાળ જાણકારી હોવા છતાં આ કિતાબના લેખકને મૌલાના મુહમ્મદ ઈલ્યાસ સાહબ કાંધલવી અને શાહ મુહમ્મદ યાકૂબ સાહબ મુજદ્દિદીના કરતાં વધારે ઝહીન (પ્રતિભાવાન અને બુદ્ધિશાળી) જોયા નથી.

## મલફૂઝાત (સોનેરી વચનો) અને તેનું સંપાદન



બુઝુર્ગોના મલફૂઝાત અને તેમની મજલિસોને કલમબદ્ધ કરવાનો સિલસિલો હિન્દુસ્તાનમાં ઘણો જૂનો છે. આ એક ઘણું મુબારક અને અત્યંત દાનિશમંદાનહ, લેખનનું પગલું હતું. આ મલફૂઝાત અને મજલિસોમાં જે જિંદગી અને સાહજિકતા જોવામાં આવે છે તે કુદરતી તૌર પર ઈલ્મી કૃતિઓ અને આમ લખાણોમાં જોવા મળતી નથી.

વળી જિંદગીની વિવિધ હાલતો અને સમસ્યાઓમાં વિવિધ સ્વભાવના લોકોને એમનાથી જે માર્ગદર્શન મળે છે તેની આશા પણ ચીલાચાલુ તરીકાથી લખવામાં આવેલી કિતાબોથી રાખી શકાતી નથી.

સાદગી અને બેતકલ્લુફી (અનૌપચારિકતા), શફકત અને રિઆયત, ફય્યાઝી અને માનવ સ્વભાવની ઓળખ શકિત, સામાન્ય બીમારીઓ અને કમજોરીઓની ઊંડી

જાણકારી અને તેનો સહીહ ઈલાજ હંમેશાથી બુઝુર્ગાને દીન અને સૂફીયાએ કિરામની રીતભાત રહી છે. અને એનો બેહતરીન નમૂનો તેમના મલફૂઝાત (વચનો) અને મજલિસોમાં જોવા મળે છે.

આપણામાંથી ઘણાં લોકોને એ અહલે દિલ અને અહલે યકીનની મજલિસોમાં શરીક થવાનો શરફ હાસિલ થયો છે અને ઘણા લોકોએ એ હઝરાતના ઈર્શાદાત અને તહકીકાત (સંશોધનો) દોસ્તોને સંભળાવ્યા તો ઘણો ફાયદો જણાયો.

આ મૌખિક સિલસિલો કંઈ વધારે ભરોસાપાત્ર નથી. યાદશક્તિ પર વિશ્વાસ અને લખવામાં કોતાહી (ઉણપ)ના કારણે આ દૌલતનો ઘણો મોટો ભાગ વેડફાઈ ગયો છે અને હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી થાનવી રહમતુલ્લાહિ અલયહની ઝાતને અપવાદ રાખીને મોટા ભાગના સમકાલીન બુઝુર્ગોના મલફૂઝાત અને તેમના દુર્લભ સંશોધનો નષ્ટ થઈ ગયા છે !

આ નાચીઝ લેખકને લાંબા સમયથી હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબની ખિદમતમાં નિયાઝ હાસિલ છે અને તેમને પણ આ નાચીઝના હાલ પર ઘણી શફકત છે. આ નાચીઝ વખતો વખત તેમની મજલિસોમાં શરીક થવાની સઆદત હાસિલ કરતો રહ્યો છે. કેટલીક વાતો એવી સાંભળી જેની મહિનાઓ અને વરસો સુધી દિલમાં મઝા લેતો રહ્યો અને તેને એક સોગાત (ભેટ) અને દુર્લભ ઈલ્મી તોહફા તરીકે હિન્દુસ્તાન અને અરબસ્તાનના દોસ્તોની સામે રજૂ કરતો રહ્યો. છેવટે આ નિર્ણય કર્યો અને કેટલાક મુખ્લિસ અને સાહબેઝૌક દોસ્તોએ એનું ભારપૂર્વક સમર્થન કર્યું કે એ મજલિસોને પોતાની સલાહિય્યત અને શકયતાની સીમા સુધી કલમબદ્ધ કરી લેવામાં આવે.

હઝરતના મિઝાજ અને મઝાક (રુચિ)ના ખિલાફ સમજીને મજલિસના દૌરાન તો કંઈક ઈશારાઓ રૂપે પણ નોંધ કરવાની હિમ્મત ન થઈ; પોતાના ઉતારા પર (મુહિબ્બે મુકર્રમ મૌલાના મુહમ્મદ ઈમરાનખાં સાહબ નદવીના દૌલતખાના, જેનું નામ : 'ગરીબખાના' રાખેલું છે) ત્યાં આવીને લખાવવાનો સિલસિલો શરૂ કર્યો.

જોતજોતામાં એ એક અત્યંત લાભદાયી અને કીમતી સિલસિલો બની ગયો. માનનીય મિત્ર મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાનીએ, જેઓ પોતે પણ એ મજલિસોના મોટા કદરદાન અને ચાહક છે, તેમણે આ મલફૂઝાત સાંભળ્યા તો એને 'અલ-ફુરકાન' (ઉર્દૂ માસિક, લખનૌ)માં પ્રગટ કરવાનો વિચાર જાહેર કર્યો. મેં હઝરતની ઈજાઝત પર એને મોકૂફ રાખ્યો. મૌલાનાએ પોતે જ (હઝરતને પત્ર લખીને) ઈજાઝત માંગી તો એના જવાબ રૂપે હઝરતનો જે પત્ર પ્રાપ્ત થયો તે પોતે જ એક આરિફાનહ અને તેહકીકી શાન ધરાવે છે. એને વાંચીને અંદાઝો થયો કે, મલફૂઝાતનું પ્રકાશન હઝરતના સ્વભાવ વિરુદ્ધ અને બોજદાયી છે. અને હઝરતના સ્વભાવનો કમથી કમ તકાઝો આ છે કે નામનો ઉલ્લેખ કરવામાં ન આવે.

પરંતુ આપણા દીની ભાઈઓ અને 'અલ-ફુરકાન'ના વાચકોના ફાયદાના માટે એને પ્રગટ કરવાનું સાહસ કરવામાં આવ્યું કે 'અલ-ફુરકાન'માં એ સિલસિલો શરૂ કરવામાં આવે. એટલે અનેક હફતાઓમાં આ મલફૂઝાત, હફતાવાર પ્રગટ થતા રહ્યા અને ઘણાં ઝૌક અને શૌક (રુચિ અને રસ)થી વાંચવામાં આવ્યા અને ઘણો ફાયદો મેહસૂસ થયો.

અનેક અસ્હાબે ઝૌક અને અહલે નઝરે એને પુસ્તક સ્વરૂપમાં પ્રગટ કરવાનો સતત આગ્રહ કર્યો કે સામયિકમાં પ્રગટ થતાં લેખો પોતાના સમયે ભલે કેટલાયે અસરકારક

અને મકબૂલ સાબિત થાય, કેટલોક સમય વીતવા પછી, એ સામયિકોની ફાઈલોમાં દફન થઈને અથવા અનેક અંકોમાં વિભાજિત થઈને વેડફાઈ જાય છે; અને બાદમાં શોધવાથી પણ હાથમાં આવતા નથી. એટલે આ મુખ્લિસાના અને દાનિશમંદાના મશ્વરહને કબૂલ કરવામાં આવ્યો; અને આજે એને પુસ્તકના સ્વરૂપમાં સંપાદિત કરીને વાચકોની ખિદમતમાં રજૂ કરવામાં આવે છે.

એમ તો આ નાચીઝને હઝરતથી સંભવતઃ ઈસ્વી સન ૧૯૩૫-૧૯૩૬ થી નિયાઝ હાસિલ છે. મારા ખાનદાનની એક શાખા લાંબા સમયથી ભોપાલમાં રહે છે અને ભોપાલને પોતાનું વતન બનાવી લીધું છે. વળી મારા સહાધ્યાયી અને સહકાર્યકર મૌલાના હાફિઝ મુહમ્મદ ઈમરાનખાં સાહબ નદવીના કારણે વારંવાર ભોપાલ જવાનું થયું અને દરેક સફરમાં હઝરતની ખિદમતમાં હાજર થવું જરૂરી હતું. કેટલીક વખતે ખાનકાહમાં જ રહેવાનું થયું. પરંતુ દરેક કામનો સમય મુકર્રર (નક્કી થયેલો) છે. આ મલફૂઝાતને લખી લેવાનો વિચાર ઘણો મોડો આવ્યો અને એનો પહેલો સિલસિલો આજથી ત્રણ વરસ પહેલાં ઝિલ હિજ્જહ ૧૩૮૬ હિજરી સન (મુતાબિક માર્ચ, ૧૯૬૭ ઈસ્વી સન)ના એક સફરમાં શરૂ થયો.

તે પછી ખાસ એ જ નિય્યતથી ભોપાલ હાજરી આપતો રહ્યો. અને ત્યાં કેટલાક દિવસો રહીને મલફૂઝાત લખતો રહ્યો. મારું એ રોકાણ (મારી વધતી જતી પ્રવૃત્તિઓ અને જવાબદારીઓ તેમજ વિશ્વભરના પ્રવાસોના કારણે) કદી ૧૦ (દસ) દિવસથી વધારે અને ૩ (ત્રણ) દિવસથી ઓછું નથી રહ્યું. એટલે આ મલફૂઝાત મૂળ રીતે માર્ચ, ૧૯૬૭ ઈસ્વી સન અને જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વી સનના દરમિયાનના છે.

કેટલીક વખતે એક સફરના મલફૂઝાત અને બીજા સફરના મલફૂઝાતમાં એક વરસનો સમયગાળો પડયો છે. એનાથી વાચકોને એ પણ અંદાઝો થશે કે સમયના વહેવા અને સ્વભાવમાં ચઢાવ–ઉતાર થવા છતાં દઅવત અને ફિક્રમાં કેવું સામ્ય અને ઐકય જોવામાં આવે છે. વળી એ છતાં નવા નવા વિષયો સતત આવતા રહે છે અને મિસાલો (દાખલાઓ) તેમજ હિકાયતો બદલાતી રહે છે પરંતુ મરકઝી દઅવત અને દષ્ટિકેન્દ્ર એક જ છે અને દરેકનું અંતિમ ધ્યેય અલ્લાહ તઆલાથી સહીહ સંબંધ, નફસની ઈસ્લાહ, બાતિની તરકકી, આખિરતનો યકીન અને અલ્લાહના દીદારનો શોખ છે.

**'આહંગમેં યકતા સિફત સૂરએ રહમાન'**

[સૂરએ 'રહમાન'ની દરેક આયતની સિફત અલગ છે પરંતુ દરેકનું લક્ષ્ય એક જ વાત સાબિત કરવાનું છે કે,

'તમે અલ્લાહની કઈ કઈ નેઅમતોને જૂઠી ઠેરવશો ?!'

એ જ પ્રમાણે દરેક બુઝુર્ગની સિફતો અલગ અલગ હોય છે પરંતુ દરેકનો મૂળ મકસદ એક જ હોય છે.]

આ મલફૂઝાતનો વધુ પડતો ભાગ 'અલ–ફુરકાન'માં પ્રગટ થઈ ચુકયો છે અને દીની અખબારો તથા સામયિકોએ એને નકલ કર્યો છે. પરંતુ ર૩, જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વી સનથી લઈને તે પછીની મજલિસો, એ અખબારો અને સામયિકોના વાચકો માટે નવી છે, અને પહેલી જ વખત પ્રગટ થઈ રહી છે.

શરૂઆતમાં આ નાચીઝ સંપાદક માત્ર પોતાની યાદશકિત પર ભરોસો કરીને જે વાતો મગજમાં યાદ રહી જતી હતી તેને બીજે દિવસે લખાવી દેતો હતો. પરંતુ પછીથી મુહિબ્બી હાફિઝ મંઝૂર અહમદ સાહબ, જેઓ ખાનકાહમાં

રહેતા હતા, તેમની નોંધ પોથીથી કામ લેવા લાગ્યો; જેમાં તેઓ તકરીરના કેટલાક શબ્દો અને વાકયો અને ઈશારાઓ નોંધી લેતા હતા. એ નોંધપોથીના કારણે મજલિસનો મોટો ભાગ લખાણમાં આવી ગયો અને ભાગ્યે જ કોઈ જરૂરી વાત લખવાની રહી ગઈ હશે.

શરૂઆતમાં સાહબે મલફૂઝાતના સિલસિલા અને ખાનદાનનો પરિચય અને તેમનું ટૂંકું જીવન ચરિત્ર, મિઝાજ અને મઝાક(ઝૌક)નો જરૂરત પ્રમાણે ઉલ્લેખ કરવો પણ જરૂરી લાગ્યો. એનાથી મલફૂઝાત અને એના માહોલને સમજવામાં સહૂલત થાય છે; ઉપરાંત કયાંક કયાંક ફૂટનોટ અને સ્પષ્ટીકરણ કરતી નોંધનો વધારો પણ કરવામાં આવ્યો છે.

આ નેક કામની પરિપૂર્ણતામાં, ઉપરાંત હાલાત અને વાકેઆત તેમજ તારીખો પ્રાપ્ત કરવામાં મુહિબ્બી હાફિઝ મંઝૂર અહમદ સાહબથી ઘણી કીમતી મદદ મળી જેઓ લાંબા સમયથી ખાનકાહમાં રહે છે, અને પાબંદીથી મલફૂઝાતની નોંધ પણ કરે છે. સંપાદક તેમની આ ઈનાયત અને મુહબ્બતના માટે તેમનો ઘણો આભારી છે.

હઝરતના બુઝુર્ગો (પૂર્વજો)ના હાલાતના સિલસિલામાં ફાઝિલે મુહતરમ મૌલાના વજદી અલ હુસૈની સાહબ, ભોપાલના કાઝીની અપ્રગટ કિતાબ 'બુઝુર્ગાને ભોપાલ' ઉપરાંત સલીમ હામિદ રઝવી સાહબની કિતાબ :

'ઉર્દૂ શએર વ અદબમેં ભોપાલકા હિસ્સા'થી પણ ઘણી મદદ મળી છે. કિતાબના સંપાદક એ હઝરાત (મહાનુભાવો)નો આભારી છે.

હવે આ ફાયદાકારક અને દિલઆવીઝ સંગ્રહ વાચકોની ખિદમતમાં 'ઉર્ફી'ના શબ્દોમાં આ ક્ષમાયાચના સાથે પેશ છે કે,

**ઉમ્મીદ હસ્ત કે બેગાનગીયે 'ઉર્ફી' રા;**
**બદોસ્તીએ સુખનહાએ આશના બખ્શંદ.**

[આશા છે કે 'ઉર્ફી'ની બેગાનગી (અપરિચય) શબ્દોની આ દોસ્તી પરિચયનું સન્માન અર્પણ કરશે.]

# અબુલ હસન અલી

**દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનૌ**

**૬, ઝી કઅદહ, ૧૩૮૯ હિજરી સન**
**૧૫, જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વી સન**

# હઝરતના ઈન્તેકાલનો અહેવાલ

**હઝરત મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની (રહ.)**

**નોંધ :** આ મલફૂઝાતના સંપાદક મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવી હિજરી સન ૧૩૯૨ના મુહર્રમ મહિનાના છેલ્લા દિવસોમાં (ઈસવી સન ૧૯૭૦ ના એપ્રીલ મહિનાના શરૂઆતના દિવસોમાં) હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબ મુજદ્દિદી અલયહિર્રહમહની ખિદમતમાં ભોપાલ હાજર થયા હતા.

છેલ્લી (અઠ્ઠાવીસમી) મજલિસ ૨૭, મુહર્રમ, ૧૩૯૦ હિજરી સન મુતાબિક ૧૫, એપ્રીલ ૧૯૭૦ની હતી. એના મલફૂઝાત વાંચકોએ કિતાબના અંતમાં વાંચ્યા છે.

મજકૂર મજલિસના બરાબર ૪૫ (પીસ્તાલીસ) દિવસ બાદ (દોઢ મહિના પછી) ૧૩, રબીઉલ અવ્વલ, ૧૩૯૦ હિજરી સન મુતાબિક ૨૦, મે, ૧૯૭૦ ના રોજ કોઈ ખાસ બીમારી વગર અચાનક હઝરતનો ઈન્તેકાલ થઈ ગયો ! એની જાણ મૌલાના મુહમ્મદ ઈમરાનખાન સાહબ નદવીના તાર (ટેલિગ્રામ)થી તે જ રાતે થઈ ગઈ હતી.

**(ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન)**

બે ચાર દિવસ પછી ખુદ મૌલાના મુહમ્મદ ઈમરાન ખાન નદવી લખનૌ તશરીફ લાવ્યા. તેમની પાસે ઈન્તેકાલનો જે અહેવાલ જાણવા મળ્યો તે ઘણો ઈમાનવર્ધક હતો. એની વિગતોને એક નાના લેખના સ્વરૂપમાં 'અલ-ફુરકાન' (ઉર્દૂ માસિક)ના રબીઉલ અવ્વલ, ૧૩૯૦ હિજરી સનના અંકમાં પ્રગટ કરી દેવામાં આવ્યો હતો.

તે પછી કેટલીક ઉલ્લેખનીય વાતો હઝરતના મોટા સાહબઝાદા મૌલાના હાફિઝ મુહમ્મદ સઈદ મિયાં સાહબના એક પત્રથી જાણવા મળી.

હવે એ વાતોનો પણ ઉમેરો કરીને, મજકૂર લેખને અહીં રજૂ કરવામાં આવે છે. ઉમ્મીદ છે કે એનું વાંચન ઈન્શાઅલ્લાહ ઘણા ખરા વાચકોના માટે ઈમાની કૈફિય્યતમાં વધારાનો સબબ બનશે અને એવું મોત (મેળવવાનો) શોખ (લગન) પેદા થવાનો વસીલો બનશે.

**મુહમ્મદ મન્ઝૂર નુઅમાની**

**'યા અય્યતુહન્નફસુલ મુત્મઈન્નહ. ઈરજિઈ ઈલા રબ્બિ-કિ રાદિયતમ્મરદિય્યહ. ફદખુલી ફી ઈબાદી. વદખુલી જન્નતી.'**

**(સૂરએ 'ફજર' : ૨૭ થી ૩૦)**

**ભાવાર્થ**

(ત્યાં કહેવામાં આવશે કે) હે શાંતિ પામનાર આત્મા ! તું પોતાના પરવરદિગાર તરફ પાછો ફર કે તું તેનાથી રાજી (અને) તે તારાથી રાજી (છે.) (અને અહીં આવ્યા) પછી તું મારા (ખાસ) બંદાઓમાં શામિલ થઈ જા અને મારી જન્નતમાં દાખલ થઈ જા !

## હઝરતની ઉંમર

જો કે હઝરત અલયહિર્રહમહની ઉંમર ચંદ્રમાસ (ઈસ્લામી કેલેન્ડર) પ્રમાણે લગભગ ૮૭ (સત્યાશી) વર્ષ અને સૌર્યમાસ

(ખ્રિસ્તી કેલેન્ડર) પ્રમાણે લગભગ ૮૪ (ચોર્યાશી) વર્ષ હતી. શારીરિક રીતે ખૂબ જ પાતળા અનેકમજોર હતા પરંતુ ઘડપણની કોઈ નબળાઈની ખાસ અસર ન હતી. રૂહાની શકિતએ શરીરને પણ સ્ફુર્તિલું અને કાર્યશીલ બનાવી રાખ્યું હતું.

પોતાના ખાસ અશ્ગાલ અને અવરાદ તેમજ મઅમૂલાતમાં દિવસ-રાતનો વધુ ભાગ વાપરતા હતા. ઉપરાંત મજલિસમાં કલાકો સુધી સતત તકરીર ફરમાવતા હતા.

માનવંત મિત્ર મૌલાના સૈયદ અબુલ હસન અલી હસની નદવીએ સંપાદિત કરેલા મલફૂઝાત (સોનેરી વચનો) જે વાચકોની નઝર સમક્ષ છે, તેમાં પણ સંપાદકે હઝરતની આ અસામાન્ય કૈફિય્યતનો ઉલ્લેખ કર્યો છે.

## 'મને નોટીશ મળી ગઈ છે !'

આ તરફ કેટલાયે મહિનાઓથી સામાન્ય કે ખાસ વાતચીતમાં, સતત એ જાહેર ફરમાવતા હતા કે,

> ''મને (મોતની) નોટીશ મળી ગઈ છે ! (આ દુનિયાથી) જવાનો વખત ઘણો નજીક આવી ગયો છે !''

બલકે ફરમાવતા હતા કે,

> ''ઝિંદગીનો વખત પૂરો થઈ ચૂકયો છે; હવે માંતમાં ચાલી રહ્યો છું !''

ગયા મહિને, એપ્રીલ-૧૯૭૦માં મૌલાના અલી મિયાં કેટલાક મિત્રો સંગાથે, એક દિવસના માટે, ભોપાલ હઝરતની મજલિસમાં હાજર થયા હતા.

હઝરત અલયહિર્રહમહની મજલિસમાં, મૌલાનાની આ છેલ્લી હાજરી હતી. એ મજલિસના છેલ્લા મલફૂઝમાં પણ

સંપૂર્ણ સ્પષ્ટતા સાથે હઝરતે પોતાના વિશે એ જ જાણ કરી છે. બીજા કેટલાક ઝરીઆઓથી પણ જાણવા મળ્યું કે એ આખરી દૌરમાં આ અહેસાસ અને યકીનનો એટલો ગલ્બો (પ્રભાવ) હતો કે લગભગ દરેક મજલિસમાં એને જાહેર ફરમાવતા હતા.

## શરીરની કમજોરીમાં વધારો

મૌલાના મુહમ્મદ ઈમરાન ખાન સાહબે બતાવ્યું કે, લગભગ બે મહિના પહેલાં હઝરતની તબીયત થોડા દિવસ કંઈક બગડી હતી. હાથ-પગ ઉપર સોજા આવી ગયા હતા, જે ઈલાજ કરવાથી જતા રહ્યા પરંતુ તે પછીથી શરીરની નબળાઈ ઘણી વધી ગઈ. સહારો (ટેકો) લીધા વગર ઊઠી-બેસી શકતા ન હતા.

પરંતુ નમાઝ બિલ્કુલ એ જ પ્રમાણે પઢતા હતા જેવી રીતે હંમેશા પઢતા હતા. જોનારાઓને એમાં કોઈ ફર્ક જણાતો ન હતો. અલબત્ત મસ્જિદ તશરીફ લઈ જઈ શકતા ન હતા. ઘરમાં જ જમાઅત થતી હતી.

આવી ભારે કમજોરીના કાળમાં પણ મઅમૂલાતમાં કોઈ ફર્ક પડયો ન હતો. ઊંઘ નહિ આવવાની શિકાયત થઈ ગઈ હતી, એટલે રાતે ઊંઘ ઘણી મોડી આવતી હતી. પરંતુ દરરોજના નિયમ પ્રમાણે તહજ્જુદના માટે પોતાના સમયે ઊઠી જતા હતા.

ફરમાવતા હતા કે,

> ''જે વખત સૂવાનો છે ત્યારે તો ઊંઘ આવતી નથી અને જે (વખત) સૂવાનો નહિ (બલ્કે) જાગવાનો છે, ત્યારે (ઊંઘ) આવે છે ! હું એને (ઊંઘને) નજીકમાં આવવા દેતો નથી.''

## દરરોજનો નિયમ

દરરોજનો નિયમ હતો કે,

* ફજરની નમાઝ બાદ ઈશરાક સુધી મુસલ્લા પર જ અઝકાર અને અવરાદમાં મશગૂલ રહેતા.
* ઈશરાક પઢીને ખાનકાહ તશરીફ લાવતા.
* કોઈને સાથે બેસાડીને પ્રથમ કુર્આન મજીદના ચાર-પાંચ પારહ સંભળાવતા. સાંભળનાર શખ્સ જો હાફિઝ હોય, તો પણ હઝરતના હુકમ પ્રમાણે કુર્આન મજીદમાં જોઈને સાંભળતા.
* તે પછી જાણે મજલિસ શરૂ થઈ જતી.
* સૌથી પ્રથમ એક—બ રુકૂઅ જેટલું કુર્આને મજીદ તિલાવત ફરમાવીને, તેનો તરજુમો (ભાષાંતર) સંભળાવતા. એના માટે મૌલાના ફત્હ મુહમ્મદ સાહબ જાલંધરી મર્હૂમનો તરજુમો સામે રહેતો. તેમાંથી જ પઢીને સંભળાવતા.
* તે પછી કોઈ ઉર્દૂ તફસીર (વિવરણ, ભાષ્ય)માંથી (મોટા ભાગે 'અહસનુત્તફાસીર' જે ઉર્દૂની ઘણી સારી તફસીર છે, તેમાંથી) કંઈક પઢીને સંભળાવતા. અને એ તરજુમા તથા તફસીરના સંબંધમાં જે કંઈ (અલ્લાહના તરફથી) આપના મગજમાં ઊતરતું, તેને દરમિયાનમાં ફરમાવતા જતા.
* તે પછી હદીસની કિતાબ, (મોટા ભાગે 'મિશ્કાત શરીફ')માંથી કોઈ શખ્સ પ્રથમ હદીસની અરબી ઈબારત પઢતા અને હઝરત કિતાબમાંથી જ, એનો તરજુમો પોતે વાંચીને સંભળાવતા.

* તે પછી ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ના મકતૂબાત (પત્રો)માંથી કોઈ મકતૂબ (પત્ર) (ફારસી ભાષામાં) પઢીને સંભળાવતા.
* બીજા કોઈ શખ્સ મકતૂબાતના ઉર્દૂ અનુવાદના સંગ્રહમાંથી એનો ઉર્દૂ તરજુમો પઢીને સંભળાવતા અને હઝરત જે કંઈ ફરમાવવા ચાહતા હોય તે ફરમાવતા.
* તે પછી મજલિસમાં હાજર રહેલાંઓના અહવાલ અને તેમની કક્ષાનો ખ્યાલ રાખીને એ પ્રમાણેના હકાઈક અને મઆરિફ બયાન ફરમાવતા જેના નમૂના વાચકોની સામે (મલફૂઝાતના સ્વરૂપમાં) રજૂ કર્યા છે.

## છેલ્લી મજલિસોની વિગતો

* ઉપર લખ્યા પ્રમાણે દરરોજનો નિયમ હતો અને બસ એ જ હઝરતની મજલિસ હતી.
* ઘણી વેળા ૧૦-૧૧ વાગે આ સિલસિલો પૂરો થતો.
* રવિવારના દિવસે હાજરજનોની સંખ્યા વધારે થઈ જતી હતી.
* આ આખરી દૌરમાં ચારસો-ચારસો, પાંચસો-પાંચસો સુધી સંખ્યા થઈ જતી હતી.
* તે દિવસે ઈર્શાદાતનો સિલસિલો ઘણો લાંબો થઈ જતો અને મજલિસ કદી કદી બાર વાગ્યા પછી પૂરી થતી !
* છેલ્લા રવિવારે (૧૭ મી મે, ૧૯૭૦ના રોજ) મજલિસ એનાથીયે વધારે લાંબી થઈ ગઈ. તે દિવસે વારંવાર એ જાહેર ફરમાવતા હતા કે,

"મારો સમય બિલ્કુલ નજીક આવી ગયો છે !"

અને એના અનુસંધાનમાં એક ખાસ વાલિહાનહ કૈફિયતની સાથે આરિફ રૂમી (હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહ)ના આ અશ્આર (કાવ્ય પંક્તિઓ) પણ પઢયા :

**ઈંચે ખૂશ બાશદ કે સૂએ શહ રવમ;**
**વાસિલે દરગાહે આં બેચૂં શવમ !**
**વકત આમદ કઝ જહાને બેકસી;**
**પાએ કૂબાં સૂએ બામે ઊ રસી !**

[**ભાવાર્થ** :

કેટલી ખૂશીની વાત છે કે હવે શહેનશાહોના શહેનશાહને તેના અનુપમ દરબારમાં મળવા માટે જઈ રહ્યો છું !

હવે આ બેકસી અને લાચારીના જગત તરફથી પેલા અમર અવિનાશી જગત તરફ કૂચ કરવાનો સમય આવી ગયો છે !]

❋ એ રવિવાર પછી સોમવારે અને મંગળવારે પણ બિલ્કુલ પોતાના નિયમ પ્રમાણે મજલિસ થઈ.

❋ બુધવારનો દિવસ, જે હઝરતના ઈન્તેકાલનો દિવસ છે, તે દિવસે પણ દરરોજ પ્રમાણે મજલિસ થઈ.

❋ તે દિવસે સવારે કુર્આન મજીદ દરરોજના નિયમ કરતાં ઘણો વધારે, લગભગ બમણો સંભળાવ્યો.

❋ એક નવી વાત આ થઈ કે, કુર્આન મજીદની એ તિલાવત દરમિયાન, માટીના લોટામાં પાણી મંગાવ્યું; અને નજીક મૂકી દીધું !

❋ તિલાવત ફરમાવતા જતા હતા અને લોટામાં હાથ નાંખીને ચહેરા પર ફેરવતા જતા હતા !

* એ વખતે તો મજલિસમાં હાજર રહેલાંઓએ આ વિષે વધુ વિચાર ન કર્યો, પરંતુ થોડા જ કલાક પછી જ્યારે ઈન્તેકાલ થઈ ગયો, ત્યારે સમજાયું કે આ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક સુન્નત અદા થઈ રહી હતી !

* કુર્આને મજીદની તિલાવત બાદ બીજા મઅમૂલાત : કુર્આનનો તરજુમો અને તફસીર તથા હદીસ શરીફ પણ દરરોજના નિયમ પ્રમાણે, બલ્કે કંઈક વધારાની સાથે પૂરા થયા અને હઝરત અગિયાર વાગ્યા પછી ખાનકાહથી ઊઠીને અંદર તશરીફ લઈ ગયા.

## ઝોહર સુધી કોઈ અસામાન્ય બાબત ન હતી

ઘરે જઈને ખૂબ ઓછો ખોરાક ખાધો.

ઘરમાં એક અલમારી (કબાટ) છે. તેમાં હઝરત પોતાની કેટલીક ખાસ પ્રિય વસ્તુઓ સુરક્ષિત રાખતા હતા. અને તે હંમેશા બંધ રહેતી હતી.

આપે સૌથી નાની સાહબઝાદી સાહિબાને બોલાવી. પેલી અલમારી તેની પાસે ખોલાવી. અને ફરમાવ્યું કે,

"જે ચીઝો તમે એમાંથી લેવા ચાહો લઈ લો !"

તેમણે કેટલીક ચીઝો કાઢી લીધી. તે પછી નિયમ પ્રમાણે અલમારી બંધ કરવા લાગી તો ફરમાવ્યું કે,

"હવે એને બંધ ન કરો. ખૂલ્લી રહેવા દો !"

તે પછી સાહબઝાદા મૌલાના સઈદ મિયાં અને મિયાં મિસ્બાહુલ હસન સાથે કંઈક વાતો કરતા રહ્યા.

તે પછી કૈલૂલા (વામકુક્ષી)ની નિય્યતથી સૂઈ ગયા. લગભગ બે-અઢી વાગે ઊઠીને ઝોહરની નમાઝ અદા ફરમાવી અને ફરી પાછા સૂઈ ગયા.

અહીં સુધી તો કોઈ અસામાન્ય બાબત ન હતી.

## ઝોહર બાદ ગભરાટ અને ચક્કર

થોડા સમય પછી ફરમાવ્યું કે,

"તબીઅત પર ગભરાહટ છે !"

તે પછી ઊઠીને ગુસલખાનામાં તશરીફ લઈ ગયા. ત્યાં ચક્કર આવી ગયા. નાની સાહબઝાદીને એનો અહેસાસ થઈ ગયો. તે અને તેની માતા બંને ત્યાં ગયા અને ત્યાંથી ઊઠાવીને લાવ્યા અને સૂવાડી દીધા.

ત્યારે ગશી (બેહોશી) જેવી કૈફિયત હતી. લગભગ દસ મિનિટ પછી હોશ આવી ગયો. ડોક્ટર કુરેશી સાહબને બોલાવવામાં આવ્યા. તો તરત જ આવી પહોંચ્યા.

હઝરતે તેમનાથી ફરમાવ્યું કે,

'કંઈ નથી, બસ ચક્કર આવી ગયા હતા."

તે પછી કંઈક પઢવામાં મશગૂલ થઈ ગયા પરંતુ સંભળાયું નહિ કે શું પઢે છે !

મોટા સાહબઝાદાએ માત્ર આ આયત સાંભળી :

**'વ-ક ઐયિમ મિન્દાબ્બતિલ લા તહમિલુ રિઝકહા અલ્લાહુ યરઝુકુહા વ ઈય્યાકુમ વહુવસ્સમીઉલ અલીમ.'**

**(સૂરએ 'અનકબૂત' : ૬૦)**

[અને ઘણાંએ પ્રાણીઓ એવાં છે કે જે પોતાની રોજી ઉઠાવી (સંઘળી) રાખતાં નથી, અલ્લાહ જ તેમને રોજી પહોંચાડે છે અને તેમને પણ, અને તે જ સાંભળનાર, જાણનાર છે.]

## પેટ અથવા છાતીમાં તકલીફ શરૂ થઈ

એ જ હાલતમાં પેટમાં અથવા છાતીમાં તકલીફ શરૂ થઈ. પીડાની તીવ્રતાના કારણે વારંવાર બેસાડવા અને સૂવાડવા માટે ફરમાવતા હતા. ડોકટર કુરેશી સાહબે ઈન્જેકશન તૈયાર કર્યું અને અરજ કરી કે,

"ઈન્જેકશન મૂકાવી લો ! ઈન્શાઅલ્લાહ અત્યારે સુકૂન થઈ જશે."

આપે ફરમાવ્યું કે,

"ઠીક, લગાવી દો !"

તે પછી કંઈક પઢવામાં મશગૂલ થઈ ગયા.

## વિદાય વેળાએ

તે વખતે ખૂબ તેઝ આંધી ચાલી ! એનાથી કમરાના દરવાઝાઓ, જેમાં હઝરત આરામ ફરમાવી રહ્યા હતા, એકદમ ખૂલી ગયા !

ઘરવાળાઓને નવાઈ લાગી કે દરવાજાઓમાં આગળા લગાવેલા હતા, તો એ હવાથી કેવી રીતે ખૂલી ગયા ?! દરવાજાઓ ફરી બંધ કરી દેવામાં આવ્યા; તો તરત જ હઝરતે દરવાજાઓ ખોલી દેવાનો ઈશારો ફરમાવ્યો.

ત્યારે એવું મહેસૂસ કરવામાં આવ્યું કે, હઝરતને કોઈના આવવાનો ઈન્તેઝાર છે ! અને આપ આવકાર આપવા માટે તત્પર છે !

એ વખતે સાહબઝાદાઓ, સાહબઝાદીઓ અને માનવંત બીવી સાહિબા નજીક હતા.

હઝરતે ફરમાવ્યું કે,

"તમે બધાં ચુપ કેમ છો ?!
કલિમા પઢો,
કલિમએ શહાદત પઢો,
યા-સીન શરીફ પઢો !"

મોટા સાહબઝાદા મૌલાના હાફિઝ મુહમ્મદ સઈદ સાહબે 'યા-સીન' શરીફ પઢવી શરૂ કરી દીધી.

બીજા લોકો કલિમએ તય્યિબા અને કલિમએ શહાદત પઢવા લાગ્યા.

હઝરતે ફરમાવ્યું કે,

"હવે હું વિદાય થઈ રહ્યો છું !
ઘૂંટણો સુધી જીવ નીકળી ચૂકયો છે !"

તે પછી ફરી પાછા કંઈક પઢવામાં મશગૂલ થઈ ગયા જે સાંભળી શકાયું નહિ.

થોડા સમય પછી હઝરતે ફરમાવ્યું કે,

"હવે હાથોમાંથી જીવ નીકળી ચૂકયો છે !"

તે પછી હાજરજનોને સંબોધીને ફરમાવ્યું કે,

"તમે બધાં ગવાહ (સાક્ષી) રહેજો !"

અને તે પછી બુલંદ અવાજે એક વખત કલિમએ શહાદત પઢયા; તે પછી લગભગ એક મિનિટ પછી બુલંદ અવાજથી ફરમાવ્યું,

''અસ્સલામુ અલયકુમ !''

અને રૂહ વાસિલ બ હક થઈ ગઈ.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.**

એવું લાગતું હતું કે 'ઈબ્ને યમીન' (શાઈરે) આ શએર જાણે એ જ મોકાના માટે કહ્યા હતા :

**મ નિગર કે દિલે ઈબ્ને યમીન પુર ખૂં શુદ,**
**બ નિગર કે અઝ સરાએ ફાની ચૂં શુદ.**
**મસહફ બિહકફ વ પા બિહ રહ વ દીદહ બિ દોસ્ત,**
**બા પયકે અજલ ખંદાઝનાં, બીરૂન શુદ.**

[**ભાવાર્થ** :

એ ન જુઓ કે,
'ઈબ્ને યમીન'નું દિલ લોહીયાળ થઈ ગયું !
બલ્કે એ જુઓ કે,
આ ફાની (નાશવંત) દુનિયામાંથી વિદાય થવા માટે તે :
હાથમાં કિતાબ લઈને,
આંખોમાં અલ્લાહના દીદારની આરઝૂ લઈને,
કેવો ખડે પગે તૈયાર હતો !
અને મોતનું તેડું આવતાં જ
તે હસતામુખે કેવો રવાના થઈ ગયો !]

## ગુસલ અને દફન

મોટી સાહબઝાદી સાહિબા નાગપુરમાં હતી. તેમને ટેલીફોનથી ખબર કરવામાં આવી. તેણી તત્કાળ ભોપાલ આવવા માટે રવાના થઈ ગઈ. તેમના ઈન્તેઝારના કારણે દફનમાં મોડું કરવામાં આવ્યું.

ગુસલ મૌલાના હાફિઝ મુહમ્મદ ઈમરાનખાં સાહબ નદવી અને તેમના નાના ભાઈ મૌલવી હાફિઝ નુઅમાનખાં નદવી અને ચારેય સાહબઝાદાઓએ આપ્યું. જોવામાં આવ્યું કે શહાદતની આંગળી જે કલિમએ શહાદત પઢતી વખતે, સુન્નત પ્રમાણે, વર્તુળ બનાવીને ઊઠાવવામાં આવી હતી તે એ જ હાલતમાં હતી ! અને એ જ હાલતમાં રહી !

જુમેરાતના દિવસે બપોરે, ત્રીજા પહોરે, ૪ (ચાર) વાગે જનાઝો ખાનકાહથી ઊઠી શકયો. જનાઝામાં શરીક થનારાઓની અંદાજીત સંખ્યા ૫૦,૦૦૦ (પચાસ હઝાર)થી ૧,૦૦,૦૦૦ (એક લાખ) સુધી હતી. જનાઝાને બહાર લાવતા સુધી ગરમી તીવ્ર હતી; જે આખો દિવસ રહી. ખતરો હતો કે આ અસામાન્ય માનવમેદનીમાં, જેમાં કોઈને પોતાના સમગ્ર શરીરનું પણ ભાન ન રહેશે, અનેકના મૃત્યુ થઈ જશે !

એ પણ અંદેશો હતો કે જનાઝા માટે જવામાં ઘણી અવ્યવસ્થા અને ધમાચકડી થશે અને નવાઈ નહિ કે ઘણાં લોકોની અસરની નમાઝ કઝા થઈ જશે અને સેંકડો લોકોને નમાઝ અદા કરવામાં ઘણી મુશ્કેલી વેઠવી પડશે. પરંતુ બધી વાતો ધારણાં કરતાં વિરુદ્ધ બની !

## રહમતે ઈલાહીનો શામિયાનો

જનાઝો બહાર નીકળતાં જ રહમતે ઈલાહીનો એક

શામિયાનો હઝારો લોકોના માથાઓ ઉપર તણાઈ ગયો ! અર્થાત વાદળ છવાઈ ગયું અને ઠંડી હવા ચાલવા લાગી ! જે સતત દફન પૂરુ થયું ત્યાં સુધી રહી !

ઠેર ઠેર ભિશ્તીઓ અને લોકો બાલડીઓમાં બરફનું પાણી લઈને ઊભા હતા જેઓ ઘણી મુહબ્બત અને અકીદતની સાથે પાણી પીવડાવતા હતા. તેઓમાંથી કેટલાકની આંખોમાંથી આંસૂઓ વહી રહ્યા હતા.

લોકોએ ખૂબ જ ઈત્મિનાનની સાથે વુઝૂ કર્યું અને જમાઅતની સાથે અસરની નમાઝ પઢી. જનાઝાને લઈ જવામાં ખૂબ સુકૂન અને સુવ્યવસ્થા રહી. જનાઝો ધારણા કરતાં ઘણો વહેલો ખાનદાની મકબરાએ પહોંચ્યો જે જહાંગીરાબાદમાં પોલિસ લાઈનની સામે હતો.

જનાઝાની નમાઝ સાહબઝાદાઓના આગ્રહના કારણે મૌલાના મુહમ્મદ ઈમરાનખાં સાહબે, પોલિસ લાઈનના મેદાનમાં પઢાવી અને અસર તેમજ મગરિબના દરમિયાન દફન કરવામાં આવ્યા.

લોકો દફન બાદ પણ ઘણાં લાંબા સમય સુધી ત્યાં બેઠાં અને કુર્આન શરીફ પઢતા રહ્યા !

અને ઈમામ અહમદ બિન હંબલના આ ઐતિહાસિક શબ્દો અને ભવિષ્યવાણીની યાદ ફરી એક વાર તાઝી થઈ ગઈ !

**'બયના વ બયનહુમુલ જનાઈઝ'.**

[અમારા અકીદાની સિહત અને મકબૂલિય્યત અલ્લાહની નજીક કેવી છે તે જાણવાના માટે અમારા જનાઝાનો ઈન્તેઝાર કરો !]

**'ગુફરા–ન–ક રબ્બના વ ઈલયકલ મસીર.'**

[હે અમારા પરવર દિગાર ! અમે તારી બક્શિશ ચાહીએ છીએ અને તારા જ તરફ સર્વને પાછા ફરવાનું છે.](**સૂરએ 'બ–ક–રહ' ૨૮૫**)

## પહેલી મજલિસ

**તારીખ** : ૩, ઝિલ્હજ્જહ, ૧૩૮૬ હિજરી સન મુતાબિક ૧૫, માર્ચ, ૧૯૬૭ ઈસવી સન

**દિવસ** : બુધવાર

**સમય** : સવારે ૧૦

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો** :

- નવાબ મૌલવી ઉબૈદુર્રહમાન ખાન સાહબ શેરવાની
- મૌલાના હાફિઝ મુહમ્મદ ઈમરાન ખાન સાહબ નદવી
- મૌલવી નુઅમાન ખાન સાહબ નદવી
- ડોક્ટર મુહમ્મદ ઈશ્તિયાક હુસૈન સાહબ
- મૌલવી મુઈનુલ્લાહ સાહબ નદવી
- મૌલવી નિસારુલ હક નદવી
- મુનશી હલીમુદ્દીન
- મુહમ્મદ ફરાહીમ સાહબ.....વગેરે



**(૧)**

### અસલ ચીઝ રોગનો એહસાસ છે

ફરમાવ્યું,

જ્યારે દવા અને રોગનો એહસાસ ન હોય ત્યારે કોઈ કેટલાયે ખુલૂસની સાથે ઉમદાથી ઉમદા નુસ્ખો અને તૈયાર દવા પેશ કરે છતાં લોકો કદર કરતાં નથી. હું અજમો અને નમક (મિઠું) પેશ કરું છું અને કહું છું કે પેટના રોગ માટે ખૂબ

જ ફાયદાકારક છે. આ અજમો ઘણો જ ઉમદા પ્રકારનો અને લાહોરી નમક અતિ ઉત્તમ છે, પરંતુ લોકો ધ્યાન નથી આપતા અને કહે છે કે અમને પેટની કોઈ શિકાયત નથી. મને તો ઘણી વખત વિચાર આવ્યો કે લખનૌ આવી જાઉં અને આ દવા આપના હવાલે કરી દઉં કે એમાં કપૂર કાચલી વગેરેનો ઉમેરો કરીને તે લોકોની ખિદમત કરે જેઓને રોગનો એહસાસ અને દર્દની તકલીફ છે.

(૨)

## કુર્આન મશીખતને તોડે છે

મારા (લેખકના) પૂછવાથી ફરમાવ્યું,

જુવાનીમાં જયારે હું હૈદરાબાદમાં હતો ત્યારે મશાઈખને ત્યાં તસવ્વુફની કિતાબો પઢવા-પઢાવવામાં આવતી હતી. ખાસ કરીને 'ફુતૂહાતે મકકીયહ' અને 'નુસૂસુલ હિકમ'નો વધારે દૌર રહેતો હતો. વળી મૌલાના રૂમ (રહ.)ની મષનવીનો તો દિવસ-રાત દૌર હતો.

વહદતુલ વુજૂદના નુકતા (રહસ્યો) બયાન થતા હતા તેમજ તૌહીદે વુજૂદી વિશે ચર્ચાઓ અને વિવાદો થતા હતા પરંતુ મારી આંખો કુર્આનની તફસીર તથા હદીસના દર્સને શોધતી હતી તેમજ કાન તેને સાંભળવાના માટે બેતાબ હતા. મન ચાહતું હતું કે કમથી કમ એક જ આયતની તફસીર અને એક જ હદીસની તશરીહ-વિવરણ હોય. પરંતુ એ મજલિસોમાં એની કોઈ વાતો થતી ન હતી. ઝૌક અને શૌક, વજદ અને હાલ, નઅરહ અને આહની કમી ન હતી પરંતુ કુર્આન અને હદીસના સીધા સાદા બયાનનો અભાવ હતો. એનું કારણ એ છે કે કુર્આન પીરી અને મશીખતને તોડે છે. બધાંને બંદગી

તેમજ ઈન્સાનિયતની સપાટી પર ઉતારે છે. તથા તમામ અપવાદો અને અલગતાઓ તેમજ ભેદભાવોને મિટાવે છે. એનું જ પરિણામ છે કે અરબનો ગ્રામવાસી મજલિસે નબવીમાં આવતો હતો ત્યારે કોઈ પ્રકારનો તફાવત અને મશીખતની નિશાની ન હોવાના કારણે, તેને પૂછવું પડતું હતું કે,

'આપમાંથી ખુદાના રસૂલ કોણ છે ?'

(૩)

## યંત્રનો મુખ્ય ભાગ

મને દરરોજના બનાવોમાં કુર્આન અને કુર્આનની હકીકતો નજર આવે છે. એક વખતે રાયસીનથી મોટરમાં આવતો હતો. મોટર બગડી ગઈ. મોડે સુધી તેને દુરુસ્ત કરતા રહયા પરંતુ દુરુસ્ત થતી ન હતી. જયારે એક બીજી મોટર ત્યાંથી પસાર થઈ ત્યારે તેમાંથી કેટલાક ઓજાર અને સાધનો લઈને અમારી મોરટને દુરુસ્ત કરવામાં આવી.

મેં પૂછયું કે, 'શું ખરાબી હતી ?'

કહેવામાં આવ્યું કે,

એક ઘણો બારીક સુરાખ–છિદ્ર છે. તેમાંથી પેટ્રોલ આવે છે. તેમાં કંઈક કચરું આવી ગયું હતું. તેના કારણે સમગ્ર મોટરની મશીનરી, તેનો સામાન, બેકાર થઈ ગયો. ન બેઠકો કંઈ કામમાં આવતી હતી ન તેની ગાદીઓ, ન આયનાઓ, ન એન્જિન કામ કરતું હતું, ન પૈડાંઓ ગતિમાન થતા હતા. એક નાની સરખી આંતરિક ખરાબીના કારણે આખી મોટર વ્યર્થ અને નકામી થઈ ગઈ !

મારી આંખોના સામેનો પરદો હટી ગયો ! અને–

**'કદ અફલ-હ મન ઝક્કાહા વ કદ ખા-બ મન દસ્સાહા'**

**(સૂરએ 'શમ્સ' : ૯, ૧૦)**

*[તે જ બંદો કામિયાબ અને સફળ થયો જેણે પોતાના નફસની ઈસ્લાહ અને સુધારણા કરી અને તે નિષ્ફળ થયો જેણે તેને ધૂળમાં રગડોળી દીધો.]*

આ આયતની તફસીર રોશન થઈ ગઈ.

માનવની સમગ્ર જીવન વ્યવસ્થા તથા સમાજ અને સંસ્કૃતિની એ જ હાલત છે કે આંતરિક બગાડ અને અવ્યવસ્થાના કારણે સમગ્ર તંત્ર છિન્ન ભિન્ન થઈ જાય છે. તેમાં બાહ્ય સાઝો સામાન કંઈ કામમાં આવતા નથી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

''જાણવું જોઈએ કે, માનવના શરીરમં માંસનો એક ટુકડો એવો છે કે, જયારે તે ઠીક હોય છે ત્યારે સમગ્ર શરીર ઠીક રહે છે અને જયારે તેમાં બગાડ ઉત્પન્ન થાય છે ત્યારે પૂરા માનવ અસ્તિત્વમાં બગાડ થઈ જાય છે, અને તે દિલ છે.''



આજે જિંદગીનો સંપૂર્ણ બગાડ અને સમગ્ર છિન્ન ભિન્નતા એ જ આંતરિક બગાડ અને અંધકારનું પરિણામ છે. છતાં એની તરફ કોઈનું પણ ધ્યાન નથી. આખું જહાઝ જેના પર હજારો મુસાફરો હોય છે, તે એક નાના સરખા પુર્ઝહ–યાંત્રિક ભાગના કારણે ચાલે છે. જો તે યાંત્રિક ભાગ પોતાના સ્થાનેથી ખસી જાય, ચલિત થઈ જાય તો આ પહાડ જેવું જહાઝ બેકાર અને નકામું થઈ જાય !

જહાઝના કેપ્ટનની સામે જે દિશા દર્શક ઘડીયાળ હોય છે તેમાંનો કાંટો જો વાળ બરાબર પણ હટી જાય, ચલિત થઈ જાય તો જહાઝની દિશામાં સેંકડો માઈલનો તફાવત પડી જાય છે.

(૪)

## નમાઝમાં મન નહિ લાગવાનું કારણ

ફરમાવ્યું,

''મુંબઈમાં મને એક નવયુવાન મળ્યો. સુટ-બુટમાં સજ્જ, દાઢી સફાચટ. કહેવા લાગ્યો, 'મને ઓળખ્યો ?''

મેં કહ્યુ, ''ના.''

કહ્યું, 'મારું નામ આ છે. હાફિઝ, કારી છું. મોટા ભાગના લોકો મને આ લિબાસમાં ઓળખતા નથી. મારે તમારાથી એક વાત પૂછવી છે. મારું મન નમાઝમાં લાગતું નથી.'

મેં કહ્યું,

'બિલકુલ કુદરતી વાત છે. એવું જ થવું જોઈએ. ચામડાંના કારખાનામાં કામ કરનારનું મન અત્તરની દુકાનમાં ગભરાય છે અને અત્તરના કારખાનામાં કામ કરનારો જ્યારે સરેશના કારખાનામાં જાય છે ત્યારે તેનો જીવ ગુંગળાય છે.'

(૫)

## હયાતે તય્યિબાનો ભાવાર્થ અને તેની અજીબ મિસાલ

ફરમાવ્યું,

એક જમાનામાં હું આ આયત પર ખૂબ ચિંતન, મનન અને વિચાર કરતો હતો :

**'મન અમિ-લ સાલિહમ મિન ઝકરિન અવ ઉન્સા વહુ-વ મુઅમિનુન ફ-લ-નુહયિયન્નહૂ હયાતન તય્યિબહ'**

**(સૂરએ 'નહલ' : ૯૭)**

[**ભાવાર્થ** :

જે બંદો કે બંદી સારા કામો કરે અને દિલથી તે મોમિન પણ હોય તો અમે તેને 'હયાતે તય્યિબા'ની નેઅમતથી નવાઝીશું.]



મારી આદત છે કે, જ્યારે કોઈ વસ્તુ મગજમાં આવે છે ત્યારે ચાલતાં-ફરતાં પ્રત્યેક પળે તેના જ વિચારો આવતાં રહે છે.

મેં ખૂબ વિચાર કર્યો કે, 'હયાતે તય્યિબા' શું છે ?

સમજમાં વાત આવી કે,

દુનિયા મટી જઈને જિંદગીમાં જ આખિરતનું નજર આવી જવું, હયાતે તય્યિબા છે.'

જો કોઈ પૂછે કે, 'એવું કેવી રીતે થઈ શકે ?'

તો આનો જવાબ આ છે કે,

જો આપ (બહારગામ ગયેલા હોય અને ત્યાં હોટલ કે ગેસ્ટ હાઉસમાં રૂમ ભાડે રાખીને) રહ્યા હોય. ત્યાંથી કોઈ મિટિંગમાં ગયા હોય પરંતુ ભૂલથી દસ હજાર રૂપિયાની નોટો રૂમ પર જ મૂકી આવ્યા હોય અને રૂમનો દરવાજો ખુલ્લો રહી ગયો હોય, તો આપનું દિલ તેમાં જ લાગેલું રહેશે.

આપને રૂપિયાની નોટો સિવાય ન કંઈ દેખાશે ન કંઈ સંભળાશે. જો બાદમાં આપને કોઈ કહે કે એ મિટિંગમાં ફલાણી ફલાણી વાતો થઈ અને ફલાણાં ફલાણાં માણસો આવ્યા હતા તો આપ કહેશો કે, મને તો કંઈ ખબર નથી ! મારું દિલતો ફલાણી વસ્તુમાં લાગેલું હતું !

એ જ હયાતે તય્યિબાની હાલત છે કે મોમિનનું બદન અહીં (દુનિયામાં) અને દિલ ત્યાં (આખિરતમાં) લાગેલું રહે છે.

(૬)

## બુઢાપાની શિકાયત કરનારાની મિસાલ

આખિરત અને જન્નત લક્ષ્ય તેમજ પરિણામ છે.

બુઢાપો અને મોત એનો ઝરીયો અને પુલ છે.

એટલે જ્યારે કોઈ બુઢાપાની શિકાયત કરે છે અને ઘણાં જ દુ:ખ અને અફસોસથી કહે છે કે,

'હવે તો મરવાનું જ બાકી છે. મોત તો આવનારી જ છે !'

વળી યુવાનો અને બાળકોને ઈર્ષ્યા અન હસરતથી જુએ છે અને કહે છે કે,

'હું પણ કયારેક આવો હતો !'

આવી વાતો સાંભળીને મને નવાઈ લાગે છે.

એની મિસાલ તો એવી છે કે :

કોઈ ખેડૂત ખૂશી ખૂશી ખેતી કરે. પરંતુ જ્યારે પાક

તૈયાર થઈ જાય અને હવે તેને લણવાનો અને ઘરે લઈ જવાનો સમય આવે છે ત્યારે દુઃખી અને નિરાશ થઈ જાય. જો કે આ સમગ્ર મહેનત અને પરિશ્રમ એ જ દિવસના માટે કરી હતી. હવે એનો અફસોસ શા માટે ? હવે તો પાક લણવાનો અને ઘરે લઈ જવાનો સમય આવ્યો !

**'મન અહબ્બ લિકાઅલ્લાહિ અહબ્બલ્લાહુ લિકાઅહૂ.'**

જે અલ્લાહની મુલાકાતનો શોખ ધરાવે છે તેની મુલાકાતના માટે અલ્લાહ પણ મુશ્તાક (આતૂર) છે.



હદીસોથી એ પણ જાણવા મળે છે કે, બંદાના માટે ખુદાના તરફથી સલામ અને પયામ આવે છે.

કુર્આન શરીફમાં છે કે :

**'ઈન્નલ્લઝી-ન કાલૂ રબ્બુનલ્લાહુ સુમ્મસ્તકામૂ ત-ત-નઝ્ઝલુ અલયહિમુલ્મલાઈકતુ અલ્લાતખાફૂ વલા તહઝનૂ વ અબ્શિરૂ બિલ્જન્નતિલ્લતી કુન્તુમ તૂઅદૂન નહનુ અવલિયાઅકુમ ફીલ્હયાતિદ દુન્યા વ ફીલ આખિરહ.'**

**(સૂરએ 'હા-મીમ સિજ્દહ' : ૩૦, ૩૧)**

**ભાવાર્થ :**

જેમણે ઈકરાર કર્યો અને માની લીધું કે અમારો પરવરદિગાર માત્ર અલ્લાહ છે અને અમે તેના જ બંદા અને ઈબાદત કરનારા છીએ. તે પછી તેઓ આ કોલ કરાર પર મક્કમ રહે (અર્થાત અલ્લાહના હુકમોને તાબે રહીને જિંદગી એવી જ રીતે ગુઝારે જેવી રીતે અલ્લાહને રબ માનવા પછી ગુઝારવી જોઈએ) તો તે મક્કમ રહેનારાઓ પાસે ફરિશ્તાઓ

આવે છે અને તેઓને પયામ આપે છે કે કોઈ પણ પ્રકારનો ખૌફ અને ગમ ન કરો. તમને તે જન્નતની ખૂશખબર થાઓ જેનો તમારાથી વાયદો કરવામાં આવતો હતો. અમે તમારા સાથી છીએ, દુનિયાની જિંદગીમાં પણ અને આખિરતમાં પણ.

## (૭)

**બુઢાપામાં શરીર રૂપી પીંજરાના બંધનો કમજોર થઈ જાય છે એટલે રૂહ રૂપી પંખી પીંજરામાંથી નીકળવા માટે અધીરું થાય છે**

કલકત્તામાં હું જયાં ઉતરેલો હતો ત્યાં એક અંગ્રેજનું મકાન હતું. તેને ત્યાં એક મેના પાળેલી હતી. કલકત્તામાં મકાનોની દિવાલો નીચી હોય છે એટલે મોટા ભાગે આસપાસના બીજા ઘરોની હાલતની જાણ થતી રહે છે.

મેનાઓનું એક ઝૂંડ એક વખતે ત્યાંથી પસાર થયું. ઝૂંડના પક્ષીઓએ અંગ્રેજની પેલી પાળેલી મેનાને બૂમ પાડી તો તે પીંજરામાં બેકરાર થઈ ગઈ અને ખૂબ ફરફરી. બિલ્કુલ એ જ હાલત રૂહની છે કે જયારે તે ઉપરના અવાજો સાંભળે છે અને ત્યાંથી તેના કાનમાં પોકાર આવે છે કે,

**'યા અય્યતુહન્નફ્સુલ મુત્મઈન્નહ ઈરજિઈ ઈલા રબ્બિકિ, રાદિયતમ મરદિય્યહ ફદખુલી ફી ઈબાદી વદખુલી જન્નતી.'**

**(સૂરએ 'ફજ્ર' : ૨૭ થી ૩૦)**

**ભાવાર્થ :**

અય હકથી સંતોષિત નફસ ! અય રૂહ ! પોતાના માલિક

અને મવલાની યાદથી ચૈન અને ઈત્મિનાન હાસિલ કરનારી ! ચાલ, પોતાના માલિક અને પરવરદિગારની તરફ ! તું તેનાથી રાજી અને તે તારાથી ખૂશ (છે). અને શામેલ થઈ જા મારા ખાસ બંદાઓના સમૂહમાં અને આવી જા, મારી રઝાના મકામ જન્નતમાં.



ત્યારે તે પણ ફરફરે છે અને તેનું પણ દિલ ચાહે છે કે પાંજરાના બંધનો તોડીને તે પણ પોતાના આશિયાનાની તરફ ઊડી જાય અને પોતાના પક્ષીઓના વૃંદમાં જઈને મળે પરંતુ પીંજરાના કારણે તે મજબૂર હોય છે.

બુઢાપામાં શરીર કમજોર થઈ જાય છે :–

**'વ મન નુઅમ્મિરહુ નુનક્કિસહુ ફીલ્ખલ્ક'**

**(સૂરએ 'યા–સીન' : ૬૮)**

**ભાવાર્થ :**

અને જેને અમે વૃદ્ધ કરીએ છીએ તેને શારીરિક બનાવટમાં (મૂળ સ્થિતિમાં) પાછાં ફેરવીએ છીએ અર્થાત તે બાળપણની જેમ ફરી પાછો કમજોર અને અશકત થઈ જાય છે.



જાણે નફસના બંધનો પાતળા અને કમજોર થઈ જાય છે. અને રૂહને આઝાદ થવામાં આસાની થાય છે.

એટલા માટે વૃધ્ધાવસ્થા શુક્ર અને આનંદના લાયક છે, ન કે શિકાયત અને અફસોસ કરવાને પાત્ર.

(૮)

## અખબાર વાંચવાનું વ્યસન

બુઢાપામાં આખિરતની તૈયારી તેમજ શોખ અને ઉત્કંઠા વધારે હોવા જોઈએ પરંતુ મેં મલંગ શાહની મસ્જિદની નજીક એક વયોવૃધ્ધ બુઝુર્ગને જોયા કે મગરિબની અઝાન થઈ રહી છે અને તેઓ એક હોટલમાં બેસીને અખબાર વાંચવામાં મગ્ન છે !

મુઅઝ્ઝિન પુકારી રહ્યો છે :—

**'હય્ય અલસ્સલાત, હય્ય અલલ ફલાહ'**

(આવો નમાઝ માટે, આવો ભલાઈ માટે !)

પરંતુ પેલો વૃધ્ધ પોતાની સલાહ અને ફલાહને, પોતાના કલ્યાણ અને ભલાઈને ભૂલીને બીજાઓના કિસ્સાઓ અને રમખાણોમાં, જેમાં તે કંઈ સુધારો કે બગાડો કરી શકતો નથી, તેમાં ડૂબેલો છે !

**બુલબુલને આશિયાના ચમનસે ઉઠા લિયા,**
**અપની બલાસે બૂમ રહે યા હુમા રહે !**

**ભાવાર્થ :**

વૃધ્ધાવસ્થામાં જ્યારે દુનિયાથી વિદાય થવાની તૈયારી થઈ રહી હોય ત્યારે આખી દુનિયામાં શું થઈ રહ્યું છે એની ઝંઝટમાં પડવાની શી જરૂર છે ?!

## (૯)

## અખબારોનું વાંચન કોના માટે ફાયદાકારક છે ?

એવો માણસ કે જે દુનિયાની રફતાર અને પ્રવાહો પર કંઈ પણ અસર કે પ્રભાવ પાથરી શકતો ન હોય, તેનું અખબાર વાંચવામાં વ્યસ્ત રહેવું સમયનો બગાડ નહિ તો બીજું શું છે ?

અલબત્ત જેઓ પ્રભાવશાળી છે અને જેઓ કોઈક ઈસ્લાહ અને મકસદના માટે અખબાર વાંચે છે તેઓના માટે અખબારનું વાંચન તરક્કીનો સબબ અને સવાબનું નિમિત્ત બની શકે છે. એઅઝાઝુદ્દીનખાં સાહબે મને જણાવ્યું હતું કે થાનાભુવનમાં અખબાર લાવવાની મનાઈ હતી.

[**નોંધ** :

ખાનકાહે ઈમ્દાદિય્યહ, થાનાભુવનમાં સામાન્ય સાલિકો અને તાલિબોને અખબાર વાંચવાની મનાઈ હતી. પરંતુ ખુદ હકીમુલ ઉમ્મત કુદ્દિસ સિર્રુહૂ એક નજર નાંખી લેતા હતા અને જો કોઈ બાબત વાંચવી જરૂરી અને ફાયદાકારક જણાતી તો વાંચી લેતા હતા. હઝરત હકીમુલ ઉમ્મતનો એક રિસાલો (પુસ્તિકા) પણ આ વિષય વિશે છે જેનું નામ જ 'અખબારનું વાંચન' છે. તેનો સારાંશ પણ એ જ છે કે અખબાર માત્ર તેઓ વાંચે જેઓને એ ઉપયોગી હોય અને જેઓ એના વાંચનને પાત્ર હોય, બીજાઓના માટે નકામું અને નુકસાનકારક છે.]



એઅઝાઝુદ્દીનખાં સાહેબની વાતથી હું ઘણો ખૂશ થયો.

જ્યારે મને મારા કોઈ સાહબે ફન અને મુહક્કિકનું સમર્થન મળી જાય છે ત્યારે ઘણી ખૂશી થાય છે.

## (૧૦)

## અમલની સાથે આદાબ પણ જરૂરી છે

ફરમાવ્યું કે :–

હદીસમાં આવે છે કે, નમાઝનો ઈન્તેઝાર કરનારો નમાઝના જ હુકમમાં હોય છે એટલા માટે જે શખ્સ નમાઝ પઢવા માટે જાય કે નમાઝના ઈન્તેઝારમાં બેસે, તેને નમાઝના આદાબ અને નમાઝની અઝમતનો ખ્યાલ રહેવો જોઈએ.

મને એક સાહબ પર ઘણો રશ્ક આવતો હતો કે તેઓ ઘણે દૂરના મહોલ્લાથી જામેઅ મસ્જિદમાં ફજરની નમાઝ પઢવા માટે આવતા હતા. હું વિચારતો હતો કે તેમને કેટલો બધો સવાબ મળતો હશે ! કારણકે, તેમને ઘણાં કદમ ચાલવા પડતા હતા અને મસ્જિદના માટે જેટલા કદમ વધારે ચાલવા પડે તેટલો જ સવાબ પણ વધારે છે !

પરંતુ એક દિવસે મારી આ બધી ખૂશી ખાકમાં મળી ગઈ ! મેં જોયું કે, તેઓ બીડી પીતાં મસ્જિદની તરફ આવી રહ્યા છે !

મેં (મનોમન) કહ્યું કે, એમને તો એ ખ્યાલ હોવો જોઈતો હતો કે હું નમાઝના માટે મસ્જિદ જઈ રહ્યો છું, નમાઝમાં જ છું. પરંતુ તેમણે પોતાના આ ચાલવાની કદર ન કરી અને એના આદાબનો ખ્યાલ ન રાખ્યો !

## (૧૧)

## અંશનો ઈકરાર અને અખિલનો ઈનકાર !

ફરમાવ્યું કે :–

કેટલાક લોકો કોઈ વસ્તુના અખિલ અને સમગ્ર સ્વરૂપથી કે તેના નામથી ચિડાય છે પરંતુ તેના અલગ અલગ અંશો તેઓને ગમે છે અને આકર્ષક લાગે છે. તેનાથી તેઓને જરા સરખોયે અણગમો નથી હોતો. દાખલા તરીકે, કેટલાક લોકો ગુલાબજાંમૂનથી ઘૃણા કરે છે પરંતુ માવો, ખાંડ, ઘી, બધું અલગ અલગ તેઓને ગમે છે. તેઓ તેનો ઘણાં શોખથી ઉપયોગ કરે છે છતાં જયારે તે બધી વસ્તુઓને ભેગી કરીને રજુ કરવામાં આવે અને તેનું નામ ગુલાબજામૂન છે એમ કહેવામાં આવે તો તેઓ ભાગે છે અને મારવા માટે દોડે છે !

એક બડેમિયાં હતા. તેમને એનાથી ચિઢ હતી કે કોઈ તેમને પૂછે કે, 'દાદા ખયરિયત છે ?'

બાળકો તેમને ચિડવતા રહેતા હતા. અને તેઓ દંડો લઈને તેઓની પાછળ દોડતા હતા.

જો કોઈ તેમને પૂછતું કે, બડે મિયાં–

પેટમાં દુઃખાવો તો નથી ને ?

કાનમાં દુઃખાવો તો નથી ને ?

માથામાં દુઃખાવો તો નથી ને ?

તાવ તો નથી ને ?

પાચનશક્તિ તો મંદ નથી ને ?

તેઓ જવાબ આપતા કે, 'નહીં' અર્થાત દરેક રીતે તંદુરસ્ત અને સારો છું. પરંતુ જો કોઈ પૂછે કે,

'ખયરિયત છે ?'

તો આપ ગુસ્સાથી ધુઆં-પુઆં થઈ જતા.

એક દિવસે અમારા મૌલવી અબ્દુર્રહમાન સાહબે તેમને પકડયા અને આ જ પ્રમાણે પ્રશ્નો પૂછયા. જયારે તેમણે દરેક દર્દ અને તકલિફનો ઈન્કાર કર્યો ત્યારે મૌલવી સાહબે તેમને કહ્યું કે, 'એનું જ નામ ખયરિયત છે ! તમે એનાથી શા માટે ચિડાઓ છો ?!'

બસ, ખયરિયત શબ્દ સાંભળતાં જ તેઓ ગુસ્સે થઈ ગયા અને કહેવા લાગ્યા કે,

'ફરી તમે એનું જ નામ લીધું ?!'

**(૧૨)**

## ઈસ્લામ એ જ મજમૂઆનું નામ છે

આજ હાલત કેટલાંક ભણેલાંઓની છે. તેઓને તસવ્વુફના તમામ અંશોનો અલગ અલગ ઈકરાર છે પરંતુ તસવ્વુફના મજમૂઆથી અણગમો થાય છે, અને તેના નામથી ચિડાય છે.

એ જ હાલત બીજા ધર્મોની પણ છે. તેઓને ઘણાં અંશોનો ઈકરાર છે અને તે અંશો તેઓના ધર્મોમાં અને તેઓના શિક્ષણમાં ફેલાયેલાં છે. તેના મજમૂઆનું નામ ઈસ્લામ છે. આ મજમૂઆથી તેઓને અણગમો છે. જો એક અંશ વિશે અલગ

અલગ પૂછવામાં આવે (દાખલા તરીકે તવહીદ, રિસાલત, આખેરત, નેક આ'માલ, સુંદર અખ્લાક...વગેરે.)

જો તેઓને એમ કહેવામાં આવે કે, બસ એના મજમૂઆનું નામ જ ઈસ્લામ છે તો તેઓની આંખની ભ્રમર ચઢી જશે.

કુર્આન શરીફમાં આવે છે કે :–

**'અલ્લઝી–ન યત્તબિઊનર્રસૂલન્નબિય્યલ ઉમ્મિયલ્લઝી યજિદૂનહૂ મક્તૂબન ઈન્દહુમ ફીત્તવરાતિ વલ ઈન્જિલિ યઅ મુરુહુમ બિલ્મઅરૂફિ વ યનહાહુમ અનિલ્મુન્કરિ વ યુહિલ્લુ લહુમુત્તય્યિબાતિ વ યુહર્રિમુ અલયહિમુલ ખબાઈસ.'**

**(સૂરએ 'અ'અરાફ', પારો : ૯, આયત : ૧૫૭)**

**ભાવાર્થ :**

(અલ્લાહની ખાસ રહેમતને પાત્ર તેના તે બંદાઓ છે જેઓમાં ઈમાન, તકવા અને તઝકિયહની સિફતો છે) જેઓ પયરવી કરે છે અલ્લાહના તે પયગમ્બરની જેઓ ઉમ્મી નબી છે, જેને તેઓ પોતાની પાસે તવરાતમાં અને ઈન્જિલમાં જુએ છે, જે તેઓને સારી વાતોનો હુકમ આપે છે અને બૂરી વાતોથી રોકે છે, હલાલ અને પાકીઝા ચીઝોને તેઓના માટે હલાલ કરે છે અને ખબીસ તથા ગંદી ચીઝોને હરામ ઠેરવે છે.



હવે જાઈઝ અને નાજાઈઝ, હલાલ અને હરામ દરેકના નામ અલગ અલગ લો ! દરેક જાઈઝની તા'રીફ કરશે અને દરેક નાજાઈઝની નિંદા કરશે. દરેક પાક-સાફ ચીઝોને સ્વીકારવા યોગ્ય બતાવશે અને દરેક હરામ અને ગંદી ચીઝને નાપસંદ કરશે. પરંતુ એના મજમૂઆ (ઈસ્લામ)થી તેઓને અણગમો છે અને આ તાલીમાતના પ્રબોધક-નિમંત્રક અને

જામેઅ (સંકલનકર્તા) નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તેઓને ઈન્કાર છે.

હું બીજા ધર્મોના અનુયાયીઓને સમજાવવાના માટે આ જ રીત અપનાવું છું કે અંશોને અલગ અલગ તેઓની સમક્ષ રજૂ કરું છું અને તેઓથી ઈકરાર લઉં છું કે આ બધાં અંશો સહીહ અને સ્વીકારવા પાત્ર છે. તો પછી એના મજમૂઆ (સમૂહ)થી અણગમો અને ઘૃણા શા માટે છે ?!

મારી પાસે એક હિન્દુ સાહબ આવે છે તેઓ હાથ બાંધીને ઊભા રહે છે !

બીજા સાહબ આવે છે તે રુકૂઅમાં રહે છે !

ત્રીજા સાહબ દંડવત કરે છે અને મોડે સુધી શિર ઝુકાવી રાખે છે.

મને તેઓના આ કામથી બોજો લાગે છે.

આ બધાં કામો નમાઝના છે.

જયારે અલગ અલગ એ બધાં કામો ગયરુલ્લાહના માટે તેઓની નજીક જાઈઝ છે તો પછી મજમૂઈ (સામૂહિક) રીતે અલ્લાહના માટે કેમ જાઈઝ નથી ?!

એ કામોનાં જ મજમૂઆ (સમૂહ) નું નામ નમાઝ છે. બંદગી ઈન્સાનની ફિતરત (સ્વભાવ)માં છે અને એ જ જન્મનો હેતુ છે.

**'વમા ખલકતુલ જિન્ન વલ ઈન્સ ઈલ્લા લિયઅબુદૂન'**

**(સૂરએ 'ઝારિયાત' : ૫૬)**

(ઈન્સાનો અને જિન્નાતોને એટલા જ માટે પેદા કરવામાં આવ્યા છે કે તેઓ ખાલિક-સર્જનહારની બંદગી અને ઈબાદત કરે.)

અંગોને યોગ્ય જગાએ ઉપયોગ કરવું એ જ ઈબાદત અને તવહીદ છે. એ તમામ કામોને માત્ર અલ્લાહના માટે જ મખ્સૂસ કરવું એ જ ઈસ્લામની તાલીમ છે.

## (૧૩)

## ઈલાજ કરનારે મરીઝની કુવ્વતનો ખ્યાલ રાખવો જોઈએ ન કે પોતાની કુવ્વતનો

ફરમાવ્યું,

ઈલાજ કરનારે મરીઝની કુવ્વતનો ખ્યાલ કરવો જોઈએ ન કે પોતાની કુવ્વતનો, એ જ તિબ્બે નબવી છે. જુઓ હઝરત મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)ને ફિરઔનની પાસે મોકલવામાં આવી રહ્યા છે અને કહેવામાં આવી રહ્યું છે કે,

**'ઈઝહબ ઈલા ફિરઔ-ન ઈન્નહૂ તગા.'**

**(સૂરએ 'નાઝિયાત' : ૧૭)**

તમે ફિરઔનની પાસે જાઓ !
તેણે સરકશીની રીતભાત અપનાવી છે.

પરંતુ સાથે જ સૂચના આપવામાં આવી રહી છે કે, તેની પાચનશકિતનો ખ્યાલ રાખવામાં આવે અને એવો ખોરાક ન આપી દેવામાં આવે કે જેને સહન કરી ન શકે.

**'ફ કૂલા લહૂ કવલલ લય્યિનલ લઅલ્લહૂ ય-ત-ઝક્કરુ અવ યખ્શા'** **(સૂરએ 'તા-હા' : ૪૪)**

તેની સાથે નરમીથી વાત કરજો ! શાયદ તે વિચારે યા તેના દિલમાં ખૌફ પૈદા થાય.

શિકરી પાશાના જમાનામાં હિજાઝે મુકદસમાં જંગ થવાના કારણે અને અનાજ તેમજ ખાદ્ય પદાર્થો શહેરમાં આવી ન શકવાના કારણે મદીનાવાસીઓને શામ ચાલ્યા જવાનો હુકમ થયો ત્યારે મદીનાની વસ્તી ઘણી ઓછી થઈ ગઈ. માત્ર ૫૦-૬૦ આદમી મસ્જિદે નબવીમાં નમાઝના સમયે થતા હતા. એ લોકોમાં અમારા ખાનદાનના પણ એક બુઝુર્ગ હતા.

સતત ભૂખ્યા રહેવાના કારણે એક દિવસે તેમની હાલત મરવા જેવી થઈ ગઈ. અશક્તિના કારણે બેહોશ થઈ ગયા. દાક્તર આવ્યા. તેણે કહ્યું કે,

'એને હરગિઝ ખોરાક આપશો નહિ. જો ખોરાક આપશો તો એનું મૃત્યું થશે.'

દાક્તરે કપડું પાણીમાં ભીનું કરીને મરીઝના મુખમાં પાણીના કેટલાંક ટીપાં ટપકાવ્યા. તે પછી ફળનો થોડો રસ આપ્યો. એ જ પ્રમાણે ક્રમાનુસાર ખોરાક આપ્યો.

એ જ હાલત રૂહાની અને એ'તિકાદી મરીઝની હોય છે. તેને ક્રમાનુસાર, ધીરે ધીરે ચઢતા ક્રમે દીની ખોરાક આપવામાં આવે છે. મુનાઝિરહમાં આ વાતોનો લિહાઝ રાખવામાં આવતો નથી. એટલા માટે તેનાથી હિદાયત થતી નથી. મને મુનાઝિરહથી બિલકુલ મુનાસિબત નથી.

કેટલાક લોકો ગર્વથી કહે છે કે,

'વિરોધીને દંદાન શિકન (દાંત તોડું) જવાબ આપ્યો !'

એક સાહબે એ પ્રમાણે કહ્યું ત્યારે મેં કહ્યું કે,

'તો પછી તે બિચારો શેરડી કેવી રીતે ખાશે ? આપે તો તેના દાંત તોડી નાંખ્યા !'

ગયર મુસ્લિમોને પણ ઈસ્લામની દાવત આપવામાં કુઆર્ન એવી જ પદ્ધતિ અપનાવે છે કે સૌમ્ય સ્વભાવના અને ન્યાયપ્રિય પ્રકૃતિના ગયર મુસ્લિમ પણ એનાથી ઈન્કાર કરી નથી શકતા.

દાખલા તરીકે યહૂદ અને નસારાને સંબોધીને કહેવામાં આવ્યું કે,

**'કુલ યા અહલલ કિતાબિ તઆલવ ઈલા કલિમતિન સવાઈમ બયનના વ બયનકુમ અલ્લા નઅબુ-દ ઈલ્લલ્લા-હ વલા નુશરિ-ક બિહી શયઅંવ વલા યત્તખિ-ઝ બઅદુના બઅદન અરબાબમ મિન દુનિલ્લાહ'**

**(સૂરએ 'આલે ઈમરાન' : ૬૪)**

**ભાવાર્થ :**

અય અહલે કિતાબ ! આવી જાઓ એક એવી વાત પર જે બરાબર છે અમારામાં અને તમારામાં (અર્થાત મૂળભૂત રીતે તે વાત સર્વમાન્ય છે.)

એટલે કે :-

* અલ્લાહના સિવાય આપણે કોઈની બંદગી ન કરીએ, અને
* કોઈને તેનો શરીક ન બનાવીએ તેમજ
* આપણામાંથી કોઈ અન્ય કોઈને પણ પોતાનો પરવરદિગાર ન બનાવે સિવાય અલ્લાહના.

હવે આ બાબતોમાં છે કોઈ એવો અંશ કે જેને કોઈ બુદ્ધીશાળી અને હક પસંદ માણસ ઈન્કાર કરી શકે !

એક વખતે હૈદરાબાદમાં એક આર્ય સમાજી ખૂબ

જોરદાર તકરીર કરતો હતો. લોકોએ કહ્યું કે, એ તૌહીદને માને છે, અને રિસાલતનો ઈન્કાર કરે છે.

તે કહે છે કે,

'રિસાલતની બિલકુલ જરૂરત નથી. બંદા અને ખુદાની વચ્ચે આવવાનો કોઈને હક નથી !'

મેં મારા એક સાથીને તૈયાર કર્યો.

જેવી પેલા આર્ય સમાજીએ તકરીર પુરી કરી કે તરત જ પેલા સાથીએ ઊભા થઈને તકરીર શરૂ કરી દીધી.

તેણે કહ્યું કે,

'પંડિતજી બિલકુલ સાચુ કહે છે. ખરેખર, બંદા અને ખુદાની વચ્ચે આવવાનો કોઈને હક નથી. બંદો જાણે અને ખુદા જાણે.'

આ સાંભળીને મુસલમાન શ્રોતાઓ નવાઈ પામ્યા અને ગભરાયા.

પરંતુ તેણે આગળ કહ્યું કે,

'પંડિતજી તો સાચુ કહે છે પરંતુ એક મુસીબત એ છે કે, હઝારો-લાખો આદમી રિસાલત અને નુબુવ્વતની જરૂરતને માનનારા છે અને એના પાકકા અકીદતમંદ છે. હવે ખુદા પોતે જ આવે અને તેઓને સમજાવે. ખુદા જ તેઓને ઈત્મિનાન અપાવે તો ઈત્મિનાન થાય. બીજા કોઈએ વચમાં પડવાની શી જરૂરત છે ?'

આ સાંભળીને પંડિત ખામોશ થઈ ગયો અને સન્નાટો છવાઈ ગયો !

(૧૪)

## નમાઝ ઈબાદત ક્યારે બને ?

ફરમાવ્યું,

દીનના ફરાઈઝને આદતના તૌર પર નહીં, ઈબાદતના તૌર પર કરવું જોઈએ. આદતના તૌર પર કરવાથી દરરોજનો ખોરાક અને તબીઅતનો તકાઝો બની જાય છે.

આ સાંભળીને એક શખ્સે પૂછયું કે,

'હું તો નમાઝ આદતના તૌર પર પઢું છું, એને ઈબાદત કેવી રીતે બનાઉં ?'

ફરમાવ્યું કે,

ઈબાદત ત્યારે બનશે જ્યારે એનો (આખિરતનો) ફાયદો અને નુકસાન સામે હોય. આપ બપોરે મીઠી નીંદમાં સૂતેલા હો, નીંદનો ગલ્બો હોય, બહારથી ટપાલી બૂમ પાડે કે,

'મની ઓર્ડર લઈ લો !'

આપને ખબર છે કે જો આપ આળસ કરશો તો ટપાલી ચાલ્યો જશે અને મનીઓર્ડર પરત થશે અથવા કાલે મળશે. આપ નીંદને કુરબાન કરીને ઊઠો છો અને મનીઓર્ડર સ્વીકારી લો છો.

એ જ હાલત નમાઝની છે કે, ગમે તેવી મીઠી નીંદમાં સૂતેલા હો, શિયાળાની ઠંડીમાં કામળો ઓઢેલો હોય, મોઢું બહાર કાઢવાનું પણ મન થતું ન હોય, પરંતુ ફજરની અઝાન થાય ત્યારે નમાઝના ફાયદાઓ ઉપર આપને યકીન હોવાના કારણે તેમજ ન પઢવાથી જે સઝા છે તેના પર એ'તિકાદ

હોવાના કારણે આપ નીંદ કુરબાન કરો છો અને ઠંડીમાં વુઝૂ કરો છો.

બસ એ જ ઈબાદતની રૂહ છે.

## (૧૫)

## રમઝાનની કદર અને પૂર્વ તૈયારી

ફરમાવ્યું કે,

રમઝાનનો હક માત્ર રમઝાનમાં અદા નથી થતો. એનાથી પહેલાં એનું સ્વાગત, એનો ઝવક અને શવક તેમજ એની પૂર્વ તૈયારી કરવી જોઈએ.

મકાનનાં બાંધકામની શરૂઆત તેના પાયાથી થાય છે. જેટલું ઊંચું મકાન બનાવવું હોય છે, તેટલો જ પાયો ઊંડો ખોદવામાં આવે છે. જો કોઈ શખસ કોઈ મકાનનો પાયો ખોદાવી રહ્યો હોય અને તેને મજબૂત બનાવી રહ્યો હોય ત્યારે જો કોઈ બીજો શખ્સ તેને પૂછે કે,

'મકાન તો જમીનની સપાટીની ઉપર બનવાનું છે, તો પછી જમીનના નીચે આ શું કાર્યવાહી થઈ રહી છે ?'

તો શું એ શખ્સનું આ પ્રમાણે ટીકા કરવું યોગ્ય કહેવાશે ?

એ જ પ્રમાણે રમઝાનની તૈયારી રમઝાનથી પહેલાં શરૂ થવી જોઈએ. રમઝાન શરૂ થવા બાદ એના દિવસો ગણવા અને એના રોઝાની ગણત્રી કરવી કે હવે આટલા રહી ગયા છે, ભારે નાકદરી છે.

હું હૈદરાબાદમાં સાંભળતો હતો કે લોકો રમઝાન શરૂ થવા પછી હિસાબ શરૂ કરી દેતા હતા કે :-

**'દહ રવાં, દહ દવાં, દહ પર્રાં !'**

(દસ ચાલતાં, દસ દોડતા અને દસ ઊડતાં !)

આ રમઝાનની કદર ન કહેવાય !

## (૧૬)

## કોઈની આકિબત ખરાબ કરવી બુઝુર્ગી નથી

કેટલાંક લોકો કયારેક કોઈ શયખ અને બુઝુર્ગની તા'રીફ કરતાં કહે છે કે,

'તેમણે ફલાણાંની નિસ્બત આંચકી લીધી, ફલાણાંને તબાહ કરી દીધો !'

હું કહું છું કે એ તો કંઈ સારી વાત ન થઈ. તે બિચારો કલિમહ પઢતો હતો, અલ્લાહનું નામ લેતો હતો, તેમાંથી પણ ગયો !

બુઝુર્ગોનું કામ કોઈની આકિબત ખરાબ કરવાનું કે કોઈને તબાહ કરવાનું નથી બલ્કે તેઓ તો આકિબત દુરુસ્ત કરે છે અને તબાહ હાલતવાળા લોકોને સંભાળી લે છે !

## (૧૭)

## બંદામાં કંઈ નથી, સર્વ અલ્લાહના તરફથી છે

ફરમાવ્યું કે,

આદમીની તા'રીફ નથી બલ્કે જ્યાંથી ઉલૂમ અને મઝામીન આવે છે તેની તા'રીફ છે.

જો કોઈ પાણીના નળના વખાણ કરે અને પાણીને નળનો

જ ફયઝાન બતાવે તો નળ જવાબ આપશે કે,

'તે સમયે અહીં આવજો જયારે પાણી બંધ થઈ જાય છે ! ત્યારે મારા ફયઝાનની હકીકતની જાણ તમને થશે !'

પાણી બંધ થઈ જાય ત્યારે જો કોઈ નળમાંથી પાણી લેવા જશે તો તે કહે શે કે,

'હું પોતે સળગી રહ્યો છું ! ખોબો ભરીને પાણી મારા ઉપર નાખો !'

એ જ ઈન્સાનની હાલત છે ! તે હંમેશાં એક જ હાલતમાં નથી રહેતો અને ન તે ફયઝાનનો માલિક હોય છે.

એક બુઝુર્ગનો કિસ્સો છે.

એક દિવસે પાણીના હોઝ પર બેસીને વુઝૂ કરી રહ્યા હતા. અચાનક પાણીમાં પડી ગયા અને ડૂબકીઓ ખાવા લાગ્યા. ઘણી મુશ્કેલીથી મુરીદોએ બહાર કાઢયા ત્યારે જીવ બચ્યો !

એક મુરીદે અદબથી અરજ કરી કે,

'હઝરત ! ફલાણાં મોકા પર આપ નદીના પાણી ઉપર ચાલીને તેને પાર કરી ગયા હતા અને આપના પગો ભીનાં પણ થયાં ન હતા ! આજે નાનકડા હોઝમાં પડી ગયા અને હોશ ન રહ્યો !'

બુઝુર્ગે ઉત્તર આપ્યો કે,

'હંમેશાં એક સરખી હાલત રહેતી નથી.'

શયખ સઅદી (રહ.) ફરમાવે છે કે,

**યકે પુરસીદ અઝાં ગુમકર્દહ ફરઝંદ,**
**કે અય રોશન ગોહર પીરે ખિરદમંદ**

**ઝ મિસરશ બૂએ પયરાહન શમીદી,**
**ચેરા દર ચાહે કિન્આનશ ન દીદી ?**

**બ ગુફ્ત : અહવાલે મા બર્કે જહાં હસ્ત,**
**દમે પયદા વ દીગર દમ નિહાં હસ્ત.**

**ગહે બર તારુમે આ'લા નશીનમ,**
**ગહે બર પુશ્તે પાએ ખૂદ નેહ બીનમ.**

**અગર દુરવેશ બર હાલે બમાંદે,**
**સરે દસ્ત અઝ દો આમગ બરફિશાંદે.**

**ભાવાર્થ :**

એક મુરીદે પોતાના પીરને પૂછયું કે,

'હઝરત ! એક વાત સમજમાં નથી આવતી કે (હઝરત યાકૂબ અલયહિસ્સલામના) ખોવાયેલા પુત્ર (હઝરત યૂસુફ અલયહિસ્સલામ)નું પહેરણ ઠેઠ મિસરમાં હોવા છતાં તેની સુગંધ કિન્આનમાં તેમને મેહસૂસ થઈ ગઈ, તો કિન્આનના નજીકના જ વિસ્તારમાં કૂવામાં પડેલા પુત્રને તેઓ કેમ જોઈ શકયા નહીં ?!'

બુઝુર્ગે ફરમાવ્યું કે,

'અમારા અહેવાલ દુનિયાની વીજળી જેવાં છે. એક પળ ચમકે છે અને બીજી પળે વિલિન થઈ જાય છે !

કયારેક ઊંચા ઊંચા મહેલો પર બેસીએ છીએ અને કયારેક પોતાના પગની પાની પણ જોઈ શકતાં નથી !

જો દુરવેશ હંમેશાં એક જ હાલત પર અવિચલ રહે તો તેની પ્રગતિ અટકી જાય અને બંને જહાંનમાંથી ફેંકાઈ જાય !

## બીજી મજલિસ

**તારીખ** : ૪, ઝિલ્હજ્જહ, ૧૩૮૬ હિજરી સન મુતાબિક
૧૬, માર્ચ, ૧૯૬૭ ઈસવી સન

**દિવસ** : જુમેરાત

**સમય** : સવારે ૧૦.૩૦ થી ૧૧.૩૦

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો** :

- નવાબ મૌલવી ઉબૈદુર્રહમાન ખાન સાહબ શેરવાની
- મૌલાના હાફિઝ મુહમ્મદ ઈમરાન ખાન સાહબ નદવી
- સુબેદાર અબ્દુલ જલીલ સાહબ
- મુહમ્મદ ફરાહીમ સાહબ
- મૌલવી નિસારુલ હક નદવી.....વગેરે

## (૧૮)

## માસૂરહ (સ્વીકૃત) દુઆઓની મિસાલ

સુબેદાર અબ્દુલ જલીલ સાહબ એક અકસ્માતના કારણે અપંગ અને મઅઝૂર થઈ ગયા છે. કોઈ સાથીના સહારે મુશ્કેલીથી ચાલે છે. આવી મઅઝૂરી છતાં ઘણા સબરવાળા અને શુક્રગુઝાર છે. તેઓ (હઝરતની) મજલિસમાં આવ્યા અને એક તરફ બેસી ગયા.

હઝરતની અચાનક તેમના પર નઝર પડી તો ઘણી મુહબ્બતની સાથે તેમને પોતાની પાસે બોલાવીને બિલ્કુલ નજીક બેસાડયા.

પછી હઝરતે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલા જયારે કોઈ મુસીબત નાંખે છે તો એનાથી પહેલા સબ્ર અને શુક્રની કુવ્વત તેમજ યકીનની નેઅમત અતા ફરમાવે છે. નહીંતર મુસીબતને સહન કરવું મુશ્કેલ છે.'

એ જ પ્રમાણે દુઆઓના જે મઝામીન અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને શીખવ્યા છે, તો શીખવવા પહેલાં કબૂલિયત, સ્વીકૃતિનો ફેસલો ફરમાવી લીધો. જેવી રીતે કોઈ હાકિમ જયારે કોઈ કામ કરવા ચાહે છે ત્યારે ઉમેદવારને પોતે જ અરજીનો મઝમૂન લખાવી દે છે. એ માત્ર માસૂરહ (સ્વીકૃત) દુઆઓની વિશિષ્ટતા છે.

બુઝુર્ગોથી જે દુઆઓ નકલ થયેલી છે તે એ કક્ષાએ પહોંચી નથી શકતી. બુઝુર્ગોની દુઆની મિસાલ પંખી જેવી છે. તે પોતે ઊડે છે. કુર્આન મજીદ અને હદીસની દુઆઓની મિસાલ વિમાન જેવી છે જે સેંકડો (પ્રવાસીઓને) લઈને ઊડે છે !

એટલા જ માટે સૂરએ 'ફાતિહા'માં બહુવચનનું રૂપ વાપરવામાં આવ્યું છે :

**'ઈય્યા કનઅબુદુ વ ઈય્યા કનસ્તઈન- ઈહદિનસ્સિરાતલ મુસ્તકીમ'** **(સૂરએ 'ફાતિહા' : ૫, ૬)**

**ભાવાર્થ :**

તારી જ અમે ઈબાદત કરીએ છીએ અને તારાથી જ અમે મદદ ચાહિએ છીએ, અમને સીધો માર્ગ બતાવ !

મને 'હિઝબુલ બહર' વગેરેથી કંઈ મુનાસિબત નથી. દાખલા તરીકે એમાં દુઆ આવે છે કે :–

**'અલ્લાહુમ્મ સખ્ખિર લી કુલ્લ શયઈન'**

(હે અલ્લાહ ! તમામ ચીઝોને મારા વશમાં કરી દે !)

હવે જો તમામ ચીઝો મારા વશમાં–કાબૂમાં થઈ જાય તો હું તેમને ખવડાવીશ કયાંથી ?

એના બદલે મારી દુઆ આ છે :–

**'અલ્લા હુમ્મ સખ્ખિરની લક.'**

(હે અલ્લાહ ! મને તારો તાબેદાર અને ફરમાંબરદાર બનાવી લે !)

આપને તે બનાવ યાદ હશે કે :–

એક વખતે હઝરત મુઆવિયહ (રદિ.)ને ત્યાંથી તે રકમ મળવામાં મોડું થયું, જે હઝરત ઈમામ હસન (રદિ.)ને તેઓ ભેટ આપતા હતા. ઈમામ હસન (રદિ.)ને ખ્વાબમાં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ. આપ (સલ.)એ તેમને આ દુઆ શિખવી :–

**'અલ્લાહુમ્મ અકઝિફ ફી કલ્બી રજાઅ–ક વકતઅ રજાઈ અમ્મન સિવા–ક હત્તા લા અર્જૂ અહદન ગયરક.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! મારા દિલમાં તારી ઉમ્મીદ ભરી દે અને મારી ઉમ્મીદ તારા સિવાયનાથી ખંડિત કરી દે, અહીં સુધી કે તારા સિવાય મને કોઈથી ઉમ્મીદ બાકી ન રહે.

આ દુઆ કેટલી અર્થસભર અને પરિપૂર્ણ છે ! હકીકતમાં એ એક કાપનારી તલવાર છે જે ખુદા સિવાયના ને કાપી નાખે છે.

એક સાહબ મારી પાસે આવ્યા અને દુઆએ સુર્યાની સંજની ફરમાઈશ કરી. મેં કહયું કે, હું નથી જાણતો. હું તમને અરબી દુઆ શિખવી શકું છું.

(૧૯)

## તે વાત પેદા કરો જેનાથી જબાનમાં અસર થાય

ફરમાવ્યું કે,

લોકો (અલ્લાહ તઆલાના) કોઈ 'નામ'નો વિર્દ કરવાને તેમજ કોઈ દુઆને હઝારો લાખો વખત પઢવાને અત્યંત અસરકારક સમજે છે. તેઓ તે સલાહિય્યત અને સિફત પેદા કરવાની કોશિશ નથી કરતા જેના કારણે (માત્ર) એક જ વખતની દુઆ પણ કબૂલ થઈ જાય છે ! હું કોઈને સવા લાખનો વઝીફો યા ખત્મ નથી બતાવતો, અલબત્ત બે રકાત નમાઝ પઢવા માટે કહી દઉં છું.

હું એક વખતે કરાંચીમાં એક દરજીની દુકાન પર બેઠો હતો. એક પંજાબી બડે મિયાં મારી પાસે આવ્યા. તેમણે કહ્યું કે,

'હું તમને કંઈ પૂછવા માંગુ છું.'

મેં કહ્યું કે,

'હું કોઈ આલિમ નથી. તમે મસ્અલો પૂછશો અને હું જવાબ ન આપી શકીશ તો તમને નિરાશા થશે.'

તેમણે કહ્યું કે,

'પૂછવામાં શું વાંધો છે ?'

મેં કહ્યું કે, 'પૂછો.'

તેમણે કહ્યું કે,

'આ વઝીફા જે પઢવામાં આવે છે તેમાં કંઈ અસર-બસર પણ છે કે કેમ ?'

મેં કહ્યું કે,

'જુઓ ! પેલો સામે જે કોન્સ્ટેબલ ઊભો છે, તમે તેની પાસે જઈને ૧૦૦ (એક સો) વખત કહો કે :–

" મેં તને બરતરફ કર્યો, મેં તને બરતરફ કર્યો !"

તમે જાણો છો એનું શું પરિણામ આવશે ?'

તેણે કહ્યું કે,

'તેના પર કંઈ અસર ન થશે. તે એને એક મઝાક સમજશે.'

મેં કહ્યું કે,

'તે ઉલ્ટો તમારી ગરદન પકડશે અને કહેશે કે, મને બરતરફ કરનાર તમે કોણ ?'

તેમણે કહ્યું કે,

'સાચી વાત છે.'

મેં કહ્યું કે,

'જો કાઈદે આઝમ (તે વખતે મર્હૂમ મુહમ્મદ અલી જિન્નાહ હયાત હતા) એક સિપાહીથી માત્ર એક જ વખત કહે કે, 'મેં તને બરતરફ કર્યો !' (તો શું થાય ?)

તેમણે કહ્યું કે,

'તે સિપાહી પોતાને બરતરફ થયેલો સમજશે અને તેમનું એક વખત કહેવું કાફી થઈ જશે.'

મેં કહ્યું કે,

'તો પછી તે વાત પેદા કરો જેનાથી ઝબાનમાં અસર થાય અને એક વખતનું કહેવું કાફી થઈ જાય !'

## (૨૦)

## દુઆની કબૂલિયતનું રહસ્ય

ફરમાવ્યું કે,

'લોકો દુઆમાં પોતાના મકસૂદ (લક્ષ્ય) પર અને તે લોકો પર નજર રાખે છે જેમનાથી એ મકસૂદ હાસિલ થઈ શકે છે કે નથી થઈ શકતો. મારે ત્યાં એક કારીગર આખો દિવસ વાયરીંગ અને ફિટીંગ કરતો રહ્યો. તેણે ઘણી મહેનત અને ખુલૂસથી કામ કર્યું. મેં તેને ઈનામ આપવાનો ઈરાદો કર્યો. તેણે કોઈ રીતે કબૂલ ન કર્યું. મને તેના જઝબહ (ભાવના)ની ઘણી કદર થઈ.

એક દિવસે હું સહેનમાં બેસીને કંઈક લખતો હતો. તે આવ્યો અને આક્રંદ તેમજ વિલાપ કરીને રડવા માંડયો. હું સમજયો કે, તેના કોઈ સગાં-સ્નેહીનો ઈન્તેકાલ થઈ ગયો હશે.

મારા પૂછવાથી તેણે કહ્યું કે,

'હું ઘણાં દિવસથી કામ ધંધાની તલાશમાં છું. પરંતુ કોઈ પૂછતું પણ નથી ! જયાં જાઉં છું ત્યાંથી નિષ્ફળ થઈને પાછો આવું છું.'

મેં કહ્યું કે,

'હું તમને ખૂશખબરી આપું છું કે, તમે એ જ પ્રમાણે નિષ્ફળ રહેશો, અને કોઈ તમારો ભાવ પણ નહીં પૂછશે !'

તે ગભરાયો અને પૂછયું કે,

'શા માટે ?'

મેં કહ્યું કે,

'નોકરી ન શોધો, ખુદાને શોધો ! તમારી નજર મખ્લૂક પર છે, ખુદા પર નથી ! તમે તેને મનાવવાની કોશિશ કરો, કામ ખુદ તમારી પાસે આવશે !'

ફરમાવ્યું કે,

'તે શખ્સ જો કે જાહિલ હતો પરંતુ મારી વાત તુરંત તેની સમજમાં આવી ગઈ. જો ભણેલો-પઢેલો હોત અને મૌલવી હોત તો આટલો જલ્દી ન સમજતે ! ઈલ્મ મોટો પરદો છે !'

થોડાં દિવસો પછી તે ઘણો ખૂશ થતો આવ્યો. અને કહેવા લાગ્યો કે,

'મને કામ મળી ગયું. કારખાનાવાળા ખુદ મારા ઘરે આવ્યા અને મને લઈ ગયા ! પગાર પણ નકકી કર્યો અને સવારી માટે સાયકલ પણ આપી.'

મેં કહ્યું કે,

'આ શિર્ક છે. તેનો શુક્રિયા અદા કરો, જેણે નોકરી આપી છે.'

એ જ પ્રમાણે કેટલાક લોકો મારી પાસે આવ્યા.

તેમણે કહ્યું કે,

'અમારી જમીન સરકારે સંપાદિત કરી છે અને અમને તે કિંમત આપવામાં આવે છે જે પહેલાં કયારેક હતી !'

મેં કહ્યું કે,

'તેના પર (ખુદા પર) નજર રાખો (અને તેને

રાઝી કરો !) જે તે લોકોને રોડાંની જેમ પીસીને સડક પર બિછાવી શકે છે.'

ત્રીજા દિવસે તેઓ આવ્યા અને કહ્યું કે,

'(સરકારી) યોજના બદલાઈ ગઈ અને જમીન બચી ગઈ !'

(૨૧)

## મુહબ્બત મોટી ચીઝ છે

હઝરતે ડોક્ટર ઈશ્તિયાક સાહબ વિશે પૂછયું જેઓ આ લખનારની સાથે હતા અને તે જ દિવસે સવારે લખનૌ રવાના થઈ ગયા હતા.

હઝરતને કહેવામાં આવ્યું કે,

'તેમની રજાઓ પુરી થઈ ગઈ હોવાથી તેઓ આજે સવારે ચાલ્યા ગયા.'

તેમની મુલાકાત ન થવાના કારણે હઝરત અફસોસ ફરમાવવા લાગ્યા.

મેં અરજ કરી કે,

'તેમને હઝરતથી ઘણી મુહબ્બત છે.'

ફરમાવ્યું કે,

'મુહબ્બત મોટી ચીઝ છે. મુહબ્બત પેટ્રોલ સમાન છે. તેનાથી દરેક ચીઝ ચાલે છે.'

આગળ ફરમાવ્યું કે,

'આપને યાદ હશે કે એક સહાબી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા.'

તેમણે પૂછયું કે,

'કયામત કયારે થશે ?'

ફરમાવ્યું કે,

'તમે તેના માટે શું તૈયારી કરી છે ? (કે તમને તેની એટલી બધી આતુરતા છે ?)'

કહ્યું કે,

'મારી પાસે એના માટે કંઈ વધારે ઈબાદતો નથી. અલબત્ત મને અલ્લાહ અને તેના રસૂલથી મુહબ્બત છે.'

ફરમાવ્યું કે,

**'અલ મરઉ મઅ મન અહબબ'**

(ઈન્સાન આખિરતમાં તેની જ સાથે હશે જેનાથી તેને દુનિયામાં મુહબ્બત હતી.)

ફરમાવ્યું કે,

'હઝરાતે ચિશ્તિય્યહની નઝર એ જ પેટ્રોલ (દર્દ અને મુહબ્બત) પર વધારે છે. અને એનાથી જ તેમની આ તરક્કી અને બુલંદ શાન છે.'

## તરીકતના ચાર સિલસિલાની મિસાલ

હઝરત શાહ અહમદ સઈદ સાહબ (રહ.) એ 'અન્હારે અરબઅ' માં ચારેય સિલસિલાની વિભિન્ન નિસ્બતો અને તેના વિભિન્ન રંગોને જન્નતની તે ચાર નહેરોની ઉપમા આપી

છે જેના કુર્આન મજીદ [સૂરએ 'મુહમ્મદ (સલ.)' : ૧૫]માં અલગ અલગ લક્ષણો બયાન કરવામાં આવ્યા છે :–

(૧) **'ફીહા અન્હારુમ મિમ્માઈન ગયરિ આસિન.'**

જન્નતમાં ઘણી નહેરોનું પાણી એવું છે જે સડતું કે બગડતું નથી.

(૨) **'વ અન્હારુમ મિલ લ–બ–નિલ લમ યતગય્યર તઅમુહૂ.'**

અને ઘણી નહેરો એવા દૂધની છે જેનો સ્વાદ બદલાતો નથી.

(૩) **'વ અન્હારુમ મિન ખમ્રિલ લઝ્ઝાતિલ લિશ્શારિબીન.'**

અને ઘણી નહેરો એવા શરાબની છે જેમાં પીનારાઓના માટે લિઝ્ઝત અને સુરૂર છે.

(૪) **'વ અન્હારુમ મિન અસલિમ મુસફ્ફા.'**

અને ઘણી નહેરો વિશુધ્ધ અને સ્વચ્છ મધની છે.



તેમણે (હઝરત અહમદ સઈદ સાહબ (રહ.) એ) ફરમાવ્યું છે કે,

- ન બગડનારું પાણી એ નિસ્બતે સુહરવર્દિયહ છે.
- એક સરખા સ્વાદવાળા દૂધની નહેર, જેમાં શાંતિ અને સ્થિરતા છે, તે નિસ્બતે નકશબંદિય્યહ છે.
- શરાબની નહેર, જેમાં લિઝ્ઝત, સુરૂર, કયફ અને નિશાત છે, તે નિસ્બતે ચિશ્તિય્યહ છે.
- વિશુધ્ધ મધની નહેર નિસ્બતે કાદિરિય્યહ છે.



આ સરખામણી અને તુલનામાં જે જામિઈય્યત-અર્થસભરતા અને સમતોલન છે તે મને ઘણું ગમે છે. હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) અને હઝરત નિઝામુદ્દીનં અવલિયા (રહ.)થી હિદાયત અને તાસીરના જે બનાવો નકલ થયેલાં છે તેમજ જે ઘટનાઓ અને કરામતો તેમનાથી સંકલિત છે, તે એ બુઝુર્ગોના ઈખ્લાસ, દર્દ અને મુહબ્બત તેમજ નિસ્બતનો કરિશ્મો છે.

## (૨૨)

## દિલની સફાઈ અને નઝરબંદીનો તફાવત

ફરમાવ્યું કે,

તઝકિયહ (દિલની સફાઈ) અને નઝરબંદીમાં મોટો તફાવત છે. તઝકિયહમાં પેટ્રોલનો કચરો સાફ કરી દેવામાં આવે છે અને તે સૂરાખ (છિદ્ર)ને ખોલી દેવામાં આવે છે જેમાંથી પેટ્રોલ એન્જીનમાં આવે છે અને મશીન ચાલવા લાગે છે.

નઝરબંદીમાં એની માત્ર છાયા છે. એમાં કચરો સાફ કરવાના બદલે ઉલ્ટું પેટ્રોલમાં કચરો નાંખવામાં આવે છે ! મેસ્મેરીઝમવાળાઓ અને જાદૂગરો માત્ર નઝરબંદી કરે છે. તેઓ માનસિકશક્તિ પર એવો પ્રભાવ નાખે છે કે ચીઝોની હકીકત કંઈ હોય છે અને નજર કંઈ આવે છે !

એ જ હકીકતને કુર્આન મજીદમાં આ રીતે બયાન કરવામાં આવી છે :-

**'યુખય્યલુ ઈલયહિ મિન સહરિહિમ અન્નહા તસ્આ.'**

**(સૂરએ 'તા-હા' : ૬૬)**

(ફિરઔનના જાદૂગરોના જાદૂના પ્રભાવના કારણે હઝરત મૂસા અલયહિસ્સલામને એવું દેખાતું હતું કે, તેમની દોરડીઓ સાપોની જેમ દોડી રહી છે.)

કલકત્તામાં એક વખતે બાઝીગરોએ એક મોટો તમાશો દેખાડવાનું એલાન કર્યું. દસ વાગ્યાની જાહેરાત હતી. દર્શકો દસ વાગ્યા પહેલાં જ પહોંચી ગયા અને હોલ (ખંડ) ખિચોખિચ ભરાઈ ગયો. પંરતુ બે કલાક વીતવા છતાં જાદૂગરો ન આવ્યા. લોકોમાં નિરાશા અને ક્રોધ ઉત્પન્ન થયો.

બાર વાગે તે લોકો આવ્યા તો દર્શકોએ ગુસ્સો અને નવાઈ જાહેર કરી.

તેઓએ કહ્યું કે,

'અમે સમયસર જ આવ્યા છીએ. તમે તમારી ઘડિયાળમાં તો જુઓ !'

જોયું તો દરેકની ઘડિયાળમાં બરાબર દસ વાગ્યા હતા ! તેમણે આખો દિવસ તમાશો બતાવવાની જાહેરાત કરી હતી. પરંતુ થોડી જ વારમાં, કંઈ દેખાડયા વગર જ, જવાની તૈયારી કરવા લાગ્યા. લોકોએ વિરોધ પ્રગટ કર્યો કે,

'આ કેવી મઝાક-મશ્કરી છે ? ન કોઈ તમાશો દેખાડયો ન જાદૂ દેખાડયો !'

તેઓએ કહ્યું કે,

'તમે તમારી ઘડિયાળ તો જુઓ કે કેટલા વાગી ગયા છે ?'

જોયું તો ચાર વાગ્યા હતા . બધાં લોકો લજ્જા પામ્યા અને તમાશો પૂરો થયો !

બસ, એ જ નઝરબંદીનો કમાલ છે.

(૨૩)

## આલમે આખિરતથી મુહબ્બત અને મૈત્રી જરૂરી છે

ફરમાવ્યું કે,

આલમે આખિરતથી મુહબ્બત અને મૈત્રીની જરૂરત છે. અને તેના માટે અગાઉથી તૈયારી કરવી પડે છે. જે લોકો એમાં ગફલત કરે છે તેમની અંદર મુહબ્બત અને લગનની કૈફિયત નથી હોતી અને તેઓ દુનિયાથી મુક્તિ નથી પામતા.

કેટલાક ઝિક્ર કરનારાઓ અને ઈલ્મવાળાઓને જોયા છે કે, તેઓ તે આલમ (આખિરત)થી બેગાના છે ! ઈન્તેકાલનો સમય થયો તો કહ્યું કે,

> 'વાલિદાને બોલાવો ! ખાલાને બોલાવો ! ફૂફીને બોલાવો ! બીવીને બોલાવો ! બચ્ચાંઓને બોલાવો ! પાસે લાવો !'

ભલા, આ સમય લોકોની તરફ મુતવજજેહ (ધ્યાનિત) થવાનો છે ?!

ઉપરથી ફરિશ્તાઓ ઊતરી રહ્યાં છે અને પયામ લાવી રહ્યાં છે ! આ સમયે તો આલમે બાલાની તરફ ધ્યાનિત થવાની જરૂરત છે.

મૌલાના રૂમ (રહ.)એ મોમિન અને આરિફની અંતિમ વિદાયનું ચિત્ર ખૂબ દોર્યું છે ! ફરમાવે છે કે :–

**મવત જસરે મૂસિલ આમદ સૂએ યાર,**
**મર્ગરા આમાદહ બાશ અય હોશિયાર.**

**ઈંચે ખૂશ બાશદ કે સૂએ શહ રવમ,**
**વાસિલે દરગાહે આં બેચૂં શવમ;**
**વકત આમદ કઝ જહાને બેકસી,**
**પાએ કૂબાં સૂએ બામે ઊ રસી.**

**ભાવાર્થ :**

યાર (અલ્લાહ) સાથે મિલન કરાવવા માટે મોત રૂપી પુલ આવ્યો છે, માટે હે હોશિયાર ! મોતનું સ્વાગત કર !

એ કેટલી ખૂશી અને આનંદનો અવસર છે કે, શહેનશાહોના શહેનશાહના દરબારમાં હાજર થવા માટે અને તેની મુલાકાત માટે જઈ રહ્યો છે !

બેકસી, લાચારી અને દુઃખોની આ દુનિયા છોડીને હવે તે અલ્લાહના મહાલય તરફ પ્રયાણ કરવાનો સમય આવી ગયો છે !



ઝિક્ર અને ઈલ્મની ફઝીલત તેમજ ફાયદાથી ઈન્કાર નથી. એનાથી દરજાત બુલંદ થાય છે. આખિરતમાં એનો ફાયદો નજર આવશે. પરંતુ અફસોસ કે, આલમે આખિરતથી બેગાના ના બેગાના રહ્યા. જરૂરત એની હતી કે આ આલમે ફાની-નાશવંત જગત અને અહીંના સંબંધો અને આ માટીના દેહને અલ વિદાઅ કહેવાની તૈયારી કરવામાં આવતે.

શાઈરે સાચું કહયું છે :

**અય કફ વ દસ્ત વ સાઈદ વ બાઝૂ**
**હમહ તવદીઅ યક-દિગર બ કુનીદ.**

**ભાવાર્થ :**

હે હથેળી, હાથ, કાંડા અને બાજુ ! તમે બધાં હવે એક-બીજાથી વિખૂટા પડવાની તૈયારી કરો !

## (૨૪)

## દાનેશમંદી એ જ છે કે જેનું ભવિષ્યમાં કામ આવનાર છે તેની સાથે સંબંધ બાંધવામાં આવે

હયદરાબાદમાં એક વખતે આ'લા હઝરત (નિઝામ સાહબ)ને ત્યાં એ નકકી થયું કે દીવાની (પ્રધાનપદ) સર કિશન પ્રસાદ પાસેથી લઈને સાલારજંગના ફરઝંદ યૂસુફ અલીખાં ને આપી દેવામાં આવે.

ખાસ ખાસ લોકોને એની જાણ થઈ ગઈ કે, દીવાની (પ્રધાનપદ) કિશન પ્રસાદને ત્યાંથી સાલારજંગને ત્યાં સોપવાની તૈયારી થઈ રહી છે ! (જેમને આ વાતની જાણ થઈ ગઈ) તેઓએ તે જ ક્ષણથી પોતાની આવ-જા અને સંબંધો કિશન પ્રસાદને ત્યાંથી ખતમ કરીને સાલારજંગને ત્યાં બાંધવા શરૂ કરી દીધાં !

દરેક હોશિયાર અને ભવિષ્ય પારખુ, દીર્ઘ દ્રષ્ટા, દૂરદર્શી આદમીએ એ જ પ્રમાણે કરવું જોઈએ.

જયારે આ આલમે ફાની, નાશવંત જગતમાંથી ચાલ્યા જવાનું છે અને માટીના આ (શરીર રૂપી) પહેરણને ઉતારી દેવાનું છે તો એનાથી સંબંધ તોડીને તેનાથી જોડે જેનું કામ પડનારું છે. અને તેનાથી જ મૈત્રી અને સંબંધો બાંધવામાં આવે !

એટલા જ માટે ફરમાવવામાં આવ્યું છે કે :–

**'વ મન નુઅમ્મિરહુ નુનક્કિસહુ ફીલ્ખલ્કિ અફલા યઅકિલૂન.'**

**(સૂરએ 'યા–સીન' : ૬૮)**

**ભાવાર્થ :**

અને અમે જેને વધારે ઉંમર આપીએ છીએ તેને જિસ્માની કુવ્વત, શારીરિક શક્તિના લિહાજથી પાછળ (બાળપણ તરફ) ફેરવી દઈએ છીએ ! શું એ લોકો સમજતા નથી ?!

હું ઘણાં દિવસો સુધી વિચારતો રહ્યો કે આવી ખૂલ્લી વાત અર્થાત બુઢાપામાં શારીરિક અશક્તિના સંબંધમાં, જેનો દરેક અનુભવ કરે છે, તેના વિશે :

**'અફલા યઅકિલૂન'**

શું એ લોકો સમજતા નથી ?!

કહીને, શા માટે ચિંતન અને મનન કરવા માટે પ્રેરણા આપવામાં આવી હશે ?

અને આવી સ્વયંસ્પષ્ટ ઘટના માટે શા માટે આવા મહત્વના શબ્દો વાપરવામાં આવ્ય હશે ?!

પરંતુ (ખૂબ વિચારણા અંતે) જાણવા મળ્યું કે, એનાથી એ જ હકીકતની તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે કે, મોટું ડહાપણ અને દાનેશમંદી એ છે કે, સાથ છોડનારાને બદલે, હવે સાથે આવનારા અને હંમેશા રહેનારાની ફિકર કરવામાં આવે !

જે લોકો આ હકીકતથી વાકિફ નથી, તેમને મોત પર હસરત–અફસોસ અને પોતાના સગાં–સ્નેહીઓ તથા દોસ્તોની જુદાઈ પર દુઃખ અને સદમો થાય છે. આ આપણી ટૂંકી દ્રષ્ટિ અને અજ્ઞાનતા છે. આ તો માત્ર પહેરણ બદલવાનું છે. જુઓ ! હું મારા ઘરમાં મેલા કપડાં પહેરીને કામકાજ કરું છું.

એના પર ડાઘ, ઢબ્બા પડી જાય છે. કયાંક બહાર જાઉં છું ત્યારે લિબાસ બદલું છું. શું આ લિબાસ બદલવું રંજની વાત છે?

કોઈનો પુત્ર કોઈ હોદ્દા પર અથવા તરકકી કરીને પરદેશ જાય છે અવા ઈંગ્લેંડથી કોઈનું આમંત્રણ આવે છે. અને લોકો તેને વિદાય કરવા માટે જાય છે, તો શું મા-બાપની અકલમંદી કહેવાશે કે તેનાથી વળગી વળગીને રડે! તેઓ તો પોતે એમનો પુત્ર પરદેશ જાય તેની કોશિશ કરે છે અને ખુદાથી ચાહે છે! તો પછી રંજ અને સદમો શા માટે?

અહીં એક શીખ ભાઈ (સરદારજી) આવે છે. તેમનો એક પુત્ર રેલ્વેમાં કર્મચારી હતો. તેનો બનેવી ઈંગ્લેંડ પહોંચી ગયો. તેમણે ત્યાં તેની (સાળાની) નોકરી માટે કોશિશ કરી અને નકકી થઈ ગયું. મા-બાપ અને તે બધાં ખૂશ થયા પરંતુ રેલ્વેવાળા તેને છૂટો કરતા ન હતા. તેઓ કહેતા હતા કે તેની નોકરીની મુદ્દત હજી બાકી છે.

તેના માતા-પિતા કેટલીયે વખત મારી પાસે આવ્યા, અને દુઆની દરખ્વાસ્ત કરી. મેં ખુદાના ભરોસે જુસ્સા અને જોશમાં કહી દીધું કે, રેલ્વેવાળાએ તેને છુટો કરવો જ પડશે. તેઓ કેટલીયે વખત આવ્યા. મેં દરેક વખતે એ જ કહ્યું. છેવટે તેને છુટો કરવામાં આવ્યો અને તે ઈંગ્લેન્ડ ગયો.

માતા-પિતા ઘણાં આભારી થયા. છોકરાએ ત્યાંથી પહેલો પગાર મોકલ્યો કે, પીર સાહેબની ખિદમતમાં પેશ કરવામાં આવે.

મેં કહ્યું : અહીં આપ-લે નથી!

આ કિસ્સાનો હેતુ એ છે કે, જુઓ! તેઓએ તેના જવાની કેટલી કોશિશ કરી અને તેઓના દિલથી કેવી લગન લાગી હતી કે તે ચાલ્યો જાય!

તેઓ એનાથી ખૂશ થયા કે દુ:ખી થયા ?

એ જ પ્રમાણે મોમિનની મોત પર ઈમાનવાળાઓએ રંજ કરવાની જરૂરત નથી. હું તો જયારે કોઈ ખુદાના બંદા વિશે સાંભળું છું કે તે કલિમહ પઢતો પઢતો, ઈમાનની સાથે, દુનિયાથી ગયો, ત્યારે મુબારકબાદ આપવાનું મારું મન થાય છે. અને કયારેક ખ્યાલ આવે છે કે, તેના ઘરે મીઠાઈ મોકલું !

એટલા જ માટે મારી જૂની આદત છે કે, હું તા'ઝીયતના પત્રમાં રંજ અને દુ:ખ પ્રગટ કરતો નથી !

મૌલાના અબ્દુશ્શકૂર સાહબના વાલિદનો ઈન્તેકાલ થયો ત્યારે મારી નવજવાની હતી. હઝરત સાહબ (યાની વાલિદ બુઝુર્ગવાર હઝરત પીર અબૂ અહમદ સાહબ રેહ.)એ મને ફરમાવ્યું કે,

'કાઝી સાહબથી કહો કે, તા'ઝીયતના પત્રનો મુસવ્વદહ (કાચું લખાણ) તૈયાર કરે.' મેં પોતે એક મુસવ્વદહ તૈયાર કર્યો તે પણ એ જ અંદાઝનો હતો.

## (૨૫)

## સાલિકોના માટે કબ્ઝની હાલત પણ મોટી નેઅમત છે

ફરમાવ્યું કે,

એક દોસ્ત પોતાના અફઘાની દોસ્તને મારી પાસે લાવ્યા અને કહ્યું કે,

'આ મારા દોસ્ત છે ! ઝાકિર, શાગિલ છે. પોતાના દેશમાં કોઈ શયખથી બયઅત હતા. ઝિક્ર અને

શુગ્લ કરતા હતા. શયખનો ઈન્તેકાલ થઈ ગયો. હવે ઘણા વખતથી એમના પર તિવ્ર કબ્ઝ (સ્થગિતતા) તારી છે. એનાથી એ ઘણાં દિલગીર અને દુઃખી રહે છે.'

મેં કહ્યું કે,

'એમની આ હાલત તો ઘણી મોટી નેઅમત છે. આ સમયમાં તો એમની દુઆ ખાસ તૌર પર મકબૂલ થશે. એમણે એની કદર કરવી જોઈએ.'

મેં કહ્યું કે,

'જો કોઈને કોઈ અમીરને ત્યાંથી પગાર અને ખોરાકી પોષાકી મળતાં હોય ત્યારે તે તેની તારીફ અને વખાણ કરે અને નમકનો હક અદા કરે છે તો કઈ મોટી વાત છે ?! બધાં પોતાના ઉપકારકની પ્રશંસા કરે છે પંરતુ જો તે અમીરના તરફથી પગાર બંધ થઈ જાય અને તેનાં તરફથી (જાહેરી રીતે) પેલી ઈનાયતો ન હોય અને છતાં જો પેલો શખ્સ તેના ગુણ ગાય અને તેના દિલમાં શિકાયત ન હોય તો એ મોટી શરાફત અને મર્દાનગીની વાત કહેવાશે. અને પેલા અમીરના દિલમાં પણ તેના માટે ઘણી કદર પેદા થશે.'

મારી વાત સાંભળીને પેલો શખ્સ ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડયો અને તેને ઘણો સંતોષ થયો.

(૨૬)

## શુક્ર કદાપી પૂર્ણ થતો નથી

ફરમાવ્યું કે,

મને આ શબ્દથી ઘણી નવાઈ ઉપજે છે જયારે કોઈ શખ્સ બીજા શખ્સ માટે કહે છે કે : એમનો સુલૂક પૂર્ણ થઈ ગયો !

શું સુલૂક પણ કદી પૂર્ણ થઈ શકે છે ? એ તો એક કિનારા વિહીન, અફાટ સાગર છે. સુલૂક પૂર્ણ થઈ ગયો એમ સમજવું એ પોતાની કમહિમ્મતી અને ખામીની દલીલ છે. જેણે સમજી લીધું કે સુલૂક પૂર્ણ થઈ ગયો તેની તરકકી અટકી ગઈ અને તે એક મંઝિલ આગળ થંભી ગયો !

એ જ પ્રમાણે એ કહેવું પણ મને ઘણું ખટકે છે કે :–

કુર્આન ખત્મ કરી લીધો !

હદીસનો દૌર મુકમ્મલ થઈ ગયો !

ભલા, કુર્આન અને હદીસનો પણ કયાંક અંત હોઈ શકે છે ! બલ્કે એમ કહેવું જોઈએ કે, મેં મારી ઉંમર પૂર્ણ કરી દીધી.

આરિફે તો ફરમાવ્યું છે કે :–

**અય બરતર અઝ કિયાસો ખ્યાલો ગુમાનો વહમ,**
**વઝ હરચે ગુફતઈમ નવિશ્તીમ વ ખ્વાન્દહઈમ;**
**મંઝિલ તમામ ગશ્ત વ બપાયાં રસીદ ઉમ્ર,**
**મા હમચુનાં દર અવ્વલે વસ્ફે તુ માન્દહ ઈમ.**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! તારી ઝાત કલ્પનાથી અને ધારણાથી પણ પર છે. લોકોના વર્ણનોથી, સાંભળવાથી અને વાંચનથી પણ પર છે. અમારા દફતરો અને અમારી જિંદગીઓ પૂરી થઈ ગઈ પરંતુ હજુ અમે તારી પ્રશંસાની પ્રાથમિક અવસ્થામાં જ પડેલાં છીએ !

(૨૭)

## કુર્આન શરીફની અઝમત

મને જાલનાના એક બુઝુર્ગની વાત ઘણી પસંદ પડી. મારી નવયુવાની હતી. તેમણે મને પૂછયું કે, શું પઢયા છો ? મેં વિનમ્રતાથી કહ્યું કે,

'મેં કોઈ એવા દુન્યવી ઉલૂમો પઢયા નથી. થોડુંક કુર્આન શરીફ યાદ કર્યુ છે !'

તેમણે કહ્યું કે,

'પોતાના શબ્દોમાં ફેરફાર કરો ! તમે બધાં જ ઉલૂમ પઢી લીધાં. જો કુર્આન શરીફ પઢી લીધું તો બધું જ પઢી લીધું. બધાં ઉલૂમ એમાંથી જ નીકળેલાં છે.'



(૨૮)

## હિફ્ઝે કુર્આનનો સવાબ મેળવવાનો સહેલો રસ્તો

અહીં ભોપાલમાં એક મોટાં અધિકારી હતા. તેઓ થોડું થોડું કુર્આન શરીફ પણ યાદ કરતા હતા.

એક દિવસે તેઓ કહેવા લાગ્યા કે,

'હઝરત ! કુર્આન શરીફ યાદ કરવાની ઘણી તમન્ના છે પરંતુ વખત ઘણો ઓછો મળે છે અને ઘણું થોડું યાદ થાય છે.'

મેં કહ્યું કે,

'હું તમને એવી તવજ્જુહ આપું કે આખું કુર્આન શરીફ અત્યારે જ યાદ થઈ જાય ?'

મેં આગળ કહ્યું કે,

'કુર્આન શરીફ યાદ કરવાની નિય્યત કરી લો. થોડું થોડું પણ અગર યાદ થઈ ગયું અને મોત આવી ગયું તો કુર્આન શરીફના હાફિઝોમાં (તમારું નામ) લખવામાં આવશે અને હિફ્ઝે કુર્આનનો સવાબ મળશે !'



## ત્રીજી મજલિસ

**તારીખ** : ૬, ઝિલ્હજ્જહ, ૧૩૮૬ હિજરી સન મુતાબિક ૧૮, માર્ચ, ૧૯૬૭ ઈસવી સન

**દિવસ** : શનિવાર

**સમય** : સવારે ૧૦ થી ૧૨

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)



### (૨૯)

### મશાઈખની તકલીદ અને ઈત્તિબાઅ

ફરમાવ્યું કે,

લોકોએ મશાઈખની ઈત્તિબાઅમાં ઘણી અતિશયતા કરી રાખી છે. તેમની નકલ અને તકલીદને મકસૂદ અને તેમની ઈતાઅતને ઈતાઅતે મુત્લક સમજે છે. જો કે અસલ અલ્લાહ અને તેના રસૂલની ઈતાઅત અને ઈત્તિબાઅ છે. મશાઈખ તેમનો ઝરીયો છે. કહેનારાઓએ અહીં સુધી કહી નાખ્યું છે :–

**ઉનકે કૂચહકી ખાક લાયેંગે,**
**અપના કા'બા અલગ બનાયેંગે.**

મશાઈખ અને ઉલમાની નકલ તથા તકલીદ તેમજ ઈત્તિબાઅ અને પયરવીની જે હકીકત છે અને તેની જે મર્યાદાઓ છે તેનો નમૂનો નમાઝમાં નજર આવે છે કે ઈમામની તકબીર પર કિયામ અને રુકૂઅ કરવામાં આવે છે અને દરેક

રુકન તથા અંશમાં તેની પયરવી કરવામાં આવે છે પરંતુ જ્યારે તેનાથી ભૂલ થઈ જાય છે ત્યારે મુકતદી 'અલ્લાહુ અકબર' કહેવા લાગે છે ! (અથવા 'સુબ્હાનલ્લાહ' કહેવાનો હુકમ છે.)

આ 'અલ્લાહુ અકબર' કે 'સુબ્હાનલ્લાહ' પણ એક પ્રકારનું સંક્ષિપ્ત લેખન યા શોર્ટહેન્ડ (લઘુલિપિ) છે જેમાં ઘણો મોટો ભાવાર્થ સમાયેલો છે. અર્થાત એ કે : હવે આપથી ભૂલ થઈ ગઈ છે, આપ એને સુધારો ! જાણે મુકતદી તેની પયરવી કરવાના બદલે તેની રાહબરી–માર્ગદર્શન કરવા લાગે છે !

એ જ પ્રમાણે મશાઈખ અને ઉલમા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નકશેકદમ પર ચાલે છે એટલા માટે આપણે તેમના કદમ પર ચાલીએ છીએ, અને એટલા જ માટે આપણે તેમના કદમ પર કદમ મૂકીએ છીએ. જાણે અસલ પયરવી રસૂલની છે.

**(૩૦)**

## હું પદનો કાંટો

રાતે મજલિસે મુશાવિરતના સંચાલન હેઠળ જલ્સો થયો હતા. આ લખનારે (હઝરત મૌલાના અબૂલ હસન અલી નદવી સાહબનો ઈશારો પોતાના તરફ છે) પોતાની તકરીરમાં યરમૂકના' મોકા પર મેદાને જંગમાં હઝરત ખાલિદ (રદિ.)ની બરતરફીનો મશહૂર બનાવ બયાન કર્યો હતો અને હઝરત ખાલિદ (રદિ.)ની તે ત્યાગવૃત્તિ, કુરબાની અને બેનફસી (નિસ્પૃહતા) તરફ ઈશારો કર્યો હતો જે તેમનાથી આ નાજુક મોકા પર જાહેર થઈ જેની જોડ દુનિયાના ઈતિહાસમાં મળવી મુશ્કેલ છે.

હઝરતે મૌલવી નુઅમાન સાહબથી પૂછયું કે,

'ગઈ રાતની તકરીરનો વિષય શું હતો અને શું કહેવામાં આવ્યું ?'

મૌલવી નુઅમાન સાહબે એના કેટલાક વિષયોની વાત કરી અને તેમાં આ બનાવનો પણ ઉલ્લેખ કર્યો. હઝરતે ઘણો પસંદ ફરમાવ્યો અને મોડે સુધી આપની વાતચીતનો વિષય બની ગયો.

ફરમાવ્યું કે,

આ લિલ્લાહિય્યત અને ત્યાગવૃત્તિ તથા બેનફસીની અખંડ મિસાલ છે. એની સરખામણીમાં વર્તમાનકાળમાં ઈલ્મવાળા અને દીનદાર લોકોના હું પદ, અહંકાર, નફસાનિય્યત તથા વાત વાત પર ઉશ્કેરાઈ જવાના અને ગુસ્સે થઈ જવાના ઘણા બનાવો સંભળાવ્યા.

એક જગાએ શહેરના ઘણાં મુસલમાનોએ એક નવજવાન આલિમ આને આલી ખાનદાન સાહબઝાદાથી, જેઓ જુવાન, નેક અને જ્ઞાની છે, તેમનાથી જુમ્અતુલ વિદાઅમાં જામેઅ મસ્જિદમાં નમાઝ પઢાવવા અને ખુત્બો આપવાની ખ્વાહિશ જાહેર કરી. તેમના સતત આગ્રહ અને સતત માંગણીઓથી તેમણે મંજૂર કરી લીધું.

(આ ઈશારો હઝરતના મોટા સાહબઝાદા મૌલાના મુહમ્મદ સઈદ સાહબ મુજદ્દિદી તરફ છે.)

જામેઅ મસ્જિદની કમિટિએ પણ એની પરવાનગી આપી દીધી. મસ્જિદના ખતીબ સાહબને પણ એની જાણ કરી દેવામાં આવી કે ફલાણા સાહબ નમાઝ પઢાવશે. તે સાહબઝાદા આવી ગયા. નમાઝીઓ અને શહેરીજનો તેમની આતૂરતાથી પ્રતિક્ષા કરતા હતા. પરંતુ ઘડિયાળનો કાંટો જયારે એક પર પહોંચ્યો

અને જેવો ટકોરો થયો કે તરત જ ખતીબ સાહબ વીજળીની જેમ છલાંગ મારીને મિમ્બર પર પહોંચી ગયા અને પોતે ખુત્બો આપ્યો, તથા નમાઝ પણ પોતે જ પઢાવી !

લોકોને ઘણી નિરાશા થઈ. સાહબઝાદાએ ઘણી જ કુનેહથી અને ત્યાગવૃત્તિથી કામ લીધું. કોઈ પ્રકારનો ઝઘડો અને ટંટો-ફિસાદ મસ્જિદમાં થવા ન પામ્યો.

ફરમાવ્યું કે,

જો તે ઈમામ સાહબ તે સાહબઝાદાને એક વખત નમાઝ પઢાવવાનો મોકો આપી દેતે તો તેમને પ્રોત્સાહન મળતે અને ઈમામ સાહબનું કંઈ નુકસાન ન થતે.



એનાથી વિરુધ્ધ એક વખતે મૌલાના અબ્દુશ શકૂર સાહબે મારા કહેવાથી નમાઝ પઢાવી.

**આયત** : **'લહુમ અજર ગયર મમનૂન'**

**ના બદલે** : **'ફલહુમ અજર ગયર મમનૂન'** પઢયા.

સલામ ફેરવવા બાદ ફરમાવ્યું કે,

"કદાચ હું **'લહુમ અજર ગયર મમનૂન'** ના બદલે **'ફલહુમ અજર ગયર મમનૂન'** પઢયો છું."

તેમણે આટલું જ ફરમાવ્યું હતું કે એક સાહબ જેઓ મસાઈલથી સારી રીતે વાકિફ ન હતા અને ઘણાં જ સાદા ભોળા આદમી હતા, તેઓ તુરંત બોલ્યા કે,

'નમાઝ દોહરાવવામાં આવે !'

મૌલાના અબ્દુશ શકૂર સાહબે બિલકુલ ચર્ચા ન કરી કે ન ખોટું લગાડયું ! મારી તરફ જોઈને ફરમાવ્યું કે,

'શું નમાઝ દોહરાવી લઉં ?'

મેં કહ્યું કે,

'આપ એનો બિલકુલ ખ્યાલ ન કરે. આ સાહબ ઘણાં સીધાં અને ભોળા છે.'



એક વખતે મેં અમારી મસ્જિદમાં જોયું કે એક એક સાહબ મસ્જિદની પાણીની ટાંકીમાંથી પાણી લઈ મસ્જિદના પથ્થર પર કપડાં ધોઈ રહ્યા છે !

મેં કહ્યું કે,

'ટાંકીમાં એમ પણ પાણી ઓછું રહે છે. આપ કપડાં ધોશો તો નમાઝીઓને વુઝૂ વખતે પાણી ન મળશે.'

કહેવા લાગ્યા કે,

'એમ જ મામૂલી રીતે કપડાં પાણીમાં ઝબોળી રહ્યો છું.'

મેં કહ્યું કે, 'મસ્જિદમાં એ યોગ્ય નથી.'

બસ, આ સાંભળતાં જ ગુસ્સે થઈ ગયા અને મારું ગળું પકડી લીધું. મૌલાના અબ્દુશ શકૂર સાહબ ત્યાં હાજર હતા. તેઓ તરત જ મારી સામે આવી ગયા કે જેથી તેનો હુમલો પોતાની ઉપર ઝીલી લે.

મેં કહ્યું કે,

'આપ રહેવા દો. એને પોતાનો ગુસ્સો ઉતારી લેવા દો. જો હું સબર અને ધીરજથી કામ ન લઉં અને સખ્તીનો જવાબ સખ્તીથી આપું તો હું આ ગાદીના લાયક નથી, અને હું પણ એક બાઝારી આદમી છું.'

મૌલાનાએ ફરમાવ્યું કે,

'અમે એટલા જ માટે અહીં આવીએ છીએ.'



એ જ પ્રમાણે હયદરાબાદનો બનાવ છે. રમઝાન મહિનો હતો. હું કોઈક જરૂરી કામ અંગે શહેરમાં નીકળ્યો હતો. વરસાદ વરસવા માંડયો. મને ઘણો અફસોસ થતો હતો કે મકકા મસ્જિદની જમાઅત ચાલી ગઈ. હું કયાં આવીને ફસાઈ ગયો ? એક હવેલી નજીક હતી. હું આ વરસાદથી બચવા માટે ત્યાં ઊભો થઈ ગયો. નજર ઉઠાવી તો કમ્પાઉન્ડમાં એક મસ્જિદ હતી. ઘણી જ ખૂશ હવા. અઝાન થઈ ચૂકી હતી. હું તેમાં ચાલ્યો ગયો. એક અફઘાની સાહબ મસ્જિદની સહનમાં ઊભા હતા. તે ઘણાં નારાજ થયા. ગુસ્સામાં આવીને મને ઘણાં કડવા વેણ કહ્યા. મેં કંઈ કહ્યું તો વધારે ઉશ્કેરાયા.

કહેવા લાગ્યા કે,

'મેં આવા પવિત્ર સૂરતવાળા લોકોને પુષ્કળ શરાબ પીતા જોયા છે.'

મેં અરજ કરી કે,

'હાં ! મારા જ ઘણાં ભાઈ શરાબ પીએ છે, અને જયારે તેઓ પીએ છે, તો જાણે હું પીઉં છું.'

મતલબ કે તેમનો ગુસ્સો કોઈ રીતે ધીમો પડતો ન હતો. જમાઅત ઊભી થઈ અને તે સાહબ જમાઅતમાં શરીક થઈ ગયા. નમાઝ બાદ ત્યાં મુસાફહ કરવાનો રિવાજ હતો, જાણે એ પણ એક સુન્નતે મુઅક્કિદહ છે. જયારે પેલા અફઘાન સાહબે મારી જોડે મુસાફહ કર્યો ત્યારે દિલગીરી દર્શાવવા લાગ્યા અને મારાથી માફી માંગી.

મેં અરજ કરી કે,

'મારા પર બે-ચાર હાથ પણ અજમાવી લે તે તો હું ઘણો ખૂશ થતે કે મેં અલ્લાહના રસ્તામાં કંઈક માર ખાધો.'

## (૩૧)

## દરેક મોકા પર બદલો લેવાની જરૂરત નથી



ફરમાવ્યું કે,

દરેક મોકા પર જવાબ આપવો અને બદલો લેવો જરૂરી નથી. કેટલીક વખત ધ્યાન ન આપવું અને આંખ આડા કાન કરવું જ યોગ્ય હોય છે. મુસલમાન કેટલીક વેળા જઝબામાં આવીને ખેલ બગાડી નાખે છે, અને પોતાનું જ નુકસાન કરે છે.

એક વખતે ફસાદીઓએ કુલ્સુમ બયાંની મસ્જિદ પર હુમલો કર્યો. તેને નુકસાન પણ પહોંચાડયું. પોલિસે આવીને સ્થળ તપાસ કરી, નિરીક્ષણ કર્યું. મુસલમાનોની મઝલૂમિયત અને ફસાદીઓનો આતંક સાબિત થયો. પરંતુ કેટલાક લોકો જોશમાં આવીને જામેઅ મસ્જિદ પહોંચી ગયા અને વાતાવરણ તંગ કરી નાખ્યું.

પોલિસે અયન રમઝાનમાં જામેઅ મસ્જિદ પર છાપો માર્યો અને મોટી સંખ્યામાં મુસલમાનોને ગિરફતાર કરીને લઈ ગઈ. ઘણાં એતિકાફમાં બેઠેલાઓને પણ મસ્જિદમાંથી ઉઠાવીને જેલ ભેગા કર્યા. મુકદમો ઉલ્ટાઈ ગયો !

હયદરાબાદમાં એક બેંકની નજીક વેરાન જેવી મસ્જિદ

હતી. નજીકમાં જ બેન્કના અંગ્રેજ મેનેજરની હવેલી હતી. એક દુરવેશ કયાંકથી આવ્યા. તેમણે મસ્જિદમાં અઝાન આપી દીધી. અંગ્રેજના નોકરો અને સ્ટાફના માણસોએ ખૂબ કડવા વેણો કહીને દુરવેશને કાઢી મૂકયા.

બીજા દિવસે ફરી પાછા આવ્યા અને ફરી પાછી અઝાન આપી. લોકોએ ફરી પાછી તેમને ધાક-ધમકી આપી. તેઓ ખામોશીથી ચાલ્યા ગયા.

ત્રીજા દિવસે ફરી પાછાં આવ્યા અને અઝાન આપી. હવે લોકોએ ધોંસા અને લાતો મારીને તગેડી મૂકયા. તેમણે બધું જ બરદાશ્ત કર્યું. એ જ પ્રમાણે તેઓ ત્યાં આવતા રહ્યા અને અઝાન આપતા રહ્યા. છેવટે મુસલમાનોને એની ખબર પડી. તેમણે આંદોલન કર્યું અને મસ્જિદને આબાદ કરવાનો આગ્રહ કર્યો. પરિણામ એ આવ્યું કે અંગ્રેજે ટોપી તેઓના કદમોમાં મૂકી દીધી અને તેમનાથી માફી માંગી ! આ સબ્ર અને સહનશીલતાનો નતીજો છે.



**(૩૨)**

## બંદગી સર્વોચ્ચ મકામ છે

ફરમાવ્યું કે,

બંદગી અને પોતાને મિટાવવું (આત્મ વિલોપન) સૌથી ઊંચો મકામ છે. બેનફસી (નિર્વિકારીપણું), ખુદ ઈન્કિસારી (સ્વ અલ્પતા) અને પોતાને ખાક તથા તણખલાં સમાન તુચ્છ સમજવાથી બેહતર કોઈ મરતબો કે કમાલ નથી.

ઈમામે રબ્બાની (રહ.) ફરમાવે છે કે,

'જેઓથી કરામતો ઘણી જાહેર થઈ છે, તેઓને કિયામતમાં તમન્ના થશે કે કાશ ! એવું ન થતે !'



કળા-માણેકપૂરમાં એક બુઝુર્ગ થઈ ગયા, હઝરત ખ્વાજગી રહમતુલ્લાહિ અલયહ. તેમણે વસિય્યત ફરમાવી હતી કે તેમના મઝારની તખ્તી પર નીચેના બે શે'ર લખી દેવામાં આવે.

**બરાયે ખુદા અય અઝીઝાને મન,**
**નવીસીદ બર ગોરે મન ઈન સુખન**
**કે ચૂં ખ્વાજગી દર તહે ખાક શુદ,**
**નિકો શુદ ઝ ખસકુમ જહાં પાક શુદ.**

**ભાવાર્થ :**

હે મારા અઝીઝો (સ્નેહીઓ) ! મારી કબરની તખ્તી પર આ શબ્દો લખજો :

સારું થયું, ખ્વાજગીના મૃત્યુ પામવાથી આ ધરતી પરથી નકામો કચરો સાફ થઈ ગયો !

**નોંધ :**

હઝરત મવલાના ખ્વાજગી (રહ.) હિજરીસનની વીસમી સદીના મહાન મશાઈખમાંથી છે. 'નુજહતુલખવાતિર' કિતાબના લેખક મવલાના સય્યદ અબ્દુલ હય (રહ.)ની માતાના પૂર્વજોમાંથી છે. એમની કિતાબો પૈકી 'મુરાદ મુરીદ' યાદગાર છે. એની હસ્તલિખિત નકલ મવલાનાના કુતુબખાનામાં સુરક્ષિત છે.

## (૩૩)

## જિસ્માનિયત વધારે હોય છે ત્યારે એહસાસ ઓછો હોય છે

ફરમાવ્યું,

જેનામાં જિસ્માનિયત (શારીરિકતા અર્થાત ભૌતિકતા કે પાર્થિવતા) વધારે હોય છે તેનામાં એહસાસ (લાગણી, સંવેદન) ઓછું હોય છે. જેનામાં જિસ્માનિયત ઓછી હોય છે તેનામાં એહસાસ વધારે હોય છે.

જુઓ ! (શરીરના અંગો પૈકી) પગોમાં જિસ્માનિયત વધારે છે એટલે એમાં એહસાસ ખૂબ ઓછો છે. એના (પગના) નીચે માટી, કચરો અને બાલોનો કેટલોયે ગુચ્છો આવી જાય, છતાં તેને કોઈ તકલીફ થતી નથી. પરંતુ આંખ એક બારીક બાલને અને એક નાના સરખાં રજકણને પણ સહન કરી શકતી નથી !

એટલા જ માટે, રૂહ (જેમાં જિસ્માનિયત બિલકુલ નથી) તે અત્યંત સંવેદનશીલ અને લાગણીશીલ છે. એટલે જેટલા પ્રમાણમાં રૂહાનિયત વધશે એટલા પ્રમાણમાં લતાફત (સૂક્ષ્મતા અને સંવેદનશીલતા) તથા કુવ્વત તરક્કી કરશે.

## (૩૪)

## ઈન્સાનની ચાર કુવ્વતો

ફરમાવ્યું કે,

તિબ્બ (વૈદકશાસ્ત્ર, આરોગ્ય શાસ્ત્ર)ની કિતાબોમાં આવે છે કે જઠર (હોજરી)માં ચાર કુવ્વતો હોય છે :

(૧) કુવ્વતે જાઝબિયહ (આકર્ષણ કે આવકાર શકિત)
(૨) કુવ્વતે માસિકહ (ગ્રહણ કે ટકાવ શકિત)
(૩) કુવ્વતે હાઝિમહ (પાચન શકિત)
(૪) કુવ્વતે દાફિઅહ (નકામી અને નુકસાનકર્તા ચીજોને શરીરમાંથી બહાર કાઢનારી શકિત અર્થાત ઉત્સર્ગ શકિત)

(હવે એ ચારેય કુવ્વતો વિશે વિગતે વાતો કરીએ.)

[૧]

કુવ્વતે જાઝબિયહ અર્થાત આકર્ષણ કે આવકાર શકિતના પરિણામે ભૂખ લાગે છે અને ખાવાની રુચિ થાય છે તેમજ જે ચીઝ પેશ કરવામાં આવે છે તેને શરીર સ્વીકારે છે. કેટલાક લોકો આ કુવ્વતથી મેહરૂમ હોય છે અને તેઓમાં આ સલાહિયતનો અભાવ હોય છે.

એવા લોકોના જ માટે કુર્આને મજીદમાં કહેવામાં આવ્યું છે :

**'સવાઉન અલયહિમ અઅન્ઝરતહુમ**
**અમ્લમ તુન્ઝિરહુમ લા યુઅમિનૂન.'**

**(સૂરએ 'યા–સીન' આયત : ૧૦)**

**ભાવાર્થ :**

અને (એ સ્થિતિમાં) તેઓને તારું ડરાવવું કે નહિ ડરાવવું બન્ને સરખું જ છે, તેઓ (કદી પણ) માનશે નહિ.

[૨]

કેટલાક લોકોમાં કુવ્વતે માસિકહ (ગ્રહણ કે ટકાવ

શક્તિ)ની ઉણપ હોય છે. અર્થાત તેઓ ચીઝને કબૂલ તો કરી લે છે પરંતુ તેની હિફાઝત નથી કરી શકતા. તેને ટકાવી નથી શકતા. વાઅઝ અને નસીહતથી પ્રભાવિત થાય છે પરંતુ એ માહોલ (વાતાવરણ)માંથી નીકળતાં જ એવું લાગે છે કે કંઈ સાભળ્યું જ નથી ! અને તેના પર કંઈ અસર થઈ જ નથી !

મેં વાઅઝના એક જલસામાં એક સાહબને જોયા કે તેઓ ખૂબ રડે છે અને અત્યંત પ્રભાવિત થયેલ છે. મને તેમની રકીકુલ કલ્બી (હૃદયની રુદન ક્ષમતા) પર ઘણો રશ્ક (ઈર્ષ્યા) થઈ. મને વિચાર આવતો હતો કે આ અસર અને પ્રભાવ હવે કયારેય નષ્ટ ન થશે. પરંતુ જેવી વાઅઝ પુરી થઈ અને તે સાહબ બહાર આવ્યા તો મેં જાયું કે તેમણે બીડી કાઢી અને પોતાના દોસ્તને કહ્યું કે મિયાં માચિસ છે ? હું મારી માચિસ લાવવાનું ભૂલી ગયો છું !

એવું લાગ્યું કે જાણે તેમના પર કોઈ અસર થઈ જ ન હતી અને તે કયારેય રડયા જ નથી !

**[3]**

કુવ્વતે હાઝિમહ (પાચન શક્તિ)નું કાર્ય એ છે કે જે ચીઝ કબૂલ કરે તેને શરીરનો અંશ બનાવે. જે કંઈ સાંભળે યા બીજાઓને કહે તેના પર પોતે પણ અમલ કરે.

એક મહોલ્લાના (મસ્જિદના) મુઅઝિઝને મહોલ્લાના એક પ્રભાવશાળી આદમીથી શિકાયત કરી કે,

'મિયાં, હું અઝાન આપું છું પરંતુ નમાઝ માટે કોઈ નથી આવતું !'

પેલા પ્રભાવશાળી શખ્સે કહ્યું કે, અત્યારે લાઉં છું.

પેલા પ્રભાવશાળી માણસે મોહલ્લામાં ગશ્ત કર્યો અને

લોકોને મસ્જિદમાં આવવા માટે કહ્યું. ઘણાં લોકો મસ્જિદમાં આવી ગયા. લોકોને મસ્જિદમાં પહોંચાડીને પોતે જવા લાગ્યા.

મોઅઝ્ઝિને કહ્યું કે,

'મિયાં ! આપ કયાં તશરીફ લઈ જાઓ છો ?'

કહેવા લાગ્યા કે,

'આટલા લોકોને મસ્જિદમાં લાવ્યો છું છતાં મને કહે છે ? (અર્થાત હવે મારી શી જરૂર છે ?)'

[૪]

કુવ્વતે દાફિઅહ, (નકામી અને નુકસાનકર્તા ચીઝોને બહાર કાઢવાની શકિત અર્થાત ઉત્સર્ગ શકિત)નો એ ફાયદો છે કે જઠર (હોજરી) જયારે કોઈ ચીઝને કબૂલ કરી લે છે ત્યારે કુવ્વતે દાફિઅહ નુકસાનકારક અંશોને બહાર કાઢે છે અને તેમને દાખલ કરવાથી ઈન્કાર કરે છે.

દાખલા તરીકે,

તબીયતમાં સલાહિયત પયદા થઈ. ઈલ્મે અને ઝિક્રે પોતાની અસર કરી. કંઈક બાતિની (આંતરિક) ઈસ્લાહ થઈ. તો હવે અખ્લાકે રઝીલહ (દુષ્ટવૃત્તિઓ) : ગુસ્સો, હસદ (ઈર્ષ્યા, અદેખાઈ), હિર્સ(લોભ, લાલચ), દુનિયાની મુહબ્બત...વગેરે જેવા (દુષ્ટ) અખ્લાક દૂર થયા અને તેનાથી ઈન્સાન મેહફૂઝ (સુરક્ષિત) થઈ ગયો પરંતુ જે લોકોમાં કુવ્વતે દાફિઅહની ઉણપ હોય છે તે આ નુકસાન કર્તા અને હાનિકારક વૃત્તિઓ દફે નથી કરી શકતા. અને તરત જ તેની અસર કબૂલ કરી લે છે !

ઔરંગઝૈબ આલમગીર (રહ.)ના એક મુસાહિબ અને દરબારી કોઈ બુઝુર્ગના મુરીદ હતા. તેઓ પોતાના પીરની હમેશાં તારીફ કરતા રહેતા હતા. અને તેમની ખિદમતમાં

બાદશાહને તશરીફ લઈ જવાની દરખ્વાસ્ત કરતા રહેતા હતા. બાદશાહ ટાળી દેતા હતા.

એક વખતે બાદશાહના મનમાં કંઈ વિચાર આવ્યો અને ફરમાવ્યું કે,

'આજે હું તમારા પીર સાહબની ખિદમતમાં હાજર થઈશ.'

બાદશાહે શહેરના કોટવાલને કંઈક ફરમાવી દીધું. પીર સાહબની ખિદમતમાં સુલતાન હાજર થયા. પીર સાહબ તે વખતે (પોતાના મુરીદો સમક્ષ) મોટા મોટા મઆરિફ અને હકાએક બયાન ફરમાવી રહ્યા હતા. વિષયોની પરંપરા ચાલુ હતી. એટલામાં શહેરના કોટવાલ હાજર થયા.

કોટવાલે બાદશાહની ખિદમતમાં અર્ઝ કરી કે,

'જહાંપનાહ ! મોટો ગઝબ થઈ ગયો ! ફલાણા અફઘાની (પઠાણ) નૂરબાફૂં (વણકરો)ના મોહલ્લામાં ગયા હતા. ત્યાં કોઈ વાત પર તકરાર થઈ ગઈ. પેલા વણકરોએ પેલા અફઘાનીને ખૂબ મારપીટ કરી.'

સંજોગવશાત પેલા પીર સાહબ પણ અફઘાની હતા. કોટવાલની વાત સાંભળીને પીર સાહબ સંયમ ગુમાવી બેઠા. મઆરિફ અને હકાએક બધું ભૂલી ગયા અને ગાળ દઈને કહ્યું કે,

'તે (મારખાનાર શખ્સ) હરગિઝ અફઘાની ન હશે. જો અફઘાની હોત તો વણકરો તેને મારપીટ કરી ન શકતે.'

આ એ વાતનું પરિણામ છે કે, તે બુઝુર્ગમાં કુવ્વતે દાફિઅહની ઉણપ હતી. તેઓ નાની સરખી વાત પર ગુસ્સે થઈ ગયા અને આ આક્રમણનો સામનો કરી ન શકયા.

## (૩૫)

## કેફિયત હાસિલ ન થવાની મિસાલ

ફરમાવ્યું કે,

એક વખતે કંઈક ઝિક્ર અને શુગ્લ કરનારાઓએ, જેઓ એક શયખ સાથે સબંધ ધરાવતા હતા, શિકાયત કરી કે,

'અમે લાંબા સમયથી અલ્લાહ, અલ્લાહ કરી રહ્યા છીએ પરંતુ અમારી અંદર કોઈ કેફિયત પેદા નથી થઈ અને ન જ અમને એનો કંઈ એહસાસ થાય છે !'

ફરમાવ્યું કે,

'ઝિક્ર કરતી વખતે આપ લોકોને કંઈ વસવસાઓ અને વિચારો આવે છે?'

તેમણે જવાબ આપ્યો કે,

'ઘણા વસવસાઓ અને વિચારો આવે છે.'

ફરમાવ્યું કે,

'શુક્ર કરો કે ઝિક્ર પોતાનું કામ કરી રહ્યું છે. આ એની અસરની દલીલ છે. આપ કૂવો ખોદો છો ત્યારે પહેલાં શું નીકળે છે ?'

તેઓએ કહ્યું કે,

'માટી અને પથ્થર.'

ફરમાવ્યું કે,

'જે કંઈ અંદરમાં હોય છે, પ્રથમ તે જ નીકળે છે. એના પછી પાણીની નોબત આવે છે. એ તો રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મોઅજિઝહ અને સહાબા(રદિ.)ની ખુસૂસિયત હતી કે આપ (સલ.)એ તેઓને છલોછલ ભરેલાં હોઝ પર લઈ જઈને ઊભા કરી દીધાં અને તેઓને માટી કે પથ્થર કાઢવાની જરૂરત ન પડી ! ગવહરે મકસૂદ (ઈચ્છિત મોતીઓ) અને નિસ્બતે બાતિની તેઓને તત્કાળ હાસિલ થઈ ગયા !'

(૩૯)

## પોતાના મન પર કાબૂ મેળવી ન શકીએ તો બીજાઓ પર કાબૂ કેવી રીતે મેળવી શકીએ ?

ફરમાવ્યું કે,

સૌથી પ્રથમ જરૂરત અખ્લાક અને મુઆમલાતને દુરૂસ્ત કરવાની તથા નફસની ઈસ્લાહ કરવાની તેમજ તેને કાબૂમાં કરવાની છે. જયાં સુધી નફસની હુકૂમત અને ગલ્બો દૂર ન થશે ત્યાં સુધી ન ઈતાઅતનો (બંદગીનો) જઝબહ પયદા થશે, ન ઈષાર (ત્યાગ) અને કુર્બાનીની વૃત્તિ પયદા થશે.

જયારે આપણે પોતાના નફસ પર અલ્લાહની હુકૂમત કાયમ નહીં કરી શકીએ તથા તેને નિયંત્રણ અને કાબૂમાં રાખી નહીં શકીએ ત્યાં સુધી બીજાઓ પર અલ્લાહની હુકૂમત અને સિમાઓને કેવી રીતે જારી કરી શકીએ ?

અખ્લાક અને નફસની ઈસ્લાહથી પહેલાં જો આપણે શરીઅતની સિમાઓને જારી કરવાનો ઈરાદો કર્યો, તો ફિત્ના પયદા થશે અને બગાવત થશે.

એના પર એક બનાવ સંભળાવ્યો કે :–

એક વખતે એક દોસ્તની ઈચ્છા અને આગ્રહના કારણે પાકિસ્તાનના નિવાસના થોડાં જ દિવસો બાદ હવાઈ જહાઝથી કરાંચી ગયો. ત્યાં કોઈને મારા આવવાની જાણ ન હતી. ત્યાં મારા ઘણાં સ્નેહીઓ-ચાહકો છે. મેં કહ્યું કે, એમને મારા આવવાની ખબર પણ ન હશે.

હું મોતી મસ્જિદમાં નમાઝ પઢી રહ્યો હતો કે પીર હાશિમ જાને મને જોઈ લીધો. તેઓ મને વળગી પડયા અને ફરમાવ્યું કે,

> 'આપ મોકા પર આવ્યા. આજે સજજાદા નશીનોનો એક ઈજતિમાઅ-સંમેલન છે. આપ પણ તેમાં શિર્કત કરો. બધાં સાથે મુલાકાત થઈ જશે.'

મેં કહ્યું કે,

> 'અજનબી આદમી છું. મને જલ્સાઓ અને ઈજતિમાઓ તરફ આકર્ષણ નથી.'

પંરતુ તેઓ ન માન્યા. મને સંમેલનમાં લઈ ગયા. જોયું તો મોટા મશાઈખ જમા થયેલાં છે. ત્યાં એ ઠરાવ રજૂ કરવામાં આવ્યો જેમાં હુકૂમતે પાકિસ્તાનથી એ માંગણી કરવામાં આવી કે શરીઅતના કાનૂનો પાકિસ્તાનમાં લાગુ કરવામાં આવે. મુજરિમો-ગુનાહગારોને શરઈ સજાઓ આપવામાં આવે.

મેં એનો વિરોધ કર્યો.

મેં અરજ કરી કે,

> જો અહીં શરીઅતના કાનૂનો લાગુ કરવામાં આવશે અને ચોરનો હાથ કાપવામાં આવશે અને ઝિના (વ્યભિચાર) કરનારને કોરડા મારવામાં આવશે તો મને અંદેશો છે કે, ઘણી અશિક્ષિત કોમો (જેમનામાં ઈમાન મજબૂત થયેલું નથી) તેઓ કહી દેશે કે,

'એવા ઈસ્લામને અમારા સલામ !'

અને ઈરતિદાદ-ઈસ્લામ ત્યાગ કરી લેશે.

સૌથી પ્રથમ ઈમાનની કેળવણી અને અખ્લાક તેમજ મુઆમલાતની ઈસ્લાહ-સુધારણા કરવાની જરૂરત છે. વળી એવા પાકબાઝ અને નિખાલસ બંદાઓ કયાં છે ? જેઓ પોતાની અવલાદ અને સગાંઓ પર પણ શરીઅતની સજાઓ લાગુ કરી દે ? અને એનો નમૂનો પેશ કરી શકે ?

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અગર મારી બેટી ફાતિમા (રદિ.) પણ (ખુદાની પનાહ) ચોરી કરશે તો હું તેના પણ હાથ કાપીશ.'

પ્રથમ પોતાની અખ્લાકી હાલતને જુઓ. અને કસોટી કરવા પૂરતું કોઈ મસ્જિદમાં જોડાં અથવા ઘડીયાળ મૂકી દો. જુઓ, શું થાય છે ? મસ્જિદોની અંદર શું હાલત થઈ રહી છે ?

મારા એક દોસ્તને નવાબ સાહબે એક કિંમતી ઘડિયાળ ભેટ આપી હતી. તેઓ એક દિવસે મારી મસ્જિદમાં નમાઝ પઢવા માટે આવ્યા. પોતાની ઘડિયાળ ફસીલ પર મૂકીને નમાઝ શરૂ કરી દીધી. પછી ત્યાં જ ભૂલીને ઘરે ચાલ્યા ગયા. યાદ આવ્યું ત્યારે મસ્જિદમાં જઈને જોયું તો ઘડિયાળ ગાયબ હતી. મસ્જિદમાં એક નેક માણસ મસ્જિદની ઘણી ખિદમત કરતા હતા. મસ્જિદની બહાર જાનવર બંધાતા હતા. તેના છાણ-લીદ વગેરે સાફ કરતા હતા. તેમની આ ખિદમતની ઘણી કદર થતી હતી. મેં કહયું કે હોય કે ન હોય, એ જ પીર અને મુરશિદ લઈ ગયા છે. તે જ વખતે હોટલમાં તપાસ કરાવીને બોલાવ્યા.

મેં કહયું કે,

'મારો એવો ઈરાદો છે કે, હું, તમે અને ઘરના બાળકો બધાં (પોલીસના) થાણા પર જઈએ. કારણ કે મસ્જિદમાં આપણે જ હતા. પોલીસવાળાને કહીએ કે અમારી બધાંની તલાશી લો અને ઘડિયાળ કઢાવો.'

તે શખ્સ કહેવા લાગ્યો કે,

'જરા થોભો ! હું મસ્જિદમાં જઈને તલાશ કરું છું.'

તે ત્યાં ગયા. એક બીચારો ગરીબ માણસ સૂતો હતો. પોતાની પાસેથી ઘડિયાળ કાઢીને તેના બિસ્તરમાં મૂકી દીધી અને કહ્યું કે, આ રહી ઘડિયાળ !

(૩૭)

## દિલ અને દિમાગ પ્રભાવિત થવા જોઈએ

ફરમાવ્યું કે,

અસલ મસ્અલો દિલ અને દિમાગના પ્રભાવિત થવાનો છે. કેટલાક લોકોના દિલ અને દિમાગ અંગ્રેજી તાલીમ અને તેહઝીબ-સંસ્કારથી પ્રભાવિત થઈ જાય છે અને કેટલાક એમાં ડૂબકી મારવા છતાં તથા અંગ્રેજોની સાથે સંબંધ રખવા છતાં અંગ્રેજી તાલીમ અને તેહઝીબથી જરાપણ પ્રભાવિત નથી થતાં.

અહીં શાહજહાં બેગમ સાહિબાના જમાનામાં અબ્દુલ જબ્બાર ખાન સાહબ વઝીરે રિયાસત બનીને આવ્યા. તેમણે ઉચ્ચ અંગ્રેજી તાલીમ મેળવી હતી. ઉપરાંત અધિકારીઓ અને ઉચ્ચ કક્ષાના અંગ્રેજોની સાથે તેમને ઘરેલું પ્રકારના સંબંધો હતા. તેમના ઘરમાં અંગ્રેજો અને મેમ સાહિબાઓની આવ-જા

રહેતી હતી. પરંતુ દિલ અને દિમાગ તેમના બિલકુલ પ્રભાવિત ન હતા. ખૂબ જ નિર્ભય, નિડર અને પાકા મુસલમાન હતા. દેખાવ અને લિબાસ દીનદાર મુસલમાનો જેવો હતો.

કહેતા હતા કે,

'અગર હિન્દુસ્તાનની મુસલમાનો નાગા પણ થઈ જાય છતાં અંગ્રેજો તેમનાથી રાજી ન થશે.'

જયારે તેમણે વઝીર તરીકે હોદ્દો સંભાળ્યો ત્યારે જોયું કે એક મોટી રકમ મુનશી ઈમ્તિયાઝ અલી સાહબ મર્હૂમના જમાનાથી ખોટી રીતે ચૂકવાય છે. એની મુદ્દત ઘણાં લાંબા સમયથી પૂરી થઈ ગઈ હતી. પરંતુ હજુ એ રકમ ચુકવવામાં આવતી હતી !

બેગમ સાહિબાથી કહ્યું તો તેમણે ફરમાવ્યું કે,

'રહેવા દો ! નકામો ફિત્નો ઊભો થશે !'

તેમણે એ વિશેના કાગળો મંગાવ્યા. રેસીડન્ટની ગલતી હતી. વઝીર સાહબે ઉપરી અધિકારીને લખ્યું. રેસીડન્ટને ઘણું ખોટું લાગ્યું. તેમણે દરકાર ન કરી. અને જેટલી રકમ ખોટી રીતે ચુકવવામાં આવી હતી તે પરત કરવાની માંગણી કરી. પરિણામ એ આવ્યું કે રેસીડન્ટની બદલી થઈ ગઈ અને વઝીર સાહબની જીત થઈ. બેગમ સાહિબાને જાણ કરવામાં આવી. તે વઝીર સાહબની કાર્યવાહી અને હિંમતથી ઘણી ખૂશ થઈ.

એક વખતે કોઈ મોટો (અંગ્રેજ) અધિકારી આવનાર હતો. બેગમ સાહિબા શિવાય આખો સ્ટાફ-કર્મચારીગણ સ્વાગત માટે ગયો. રિયાસતના એક અંગ્રેજ ઓફિસર પણ હાજર હતા. તેમણે પોતાના હાથ નીચેના એક મુસલમાન ઓફિસરને કહ્યું કે,

'ફલાણો કાગળ કેમ હજુ મોકલ્યો નથી ?!'

તેમણે જવાબમાં કહ્યું કે,

'ઈન્શાઅલ્લાહ ! જલ્દીથી મોકલી આપવામાં આવશે.'

પેલા અંગ્રેજ ઓફિસરે ઈન્શાઅલ્લાહ શબ્દ પર કંઈક કટાક્ષ કર્યો. વઝીર સાહબે સાંભળ્યું.

વઝીર સાહબે પેલા અંગ્રેજથી કહયું કે,

'તમે અમારા મઝહબનું અપમાન કર્યું. આવનાર મહેમાનને હું સૌથી પ્રથમ એ જ બાબતની શિકાયત કરીશ.'

તે અંગ્રેજ ખૂબ જ ગભરાઈ ગયો. વારંવાર માફી માંગી. ઘણી મુશ્કેલીથી મામલો રફેદફે થયો.



## ચોથી મજલિસ

**તારીખ** : ૭, ઝિલ્હજ્જહ, ૧૩૮૬ હિજરી સન મુતાબિક ૧૯, માર્ચ, ૧૯૬૭ ઈસવી સન

**દિવસ** : રવિવાર

**સમય** : સવારે ૧૦ થી ૧૨:૪૫

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો** :

- ✦ નવાબ મૌલવી ઉબૈદુર્રહમાન ખાં સાહબ શેરવાની
- ✦ મૌલાના મુહમ્મદ ઈમરાન ખાં સાહબ નદવી
- ✦ મૌલવી મુહમ્મદ નુઅમાન ખાં સાહબ નદવી,
- ✦ સૈયદ મા'શૂકઅલી સાહબ (ભોપાલના બેગમ સાહિબાના નાણાં સચિવ)
- ✦ નવાબ સૈયદ ઝુહૂરુલ હસનખાં સાહબ... વગેરે



**નોંધ** :

આજે રવિવાર હોવાના કારણે હાજરજનોની સંખ્યા ઘણી મોટી હતી.
ખાનકાહનો દાલાન (સભાખંડ) ખિચોખિચ ભરેલો હતો.
આધુનિક શિક્ષણ મેળવેલ લોકો,
એચ.પી.એલ.ના કર્મચારીઓ,
અંગ્રેજી શાળાઓ અને મહાશાળાઓના વિદ્યાર્થીઓ,
(...વગેરે પણ હાજર હતા.)



(હઝરતની ઝુબાને મુબારકથી) પુષ્કળ વિષયોનું

અવતરણ થઈ રહ્યું હતું અને (હઝરતની) તબીઅતમાં જોશ પણ ઘણો હતો ! તકરીરે ઈસ્લાહી અને દઅવતી રંગ ધારણ કર્યો હતો !

રવિવારના નિયમ પ્રમાણે સૌથી પ્રથમ મકતૂબાતે ઈમામે રબ્બાની (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની) રહમતુલ્લાહિ અલયહનો એક મકતૂબ (પત્ર) વાંચવામાં આવ્યો. એ પત્ર નવાબ કુલીચખાંના નામે લખેલો છે. એમાં તેમના પોતાના આકાએ વલી નેઅમતના માટે અમૂક લકબો લખવા માટે આશ્ચર્ય અને ઈન્કાર ફરમાવવામાં આવ્યો છે.

પત્રનો મૂળ ફારસી પાઠ હઝરતે પોતે વાંચ્યો. તે પછી તેનો ઉર્દૂ અનુવાદ, છાપેલી કિતાબમાંથી હાફિઝ મંઝૂર સાહબે વાંચીને સંભળાવ્યો.

તે પછી બયાનની શરૂઆત કરી અને ઘણાં ઊંચા વિષયો, સુક્ષ્મ વાતો ઈરશાદ ફરમાવી. એ સાગરને ગાગરમાં ભરવો શક્ય નથી. થોડાંક છૂટાં છવાયા વિષયો જે બધાં સમજી શકે તેવાં છે અને યાદશક્તિમાં સુરક્ષિત રહી ગયાં છે, તે લખવામાં આવે છે.

**(૩૮)**

## આ'માલ ખોરાક છે અને દર્દ તથા મુહબ્બત ચટણી

ફરમાવ્યું :

આ'માલ અને શરીઅતના અહકામ ખોરાક છે. તેમજ દર્દ અને મુહબ્બત ચટણી છે ! ચટણીથી ભૂખ ઉઘડે છે અને ખોરાક પચવામાં મદદ મળે છે. પરંતુ એ બન્નેનું પ્રમાણ જાળવવું જરૂરી છે. ચટણી ચટણીના જ પ્રમાણમાં હોવી જોઈએ. જો ચટણી ખોરાક બની જશે તો જઠર નબળું પડી જશે.

મને ચિશ્તીઓના દર્દ અને મુહબ્બત તથા સોઝ અને સાઝથી સ્વાભાવિક મુનાસિબત છે. અશ્આર (કાવ્ય પંક્તિઓ) નો પણ મારા પર ઘણો પ્રભાવ પડે છે.

હઝરાતે નકશબંદિય્યહ હોય કે હઝરાતે ચિશ્તીય્યહ હોય, દર્દ અને મુહબ્બત તથા ઝવક અને શવકથી કોઈ ખાલી નથી. મારા પરદાદા સાહબ મવલાના રઉફ અહમદ સાહબ મુજદ્દિદી પોતાના દીવાન (કાવ્યસંગ્રહ)માં ફરમાવે છે કે :

**શરાબે મુહબ્બત પિલાદે મુઝે,**
**તુ મસ્તાનહ અપના બનાદે મુઝે.**

**તેરે જલ્વેકો દેખ કર જાન દૂં,**
**મરૂં તો તેરે ફઝલ સે યૂં મરૂં.**

**રહૂં ગોર મેં ભી દીવાનહ તેરા,**
**નેહ મવકૂફ હો મુંહ દિખાના તેરા.**

**ઉઠું તો તેરે ધ્યાનમેં ફિર ઉઠું,**
**ગરઝ ઈશ્કહી મેં જીયૂં ઔર મરૂં !**

**(૩૯)**

## શરીઅતની સિમાઓ અને બંધનોની ઉપમા

ફરમાવ્યું :

દિલ્હીમાં એક નવાબ ફયઝ મુહમ્મદખાં હતા. ઘણા બેતકલ્લુફ. સાફ વાત કહી દેનારા હતા. લોકો તેમની આ નીડરતાથી ડરતા હતા. લોકો મને પણ ડરાવતા હતા. હું તેમની દરેક પ્રકારની વાતો અને ટીકા-ટીપ્પણ સાંભળી લેતો હતો.

એક દિવસ કહેવા લાગ્યા કે :

'અલ્લાહ તઆલાએ તો દરેક રીતની આઝાદી અને મોકળાશ આપી છે. આલિમોએ દીનને ખૂબ જ તંગ અને મુશ્કેલ બનાવી દીધો છે ! અને કેટલીયે પાબંદીઓ લગાવી દીધી છે. ફિતરત (સ્વભાવ) આઝાદી અને મોકળાશ પસંદ કરે છે તથા પાબંદીઓ (બંધનો)થી ગભરાય છે. લોકોએ દરેક વસ્તુ પર નકામું બંધન લગાવી રાખ્યું છે : આ કરો, પેલું ન કરો. આ ન પીઓ, પેલું ન ખાઓ... વગેરે વગેરે.'

મેં કહ્યું કે :

એક મદ્રસહ છે. તેમાં પાબંદીઓ (નિયમો) છે :–

* લિબાસના નિયમો,
* વ્યવસ્થા અને સંચાલનના નિયમો,
* સમયના નિયમો,
* શિક્ષણ અને પરીક્ષણના નિયમો.



બીજો એક મદ્રસહ છે જેમાં કોઈ પાબંદીઓ અને નિયમા નથી. દરેક રીતની આઝાદી છે.

* મન ચાહે ત્યારે આવો,
* મન ચાહે એટલું શીખો,
* શીખો ચાહે ન શીખો,
* મન ચાહે ત્યાં સુધી રહો,
* મન ચાહે તે પહેરો.

લોકો (પોતાના બાળકને) પ્રથમ પ્રકારના મદ્રસહમાં દાખલ કરશે કે બીજા પ્રકારના મદ્રસહમાં ?

કહેવા લાગ્યા :

'પહેલા પ્રકારના મદ્રસહમાં. બીજા પ્રકારના મદ્રસહમાં તો કોઈ પણ પોતાના છોકરાને દાખલ કરીને તેનું જીવન નકામું અને તેને આવારા-રખડું નહીં જ બનાવશે.'

મેં કહ્યું :

'બસ ઈસ્લામ પણ પ્રથમ પ્રકારનો મદ્રસહ છે. પાબંદીઓ, નિયમો અને એના તમામ બંધનો ઈસ્લાહ, તર્બિયત, કેળવણી અને વ્યવસ્થા તથા સંચાલનને જાળવી રાખવા માટે છે તથા ઈન્સાનના ફાયદાના માટે જ છે. આ જરૂરી અને આવશ્યક પાબંદીઓ તથા નિયમોથી કયાંય અને કોઈને પણ છૂટકો નથી.'

આ સાંભળીને તે ખામોશ થઈ ગયા !

## (૪૦)

## શારીરિક તબીબી શાસ્ત્રમાં જઠરનું અને રૂહાની તબીબી શાસ્ત્રમાં મગજનું મહત્વ

ફરમાવ્યું :

તબીબો પ્રથમ જઠરની ચિંતા કરે છે. જઠર જ સમગ્ર શારીરિક વ્યવસ્થા અને સંચાલનતંત્ર ઉપર પ્રભાવી હોય છે. જઠર રસોડાનો વ્યવસ્થાપક છે.

હું પણ (દવાનો) નુસ્ખહ (પ્રિસ્ક્રીપ્શન) લખવામાં જઠરને અગ્રતા આપું છું.

જેવી રીતે તબીબો શારીરિક ઈલાજમાં જઠરને અગ્રતા આપે છે, રૂહાની તબીબો (સૂફીઓ) સૌથી પ્રથમ દિમાગ (મગજ)ની ચિંતા કરે છે. દિમાગ પણ એક આંતરિક જઠર છે. જયાં સુધી તે દુરુસ્ત ન થાય ત્યાં સુધી અખ્લાકી અને રૂહાની નિઝામ (તંત્ર) યોગ્ય રીતે અમલ નથી કરી શકતું.

પ્રથમ વિચારોને દુરુસ્ત કરવાની જરૂરત છે. લોકો ઈલ્હામ, ઈલ્કા અને ખ્વાબને ઘણું મહત્વ આપે છે. એ બધાં વિચારોથી પ્રભાવિત થાય છે. જો એક વિચાર સ્થાયી થઈ ગયો અને જામી ગયો તો કેટલીક વખતે તેના જ પ્રમાણે ઈલ્કા પણ થવા લાગે છે અને ખ્વાબ પણ તેના સમર્થનમાં દેખાવા લાગે છે.

આકાશનું (વરસાદનું) પાણી સાફ અને રંગવગરનું હોય છે પરંતુ જો વાસણ ગંદુ કે રંગીન હોય તો વરસાદનું પાણી ગંદુ કે રંગીન દેખાશે. એમાં પાણીનો વાંક નથી, રંગીન ગ્લાસ અને બાટલીનો વાંક છે.

(૪૧)

## ઈસ્તિખારહનો ગલત ઉપયોગ

લોકોએ ઈસ્તિખારહનો પણ ઘણો ગલત ઉપયોગ શરૂ કરી દીધો છે. સ્પષ્ટ અને દેખીતી બાબતમાં ઈસ્તિખારહ નથી. પ્રથમ અલ્લાહે આંખો આપી છે જોવા માટે. આ પથ્થર છે કે સંગે મરમર છે તેના માટે ઈસ્તિખારહની જરૂરત નથી.

લોકો પહેલા દિલમાં એક વસ્તુ નકકી કરી લે છે, પછી ઈસ્તિખારહ કરે છે અને જયારે કોઈ ખ્વાબ એના મુતાબિક દેખાય છે ત્યારે તેને સનદ બનાવી લે છે.

એક સાહબે મને એક પરદેશી તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી)ની સાથે પોતાની દીકરીની શાદી માટે મશ્વરો લીધો. તે તાલિબે ઈલ્મ બંગાળનો રહેવાશી હતો.

મેં કહ્યું કે :

'એ પરદેશી આદમી છે. તેના અખ્લાક અને આદતોનો અનુભવ નથી એટલા માટે શાદી કરવા માટે મારી રાય નથી.'

તેમણે કહ્યું કે :

'મેં તેની સલાહિય્યત અને દીનદારી સારી રીતે જોઈ લીધી છે.'

મેં અરજ કરી કે :

'વરસો પછી પણ આદમીની હકીકત જાહેર નથી થતી.'

કહેવા લાગ્યા કે :

'તેણે મસ્જિદમાં બેસીને કસમ ખાધી છે.'

મેં કહ્યું :

'એ જ જૂઠાણાની અલામત છે. જો તે સાચો હોત તો એમ કહેતે કે : ચાહે દીકરી આપો, ચાહે ન આપો ! હું કસમ નહીં ખાઈશ.'

તેમણે ઈસ્તિખારહ કર્યો. તેમાં ઠીક જણાયું.

શાદી પછી તાલિબે ઈલ્મ કહેવા લાગ્યો :

'(મારી સાથે) ધોકો થયો છે ! એક વખતે અચાનક પરદો ઊંચકાય ગયો હતો. મેં એક ગોરી છોકરી જોઈ હતી. આ તો કાળી છે !'

(૪૨)

## ઈલ્કા અને ઈલ્હામની કસોટી કુર્આન અને હદીસ છે, ખ્વાબ નથી

ફરમાવ્યું કે,

ઈલ્કા અને ઈલ્હામના માટે કસોટી કુર્આન અને હદીસ છે. જે એના મુતાબિક છે તે સહીહ છે અને જે એના મુખાલિફ (વિરુદ્ધ) છે તે ગલત છે.

કાદિયાની ખ્વાબોથી ઘણી દલીલો કરે છે અને તેઓને તેના ઉપર ઘણો ભરોસો છે.

હયદરાબાદમાં મને ઝુહૂરી પઢવાનો (શીખવાનો) શોખ થયો. જાણવા મળ્યું કે એક ઉસ્તાદ એના મોટા નિષ્ણાંત છે પરંતુ તે અકીદાના કાદિયાની છે અને પોતાના મઝહબના મોટા મુબલ્લિગ (પ્રચારક) છે.

મેં તેમની પાસે જવાનો ઈરાદો કર્યો. લોકોએ મને ના પાડી.

મેં કહ્યું કે,

'હું માત્ર કિતાબ પઢવા માટે જાઉં છું. મને તેના અકીદાથી શી લેવા-દેવા ?'

કહેવા લાગ્યા,

'અમે તમારા જેવા ઘણાં કહેનારાઓ જોયા છે જેઓ ત્યાં જઈને કાદિયાની થઈ ગયા !'

મેં કહ્યું કે,

'હું કોઈ પર્દાનશીન છોકરી નથી. પઢવાનો સંજોગ

ન પણ આવ્યો પરંતુ કયારેક રેલગાડીમાં જ મુલાકાત થઈ ગઈ તો શું કરીશ ? જો મારું ઈમાન એવું કમજોર છે તો કોઈ બીજાથી પ્રભાવિત થઈ જઈશ.'

ગરઝ હું ત્યાં પહોંચ્યો.

ફરમાવ્યું કે,

'કેમ આવ્યા છો ?'

મેં કહ્યું :

'ઝુહૂરી પઢવા ચાહું છું.'

કહેવા લાગ્યા :

**'લા હવલ વલા કુવ્વહ !**
(એમાં) ન દીનનો ફાયદો છે ન દુનિયાનો !'

મેં કહ્યું કે :

'ફારસીની મુશ્કેલ ઈબારતો અને સાહિત્યીક કૌશલ્યો સમજમાં આવશે એ જ શોખમાં પઢવા ચાહું છું.'

કહેવા લાગ્યા :

'હાં, મેં એક ઈરાની ઉસ્તાદથી પઢી હતી. તે લોકો આ કળાઓના ઘણા નિષ્ણાત હોય છે. હું તમને પઢાવીશ. પરંતુ તમને ખબર છે કે હું કાદિયાની છું ? લોકોએ તમને મારી પાસે આવવાની મનાઈ ન કરી ?!'

મેં કહ્યું કે,

'ઘણી મનાઈ કરી પરંતુ મેં તે લોકોને કહ્યું કે તો પછી તમે જ મને ઝુહૂરી પઢાવી દો ! એટલે તેઓ ખામોશ થઈ ગયા.'

કહેવા લાગ્યા,

**'વઈઝા લકુલ્લઝી-ન આમનૂ કાલૂ આમન્ના વ ઈઝા ખલવ ઈલા શયાતીનિહિમ કાલૂ ઈન્ના મ-અકુમ ઈન્નમા નહનુ મુસ્તહઝિઊન.'**

(સૂરએ 'બકરહ', આયત : ૧૪)

[અને જ્યારે તે મુનાફિકો મુસલમાનોથી મળે છે તો કહે છે કે અમે મુસલમાન છીએ, પણ જ્યારે પોતાના શયતાનો (શરારતખોર લોકો) પાસે એકાંતમાં હોય છે તો (તેઓથી) કહે છે કે ખરીરીતે અમે તમારી સાથે જ છીએ, માત્ર અમે તો તેમની મશ્કરી કરીએ છીએ !]

એના પર અમલ તો નહીં કરશોને ?!

મેં કહ્યું કે,

'મારી આ આદત છે કે કોઈની વાત કોઈ બીજી જગાએ નકલ કરતો નથી. ન એક રાઝ બીજી જગાએ ખોલું છું.'

મતલબ કે સબક શરૂ થયો. જ્યારે કંઈક બેતકલ્લુફ થયા ત્યારે કહેવા લાગ્યા કે :–

'તમે મને જાણો છો ? ફલાણા બુઝુર્ગ, જેમનો ફલાણી જગાએ મઝાર છે; હું તેમની અવલાદમાં છું ! હું મિરઝા (અહમદ કાદિયાની) સાહબ પર ઈમાન લાવ્યો તેનું કારણ એ થયું કે મેં ખ્વાબમાં જોયું કે એક તખ્ત બિછાવેલો છે જેના પર સરવરે કાએનાત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ તશરીફ ફરમાવેલ છે ! સામે અવલિયા અને સુલ્હાનો મજમો છે !'

ઈર્શાદ થયો કે : તેને લાવો !

ફરિશ્તાઓ મિરઝા (અહમદ કાદિયાની) સાહબને લાવ્યા !

ઈર્શાદ થયો કે,

'એ જ તે છે,
જે મારા પછી પયગમ્બર છે, અને
જેના માટે **ઈસ્મુહૂ અહમદ** આવ્યું છે !❶
બસ હું તે જ દિવસથી (મિરઝા અહમદ કાદિયાની પર) ઈમાન લાવ્યો.'

તેઓ બીજી દલીલો પણ આપતા હતા અને મને (એમની માન્યતાનો) સ્વીકાર કરાવવા ચાહતા હતા.

મેં અરજ કરી કે,

'મારું દિમાગ તો અત્યારે કચરાની ગાડી (જેવું) છે. હું આ વાતોને અત્યારે સમજી નથી શકતો. પ્રથમ કુર્આન અને હદીસ પઢાવી દો અને એને ગુલાબ અને અંબરથી ભરી દો, તે પછી મને તમીઝ (ભેદ પારખવાની વિવેક શકિત) થશે અને હું સહીહ રાય (માન્યતા) નક્કી કરી શકીશ.'

હું જોતો હતો કે તેમને તેમની (કાદિયાની) જમાઅતનો વધારો કરવાની ઘણી ચિંતા રહેતી હતી. લોકોને પોતાના મઝહબમાં દાખલ કરવાના માટે તેઓ પોતાના પ્રભાવનો ઉપયોગ કરતા હતા.

---

❶ સૂરએ **'સફ્ફ'**ની આ આયત (નં.૬) તરફ ઈશારો છે :

અને જયારે **મરયમ**ના પુત્ર ઈશાએ કહ્યું કે,

''હે બની ઈસ્રાઈલ ! બેશક હું તમારી પાસે અલ્લાહનો મોકલેલો આવ્યો છું કે, મારા પહેલાંની કિતાબ તવરાતને સત્ય માનનાર તથા એક એવા રસૂલની ખૂશખબર આપનાર છું કે જે મારા પછી આવશે, જેનું નામ **અહમદ** હશે...''

– કોઈને નોકરી અપાવવી,
– કોઈની શાદી કરાવવી,
– કોઈની સિફારિશ કરવી,

આ બધાં વિભાગો તેમને ત્યાં સ્થાપિત થયેલા હતા. કોઈ રસ્તે પણ કોઈ શખ્સ તેમના દીનમાં આવી જાય તેને મોટી સફળતા સમજતા હતા અને તેના પર ફખર કરતા હતા.

એની સરખામણીમાં હકકાની, રબ્બાની, ખુદાપરસ્ત લોકોને આ સંખ્યાના વધારાનું કંઈ મહત્વ નથી હોતું. સંખ્યાના વધારા કરતાં અહકામે ઈલાહીના ફેલાવા તથા દીન અને શરીઅતની હિફાઝતનો ખ્યાલ તેઓ વધારે રાખે છે. એમાં લોકોની સંખ્યા વધે કે ઘટે, કોઈ આવે કે જાય, તેની તેમને કોઈ પરવાહ નથી. (હઝરત ઉમર) ફારૂકે આ'ઝમ (રદિયલ્લાહુ અન્હુ)એ ગસ્સાનના બાદશાહ જબ્લહ ઈબ્ને અબ્હમે એક ગરીબ ગામડિયાને તમાચો માર્યો ત્યારે (બદલારૂપે બાદશાહને) તમાચો મારવાનો હુકમ આપ્યો. એટલે તે નારાઝ થઈને પોતાના તમામ લોકોને લઈને ચાલ્યો ગયો અને મુર્તદ થઈ ગયો – ઈસ્લામથી ફરી ગયો. તો હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) એ એના પર અલ્લાહનો શુક્ર કર્યો કે તેમણે અલ્લાહના હુકમને કાયમ રાખ્યો.



મારો સબક એ જ પ્રમાણે ચાલુ રહ્યો. અને તેમની તબ્લીગી કોશિશો પણ ચાલુ રહી. તેમના એક ઘણાં જ નિકટના અને અકીદતમંદ ખાદિમ અને મુરીદ હતા. તે સતત તેમની પાસે રહેતા હતા.

એક દિવસે તેમણે પોતાનો ખ્વાબ બયાન કર્યો કે,

'મેં જોયું કે, મૌલાના અનવારુલ્લાહ ખાન સાહબ

તખ્ત પર બેઠેલા છે. આસમાનથી ફરિશ્તાઓ ઉતર્યા અને તેમના તખ્તને ઉઠાવીને આસમાનની તરફ લઈ ગયા !'



મૌલાના અનવારુલ્લાહ ખાન સાહબ નિઝામના ઉસ્તાદ પણ હતા તથા કાદિયાનિયતના મોટા વિરોધી અને દુશ્મન હતા. તેમણે પોતાની ઝિંદગીમાં ન કાદિયાનીઓની કોઈ મસ્જિદ બનવા દીધી, ન તેમની કોઈ કિતાબ હયદરાબાદમાં છાપવા દીધી. તેઓ હાજી ઈમ્દાદુલ્લાહ સાહબ મુહાજિરે મક્કી (રહ.)ના ખલીફા અને મહાન બાખુદા તેમજ દુરવેશ સિફત આલિમ હતા.



મેં જોયું કે ખ્વાબ સાંભળતા જ મૌલવી સાહબના ચહેરાનો રંગ બદલાઈ ગયો. ગોરા-ઉજળા આદમી હતા, ચહેરા પર કાળાશ જેવી છવાઈ ગઈ !

કહેવા લાગ્યા કે,

'શાયદ તમને મૌલાના અનવારુલ્લાહ ખાન સાહબથી કંઈક અકીદત છે ! વાસણનો જે રંગ હોય છે, પાણી પણ તે જ રંગનું દેખાય છે.'

(એમના મુરીદ) કહેવા લાગ્યા,

'હરગિઝ નહીં ! હું તો હઝરતનો ખાદિમ અને સમાન અકીદહનો છું ! મને તેમના સાથે શી સંબંધ ?!'

તેઓ એનો કંઈ જવાબ આપી ન શક્યા.

મારું તેમને સંભળાવી દેવાનું મન થયું કે,

'આપ આપના ખ્વાબ વિશે શું ઈર્શાદ ફરમાવો છો ? તે કેવી રીતે દલીલ અને સનદ બની શકે છે ?!'

## (૪૩)

## ઈમામોની તકલીદ અને પયરવીની મિસાલ

કેટલાક અહલે ઈલ્મ (અહલે હદીસ) જેઓ કોઈ એક ઈમામના પયરવ નથી તેઓ એવી ટીકા કરે છે કે ઈમામોની પયરવીની સાબિતી શું છે ? ઈત્તિબાઅ તો અલ્લાહ અને રસૂલની તથા કિતાબ (કુર્આન) અને સુન્નતની ઈચ્છિત છે !

જો કે અસલમાં ઈમામો અને આલિમોની બિઝઝાત (વ્યક્તિગત) પયરવી અને ઈતાઅત નથી. બિઝઝાત અને બિલ ઈસ્તિકલાલ પયરવી તો અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જ છે. પરંતુ સામાન્ય લોકોની ભાષામાં એ જ પ્રમાણે કહેવામાં આવે છે કે : અમે ફલાણાના મુત્તબેઅ છીએ, અને ફલાણાના મુકલ્લિદ છીએ.

એક શખ્સ કહે છે કે,

'મેં કુલ્સુમ બી ની મસ્જિદમાં નમાઝ પઢી.'

બીજો શખ્સ કહે છે કે,

'મેં અલ્લાહના ઘરમાં નમાઝ પઢી.'

એક નાવાકિફ (અજાણ) આદમી બીજાને જ ફઝીલત આપશે કે તેણે જ ખરેખર અલ્લાહના ઘરમાં નમાઝ પઢી છે, જો કે પહેલા શખ્સે પણ મસ્જિદમાં નમાઝ પઢી છે અને બીજા શખ્સે પણ મસ્જિદમાં નમાઝ પઢી છે પરંતુ સામાન્ય લોકોની ભાષામાં ફલાણાની મસ્જિદ, ફલાણાના મહોલ્લાની મસ્જિદ કહે છે. હકીકતમાં બધી (મસ્જિદો) અલ્લાહના જ ઘર છે.

આપ જોતાં નથી કે હઝરત યૂસુફ (અલૈ.) ફરમાવે છે,

**'વત્તબઅતુ મિલ્લ-ત આબાઈ ઈબરાહી-મ વ ઈસ્હા-ક વ યઅકૂ-બ.'**

**(સૂરએ 'યૂસુફ', આયત : ૩૮)**

*[અને મેં મારા બાપ દાદા ઈબ્રાહીમ તથા ઈસ્હાક અને યઅકૂબનો દીન ગ્રહણ કર્યો છે.]*

*જો કે તેઓ અલ્લાહ અને તેની શરીઅતના જ મુત્તબેઅ હતા.*

## (૪૪)

## અંગ્રેજી પઢીને દીનદાર બનવું, અરબી પઢીને બેદીન બનવા કરતાં બેહતર છે

*ફરમાવ્યું કે,*

*અંગ્રેજીનું શિક્ષણ આજીવિકાના સાધન તરીકે મેળવવામાં વાંધો નથી. એને અસલકામ અને તરક્કી ન સમજે.*

*શબ્દો અને તેના અર્થઘટનમાં ઘણી ખાસિયત છે. એનાથી જ આદમીના માનસનો અને વિચારોનો અંદાજો થાય છે.*

*મારી પાસે એક સાહબ આવ્યા. તેમનો છોકરો અંગ્રેજી લશ્કરમાં હતો. મેદાને જંગમાં ખતમ થઈ ગયો.*

*કહેવા લાગ્યા કે,*

*'મારો છોકરો કામ આવી ગયો.'*

*મેં કહ્યું કે,*

*'આ શબ્દો હરગિઝ ન કહો. એને કામ આવવું નથી કહેતા.'*

કહેવા લાગ્યા કે,

'તેણે વસિયત કરી છે કે, તેના પુત્રને તા'લીમ અપાવવામાં આવે. મેં ઈરાદો કર્યો છે કે પ્રથમ હું તેને હિફ્ઝ કરાવીશ, તે પછી અંગ્રેજી તા'લીમ અપાવીશ.'

મેં કહ્યું કે,

'એની મિસાલ એવી છે કે, જેવી રીતે નિહાયત ઉમદા પ્રકારનું ખાવાનું તૈયાર થાય પછી છાણ કે લીંડીને પીસીને મસાલાની જેમ ઉપરથી નાંખી દેવામાં આવે ! તે કુર્આનના હિફ્ઝની શી કદર અને હિફાઝત કરી શકશે ?! સિવાય એના કે તેને વેડફી નાંખે અને સમય બગડવા પર અફસોસ કરે ! બીજો કોઈ નતીજો ન નીકળશે ! અંગ્રેજી પઢીને દીનદાર બનવું, અરબી પઢીને બેદીન બનવા કરતાં બેહતર છે.'

## (૭૫)

## મદીના તય્યિબહમાં પઢનારા કેટલાક વિદ્યાર્થીઓનો અફસોસનાક હાલ

કેટલાક હિન્દુસ્તાની વિદ્યાર્થીઓ જેઓ મદીના તય્યિબહમાં તા'લીમ મેળવે છે (તેઓ મને) મળવા માટે આવ્યા. જોયું કે માથાં ઉઘાડાં અને દાઢી મૂંડેલી છે ! તેમને એનો ખ્યાલ ન આવ્યો કે અમે જે પાક સરઝમીન પર રહીએ છીએ, તેની સાથે મુનાસિબત (એકવાકયતા) પેદા કરીએ. એમના કરતા તો પેલા અંગ્રેજીના જાણકાર, ઉચ્ચ શિક્ષણ મેળવેલ લોકો કયાંય બેહતર છે જેઓ ત્યાં મોટા મોટા હોદ્દાઓ ઉપર છે.

એક ડોક્ટર વહીદુઝઝમાં સાહબ હયદરાબાદીને જુઓ જેઓ હિજાઝમાં ડોક્ટર છે. એટલા દીનદાર અને શરીઅતના પાબંદ !

તે પછી હઝરતે કાઝી નિઝામુદ્દીન સાહબનો કિસ્સો સંભળાવ્યો જેઓ માનવંત કાઝી ખાદાનના સપુત અને અબ્બાસી નસલના છે. નવયુવાનીમાં ઘરથી નીકળીને ખાનકાહમાં આવી ગયા હતા. પ્રાથમિક અંગ્રેજી પઢતા હતા. હઝરતની પરવાનગીથી અંગ્રેજી પરીક્ષાઓ પાસ કરી અને રેલ્વેમાં એક સારા હોદ્દા પર નોકરીએ લાગી ગયા. તેમની દીનદારી અને પાબંદીમાં કોઈ ફેર નહીં પડ્યો.

અંગ્રેજી અગર હલાલ રોઝી હાસિલ કરવાના માટે પઢવામાં આવે અને તેનો પોતાના દીનની હિફાઝતના માટે ઉપયોગ કરવામાં આવે તો તે બાહ્ય આક્રમણ સામે ઝીંક ઝીલે છે. અને દીન મહફૂઝ (સુરક્ષિત) રહે છે. તે (ગાડીના) મડગાર્ડની જેમ બની જાય છે જેનાથી પૈડાઓની હિફાઝત થાય છે.

આવી હાલતમાં દીન અને દુનિયાનો સંબંધ તે હોય છે જે ટયૂબ અને ટાયર વચચે હોય છે.

## (૪૬)

**પશ્ચિમી સંસ્કારમાં દવા ઉપર ખાંડનું પડ ચઢાવેલું હોય છે, અહીં ખાંડ ઉપર દવા ચઢાવેલી છે !**

ફરમાવ્યું કે,

ઘણી અંગ્રેજી દવાઓ ઘણી કડવી હોય છે. તેના ઉપર ખાંડનું પડ ચઢાવેલું હોય છે. સુગર કોટેડ દવાઓને બધાં જાણે છે.

દીનની બાબત એનાથી ઉલટી છે. ત્યાં (અંગ્રેજી સંસ્કાર અને સંસ્કૃતિમાં) દવા ઉપર ખાંડ ચઢાવેલી હોય છે જ્યારે અહીં (દીનમાં) ખાંડ ઉપર દવા ચઢાવેલી હોય છે.

ત્યાં બાહ્ય મીઠું અને અંદર કડવું હોય છે, અહીં (દીનમાં) બાહ્ય કડવું અને અંદર મીઠું છે !

ઉર્ફીએ ખૂબ કહ્યું છે કે,

**અય મતાએ દર્દ દર બાઝાર જાં અંદાખ્તહ,**
**ગવહરે હર સૂદ દર જયબે ઝિયાં અંદાખ્તહ.**

**ભાવાર્થ :**

દર્દરૂપી કિંમતી પૂંજીને આત્માના આવરણમાં મૂકેલી છે. પ્રત્યેક નફાકારક વસ્તુને નુકસાનના આવરણમાં મૂકેલી છે.

**(૪૭)**

**શરીઅતની તકલીફો ઉપરથી કષ્ટદાયક છે પરંતુ અંદરથી રાહત અને જન્નતનો બાગ છે**

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જે આગમાં નાંખવામાં આવ્યા તે ઉપરથી આગ હતી, અંદરથી ગુલઝાર ! હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ આગની અંદર ગુલઝારને સમજી લીધો !

ફિરઅવનની સામે જે સમંદર હતો તે ઉપરથી પાણી હતો, અંદરથી આગ ! તેણે પાણીને જોયું, આગને નહી જોઈ !

શરીઅતની તકલીફોની આજ હાલત છે કે ઉપરથી તે કષ્ટદાયક તથા જાહેરમાં અમલ અને મુજાહદહ છે પરંતુ અંદરથી રાહત, કુર્બ, તરક્કી અને જન્નત છે.

મશહૂર હદીસ છે :

**હુફફતિલ જન્નતુ બિલ મકારિહી,**
**વ હુફફતુન્નારુ બિશ્શહવાતિ**

**ભાવાર્થ :**

જન્નતને મકરૂહ (અણગમતી) વસ્તુઓથી ઢાંકી દીધી અને જહન્નમને શહવાત (વાસનાઓ) વડે ઢાંકી દીધી.



તે પછી **'વલઅસ્ર'**ની તફસીર કરવી શરૂ કરી.

ફરમાવ્યું :

આ નાની સરખી સૂરહ છે. પરંતુ ભાવાર્થ અને હકીકતોની દષ્ટિએ ઘણી વિશાળ અને મહાન છે. તારાઓ હંમેશા નાના દેખાય છે પરંતુ આ દુનિયા (પૃથ્વી)ના કરતાં પણ મોટા અને વિશાળ છે ! સૂરજનો ગોળો બાળપણથી એવો જ નાનો દેખાય છે પરંતુ તે કેટલો અઝીમુશ્શાન છે !

તે પછી ઈમાન અને અમલે સાલિહ (નેક કામો)નું વિવરણ કર્યું.

ઈમાનનું બીજ જયારે સહીહ અને સાલિમ હોય છે અને તેને યોગ્ય પદ્ધતિથી રોપવામાં આવે છે ત્યારે સમયસર તેના પર કૂંપળ અને ફૂલ ફૂટે છે તેમજ ફળ આપે છે. કૂંપળ, ફૂલ અને ફળ આ'માલ અને અખ્લાક છે.

કોઈકે એક ભલા-ભોળા માણસને કહ્યું કે :

'બીજને જમીનમાં વાવો ! તે ફળશે-ફૂલશે અને કૂંપળ તથા ફૂલ ફૂટશે અને ફળ લાવશે !'

પેલો બેવકૂફ (મૂર્ખ માણસ) બીજને વારંવાર જમીનમાંથી કાઢીને જૂએ છે કે એમાં કૂંપળો નીકળી કે નહીં ?!

(૪૮)

## સબ્રની હકીકત

ફરમાવ્યું :

ઘણાં દિવસો સુધી સબ્રની હકીકત પર વિચારતો રહ્યો. તફસીરો પણ જોઈ પરંતુ સતોષ ન થયો. પછી (અચાનક) સમજમાં વાત આવી કે :

મોટા આરામના માટે નાની તકલીફ સહન કરવી એ જ સબ્રની હકીકત છે.

કોઈ શખ્સનો પગ ઉતરી ગયો. તેને બેસાડવાના માટે તેણે તકલીફ સહન કરવી પડશે. પરંતુ તે પછી આરામ મળી જશે. તે આ આરામના ખ્યાલથી એ બધી તકલીફો સહન કરે છે.

એ જ દુનિયાની મુસીબતોની હકીકત છે.

(૪૭)

## દુનિયાથી વિદાય થતી વેળા પયામે ઈલાહીની તાસીર

ફરમાવ્યું :

લશ્કરી બેન્ડ ખૂબ જ અસરકારક હોય છે. જ્યારે તેની ખાસ ધૂન વગાડવામાં આવે છે ત્યારે સૈનિકો લડવાના માટે

બેકરાર થઈ જાય છે તથા જોશ અને શોખમાં જમીન ઉપર પગો પછાડવા લાગે છે !

એ જ પ્રમાણે જ્યારે મોમિનનો દમે વાપસી (દુનિયાથી વિદાય થવાનો સમય) હોય છે અને તેના કાનમાં :

**'યા અય્યતુહન્નફસુલ મુતમઈન્નહ ઈર્જીઈ ઈલા રબ્બિકિ રાદિયતમ્મર્દિય્યહ.'**

**(સૂરએ 'ફજર', આયત : ૨૭, ૨૮)**

**ભાવાર્થ :**

(ત્યારે કહેવામાં આવશે કે) :
હે શાંતિ પામનાર આત્મા !
તું પોતાના પરવરદિગાર તરફ પાછો ફર કે તું તેનાથી રાજી (અને) તે તારાથી રાજી (છે.)

નો દિલકશ અને જાનવાઝ નગ્મહ (ગીત) પહોંચે છે ત્યારે તે બેકરાર થઈ જાય છે. આ ભૌતિક પીંજરામાંથી જલ્દી મુક્તિ મેળવીને પોતાના મહબૂબની બારગાહમાં હાજર થવાના માટે બેતાબ થઈ જાય છે !

## (૫૦)

**કેટલાક વૃક્ષોની મીઠાશ ફળમાં આવી જાય છે !**
**કેટલાક વૃક્ષોનું પોતાનું સમગ્ર શરીર જ ફળ બની જાય છે !**

ફરમાવ્યું :

કેટલાક લોકોની લાભ અને ફાયદાની તેમજ હિદાયત અને ઈરશાદની સમગ્ર શક્તિ તેમના કલામ (વાણી)માં

આવી જાય છે. તેમનાથી ફાયદો મેળવવાનો ઝરીયો અને રસ્તો માત્ર તેમની તકરીર અને કલામ છે.

પરંતુ ઘણાં આરિફો વધારે વાત નથી કરતા. તેમનો લાભ અને ફાયદો તેમજ તેમની તાસીર તેમના સમગ્ર શરીરમાં અને રંગ તથા સ્નાયૂમાં ઉરી જાય છે ! તેમનું સમગ્ર શરીર જ લાભ, નફો, હિદાયત અને ઈરશાદ સમાન બની જાય છે ! તેમની ખામોશીની હાલતમાં પણ તેમનાથી ખુદાની મખ્લૂક લાભ મેળવે છે !

જે વૃક્ષોમાં ફળ આવે છે તેમની સમગ્ર લિઝઝત અને મીઠાશ ભેગી થઈને પેલા ફળમાં આવી જાય છે. ફળ ખાઓ તો ઘણાં મીઠાં, રસીલા અને સ્વાદિષ્ટ પરંતુ તેના સિવાય વૃક્ષમાં જે કંઈ છે તે સ્વાદ વગરનું અને કડવું તેમજ સૂકું લાકડું છે.

કેરીના વૃક્ષના ફળ ઘણાં મીઠાં, જાણે સાકરથી ભરેલાં કૂજા ! પરંતુ ન તેના પાંદડાઓમાં સ્વાદ, ન છાલમાં ન ડાળીઓમાં !

પરંતુ શેરડીમાં ગમે ત્યાં દાંત લગાવો, અને ગમે ત્યાં ચૂસો મીઠી જ મીઠી અને રસ જ રસ ! શેરડીનું કોઈ ફળ નથી હોતું એટલા માટે એનું સમગ્ર શરીર જ ફળ બની ગયું !

મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે :

**ગર ન બૂદે નાલએ નયરા સમર,**
**નય જહાંરા પુર ન કરદે અઝ શકર.**

**ભાવાર્થ :**

જો શેરડીનું સમગ્ર શરીર તેના આર્તનાદ અને વિલાપના કારણે ફળ ન બની જતે તો તે આખી દુનિયાને સાકર અને ખાંડથી ભરી ન દેતે !

# પાંચમી મજલિસ

**તારીખ** : ૮, ઝિલ્હજજહ, ૧૩૮૬ હિજરી સન મુતાબિક ૨૦, માર્ચ, ૧૯૬૭ ઈસવી સન

**દિવસ** : સોમવાર

**સમય** : સવારે ૮:૩૦ થી ૧૨:૩૦

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો** :

- નવાબ મૌલવી ઉબૈદુર્રહમાન ખાન સાહબ શેરવાની
- મૌલાના હાફિઝ મુહમ્મદ ઈમરાન ખાન સાહબ નદવી
- મૌલવી મુહમ્મદ મુસ્લિમ સાહબ, તંત્રી : 'દઅવત' વગેરે



## (૫૧)

## દિલ દુલ્હો છે અને બદન બારાત

ફરમાવ્યું :

દિલ દુલ્હો છે અને બદન બારાત.

બારાત દુલ્હાના માટે જ હોય છે.

દુલ્હાના તરફ ધ્યાન ન આપવું અને બારાતની ખાતિરદારી કરવી કોઈ અકકલની વાત નથી.

એનું ઉદાહરણ એવી રીતે સમજી લો કે :–

એક મોટી બારાત (જાન) જઈ રહી હતી. રસ્તામાં એક અજાણ્યો આદમી ઊભો રહીને બારાતને જોતો હતો. તેની

સામેથી બારાતનું જુલૂસ પસાર થયું. મશાલચી, તબલચી, તમાશાઈ, બારાતી (જાનૈયા) બધાં હતાં, પરંતુ તેને દુલ્હો ક્યાંય દેખાતો ન હતો.

તેણે એક બારાતીને પૂછ્યું,

'નવશહ (દુલ્હો) ક્યાં છે ? બધાં જોવામાં આવે છે તે દેખાતો નથી ?!'

પેલા બારાતીએ કંટાળાપૂર્વક જવાબ આપ્યો,

'તમે પણ અજીબ આદમી છો ! બારાતની મઝા નથી માણતા અને નકામી વાતો કરો છો ?'

તે અજાણ્યો આદમી ચૂપ થઈ ગયો.

થોડા સમય પછી ફરી તેનાથી ન રહેવાયું.

તેણે બીજા બારાતીને પૂછ્યું. તેણે પણ જવાબ આપવાનું ટાળી દીધું.

વળી ત્રીજાને પૂછ્યું. તેણે જણાવ્યું કે,

'હાં ખરેખર દુલ્હામિયાં બારાતમાં નથી !'

તપાસ કરતાં જાણવા મળ્યું કે, દુલ્હો તો રસ્તામાં ક્યાંક ઘોડા ઉપરથી નીચે ગબડીને ખાડામાં પડેલો છે. બારાત તેને ત્યાં મૂકીને આગળ નીકળી ગઈ. કોઈને તેનો ખ્યાલ ન આવ્યો !



એ જ પ્રમાણે બદનની બારાત માટે દિલ દુલ્હો છે. એનો ખ્યાલ રાખવો સૌથી અગ્રતા ક્રમે છે.

કેટલાક લોકોને આપ જોશો.

તેઓ સવારે ઉઠશે,

મોઢું હાથ ધોશે,
વાળમાં કાંસકી કરશે,
કપડાં બદલશે,
જોડાં પોલિશ કરશે,

(અર્થાત બદનરૂપી બારાત માટે બધી કાળજી લેશે, પરંતુ દુલ્હો (દિલ) ભૂખ્યો પડેલો છે, તેનો નાશ્તો નથી !

દુલ્હો પ્રથમ છે, પછી બારાત.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

**'વ નફખ્તુ ફીહિ મિર્રૂહી'**

**(સૂરએ 'હિજ્ર', આયત :૨૯, પારો : ૧૪)**

**ભાવાર્થ :**

અને ફૂંકી મેં તેનામાં પોતાની રૂહ.



એ જ દિલ સિર્રે ઈલાહી (અલ્લાહનો ભેદ) અને અમાનતે ખુદાવંદી છે.

આજના લોકો દિલની ઈસ્લાહ અને ખોરાકમાં ગફલત કરે છે અને બાહ્ય શરીર અને ખોળિયાની શોભા અને શણગારમાં મશગૂલ છે !

કેટલાક લોકો ગફલતની જાળમાંથી તો નીકળી ગયા છે પરંતુ દિલની બાબતમાં તેઓ બીજા પ્રકારની ઉણપો અને અતિરેકમાં પડી જાય છે ! તેઓમાંથી કેટલાક ખાસ લોકો પણ કેટલીક વખત એવી બાબતોમાં પડી જાય છે !

અને મોમિનખાં નો આ શએર અકસર યાદ આવે છે અને મન થાય છે કે એને લખીને વઝીફાની કિતાબમાં રાખી લઉં !

'અગર ગફલતસે બાઝ આયા જફાકી,
તલાફી કી ભી ઝાલિમને તો ક્યા કી !

(પર)

## તબ્લીગમાં અસરનો ભેદ

અહીં હઝરત શીરીંરકમના એક ખલીફા મવલાના ઝિયાઉદ્દીન સાહબ હતા. તબ્લીગનો અલ્લાહ તઆલાએ તેમને ખાસ જઝબહ અને ઝવક આપેલો હતો.

એક વખતે બચ્ચી બીમાર હતી. તેમને તબ્લીગના માટે કોઈ ગામમાં જવાનું હતું.

ઘરવાળાથી કહી ગયા કે,

'જો બચ્ચીનો ઈન્તેકાલ થઈ જાય તો તેનું કફન-દફન કરી દેજો !'

જ્યાં જતાં ત્યાંની કોઈ ચીઝનો ઉપયોગ કરતા ન હતા. એક દિવસ મવલવી અબ્દુર્રહમાન સાહબ તેમની સાથે ગયા. તેમણે ગોળ અને દૂધ ખરીદ્યા.

ફરમાવ્યું,

'તબ્લીગ થઈ ચૂકી ! આપ ઘરથી જે સૂકી-વાસી લાવ્યા હતા તે જ ખાતે તો અસર થતે !'

ત્યારે ભોપાલમાં આ તબ્લીગી સિલસિલો (નિઝામુદ્દીનવાળો) શરૂ થયો ન હતો. તેઓ ગામડાંઓમાં જતા. લોકોને ઈસ્લામની પ્રાથમિક વાતોથી પરિચિત કરતા અને નમાઝની ટેવ પડાવતા.

એ જ મકસદથી તેમણે ઘણાં ગામોમાં જુમ્આ(ની નમાઝ) કાયમ કરાવી. એક વખતે સંજોગવશાત હું એવા જ એક ગામમાં પહોંચી ગયો. લોકોએ મને જુમ્આનો મસ્અલો પૂછયો.

મેં કહ્યું,

'હું તો ગામડામાં જુમ્આ નથી પઢતો.'

પૂછનારા ખામોશ થઈ ગયા.

આ વાતની જાણ મવલાના ઝિયાઉદ્દીન સાહબને થઈ.

જે લોકો શયખથી બયઅત થાય છે, તેઓ તે પછી બીજા કોઈથી સંપર્ક નથી રાખતા. થોડાં જ અલ્લાહના બંદા એમાં અપવાદરૂપ જોવામાં આવ્યા.

મૌલાના એક દિવસે કેટલાંક મિત્રોને લઈને ખાનકાહમાં આવ્યા.

કહેવા લાગ્યા કે,

'મેં ઘણી મુશ્કેલીથી ફલાણા ગામમાં જુમ્આ કાયમ કરી હતી. મકસદ એ હતો કે લોકો નમાઝના આદી થઈ જાય અને ઈસ્લામથી તેમનો સંબંધ જોડાઈ જાય. આપના ત્યાં તશરીફ લઈ જવાથી ત્યાં જુમ્આ બંધ થઈ ગઈ અને મારી મહેનત પર પાણી ફળી વળી ગયું !'

આટલું કહેતાં કહેતાં તેમની આંખોમાં આંસૂ આવી ગયાં.

મેં કહ્યું,

'મારાથી મોટી ભૂલ થઈ. હું કબૂલ કરું છું.'

ફરમાવ્યું,

'અહીં કબૂલ કરવાથી કામ ન ચાલશે. ત્યાં આવવું પડશે.'

મેં કહ્યું,

'હું આવીશ.'

હું તેમની સાથે તે ગામમાં ગયો. ત્યાં લોકો ભેગાં થયાં. એક પથ્થર ઉપર બીજો પથ્થર મૂકીને મિમ્બર બનાવવામાં આવ્યો. હું તેના ઉપર ઊભો થયો અને તેઓને કહ્યું,

'મારી એક ઘણી મોટી ખરાબ આદત છે. હું કિતાબ વાંચું છું, હાશિયહ વાંચતો નથી. મેં જ્યારે તમને આ વાત કહી હતી કે ગામડામાં જુમ્આ દુરુસ્ત નથી ત્યારે મેં માત્ર કિતાબ વાંચી હતી. પાછાં જઈને જ્યારે હાશિયહ વાંચ્યો ત્યારે મને મારી ભૂલ સમજાઈ !'

મતલબ કે આ રીતે મૌલાના સાથે લગાવ વધ્યો અને તેઓ મને કિતાબત (સુલેખન) શીખવાડવા લાગ્યા.

(૫૩)

## ઝિક્રની હકીકત અને તેના પર સંતોષ કરનારની મિસાલ

એક દિવસે અમે બન્ને મસ્જિદમાં બેઠાં હતાં. તેમણે મારી તરફ કંઈ એવી (સૂચક) નઝરથી જોયું કે, હું સમજી ગયો કે તેઓ મારી સાથે એકલા વાત કરવા ચાહે છે. ત્યારે માત્ર મુનશી હલીમુદ્દીન સાહબ (હાજર) હતા.

મેં કહ્યું કે,

'આપ સંકોચ ન રાખો. એ અમારા મહરમ (જાણભેદુ) છે. એમનાથી કોઈ પરદો નથી.'

તેમણે ફરમાવ્યું કે,

'કહેવા જેવી તો વાત નથી (છતાં) તમને કહું છું કે જયારે (હું) ઝિક્ર કરું છું ત્યારે બવાસીર (હરસ મસા)નું મર્ઝ ઉભરે છે અને જોર પકડી લે છે !'

મેં અરજ કરી કે,

'એવું જ થવું જોઈએ. એમાં કંઈ નવાઈની વાત નથી. તમારી આ તકલીફ આ ઝિક્રના કારણે જ છે !'

તેમને ઘણી નવાઈ લાગી.

મેં કહ્યું કે,

'ઝિક્રની હકીકત છે કલ્બને (દિલને) જુમૂદ (સ્થગિતતા અને નિષ્ક્રિયતા)માંથી કાઢવું. જયારે તે જુમૂદમાંથી નીકળે છે (ઝિક્રમાં કાર્યશીલ થાય છે) ત્યારે જ સુકૂન (શાંતિ) મળે છે.'

**'ફ અન્ઝલસ સકીન-ત અલયહિમ'**

**ભાવાર્થ :**

પછી નાઝિલ ફરમાવી અલ્લાહે તેમના પર શાંતિ.

**(સૂરએ 'ફતહ', આયત :૧૮, પારો : ૨૬)**



''હવે એક હાલમાં જુમૂદ અને એક મંઝિલ પર વુકૂફ (વાકેફિયત) કેવી રીતે દુરુસ્ત થઈ શકે છે ! એક મુદ્દત સુધી ઝિક્ર કરાવવામાં આવે છે, પછી છોડાવી દેવામાં આવે છે (અને) મુરાકિબાત વગેરે બતાવવામાં આવે છે. જેવી રીતે બાળકોને પ્રથમ રમકડાં આપી દેવામાં આવે છે, પછી લઈ લેવામાં આવે છે.

હવે જો ઝાકિર હંમેશા ઝિક્ર જ કરતો રહે અને તેના

પર ઈસરાર (આગ્રહ) કરે અને કનાઅત કરી લે (સંતોષિત થઈ જાય) તો એની મિસાલ એવી છે જેવી રીતે કોઈ હાજીના હજના માટે જહાઝ (સ્ટીમર)માં સીટ રીઝર્વ કરાવે પછી જયારે જિદ્દા આવે તો સીટ ન છોડે કે કિંમત ચૂકવેલી છે અને ઘણાં રૂપિયા ખર્ચ કર્યા છે. એનું પરિણામ શું આવશે ? તેની પાસે જબરદસ્તી સીટ ખાલી કરાવવામાં આવશે.''

## (૫૪)

## મદીનહમાં મરવાની આરઝૂ

મૌલાના ઝિયાઉદ્દીન સાહબનો ઉલ્લેખ કરતાં ફરમાવ્યું કે,

એક દિવસે મને કહેવા લાગ્યા કે,

'મેં શીરીંરકમ સાહબની કબર પાસે પોતાની કબર તૈયાર કરાવી છે.'

મેં કહ્યું કે,

'આપે ઘણું ગલત કામ કર્યું.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

**''વમા તદરી નફસુમ બિઅય્યી અરદીન તમૂત''**

**(સૂરએ 'લુકમાન', આયત :૩૪, પારો : ૨૧)**

**ભાવાર્થ :**

[અને શું જાણે કોઈ જીવ કે કઈ ધરતી પર તેને મોત આવશે !]



શું તમને યકીન છે કે આપનો ઈન્તેકાલ અહીં જ થશે ! આપે મદીનહમાં મરવાની આરઝૂ કેમ ન કરી ?

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે :

**“વજઅલ મવતિ ફ બલદિ રસૂલિક.”**

[હે અલ્લાહ ! મારું મૃત્યું પોતાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના શહેરમાં નકકી ફરમાવ !]



એવું જ હતું તો આપ મદીનહમાં મરવાની તમન્ના કરતે.

કહેવા લાગ્યા કે,

‘નન્હે મિયાં ! [હઝરત શાહ મુહમ્મદ યાકૂબ સાહબ (રહ.) આ નામે લોકોમાં જાણીતા હતા.] આપે તો મારો ઈરાદો જ ખત્મ કરી દીધો. મારા નાણાં નકામા ગયા !’

ખુદાની શાન ! થોડાં સમય પછી તેમના મનમાં હરમયન (મકકા-મદીનહ) હાજરીનો જોશ પેદા થયો ! સાધન-સામગ્રી વગર ચાલી નીકળ્યા ! પુત્રો અને મિત્રોએ કંઈક સાંમાન કરી આપ્યો. હજ્જથી ફારિગ થઈને મદીનહ તય્યિબહ ગયા. ત્યાં બે-ત્રણ દિવસમાં જ ઈન્તેકાલ થઈ ગયો અને જન્નતુલ બકીઅમાં દફન થયા !.

## (૫૫)

## ઝિક્રની જગા ખલ્વત નહીં જલ્વત છે !
## એક અજીબ મિસાલ

ફરમાવ્યું,

‘ઝિક્રની જગા ખલ્વત (એકાંત) નથી, (બલ્કે)

જલ્વત (જાહેર) છે. જયારે જલ્વતમાં-જાહેરમાં ઝિક્રની આદત અને કુવ્વત પેદા થઈ જાય છે ત્યારે ખલ્વતમાં એકાંતમાં આપોઆપ ઝિક્ર થવા લાગે છે.

પરંતુ જો સમગ્ર ટેવ અને આદત ખલ્વતમાં-એકાંતમાં ઝિક્ર કરવાની છે તો જાહેર જગાની ધાંધલ-ધમાલમાં ઝિક્ર નથી થઈ શકતો.'

એનું એક સચોટ ઉદાહરણ આપ્યું :

રામપૂરથી એક શખ્સ આવ્યા હતા. ભૂતકાળમાં તેઓ એક મશહૂર ચોર હતા. ચોરી કરવા માટે ઊંચો કૂદકો અને છલાંગ મારીને ઘરોમાં ઊંચે ચઢી જતા હતા.

તેમને પૂછવામાં આવ્યું કે,

'તમને આવો ઊંચો કૂદકો અને છલાંગ મારવાનો મહાવરો કેવી રીતે થયો ?'

કહેવા લાગ્યા કે,

'અમને બાળપણથી એનો મહાવરો (પ્રેક્ટિસ) કરાવવામાં આવે છે. એ માટેની એક ખાસ કળા અને નિયમો છે. અમને જે પોશાક પહેરાવવામાં આવે છે તે બેવડા પડવાળા હોય છે. પાયજામો પણ એ જ પ્રમાણેનો અને કફની, સદરી તથા ટોપી પણ એ જ પ્રમાણેની. કપડાંના પડમાં રેટી ભરવામાં આવે છે. તોલા, માશાથી શરૂ કરીને કેટલાયે શેર સુધી એને પહોંચાડવામાં આવે છે. અને અમને કૂદકો અને છલાંગ મરાવવામાં આવે છે. ધીમે ધીમે અમે કંઈ કેટલાયે શેર રેતી ભરીને કૂદકો અને છલાંગ મારવા લાગીએ છીએ. રેતી અને વજન વગર અમને કૂદકો અને છલાંગ મારવાની પરવાનગી આપવામાં આવતી ન હતી. જયારે આવી રીતે વજન

સાથે કૂદકો અને છલાંગ મારવાની આદત પડી જતી તો પછી ખાલી પોશાક અને ખાલી બદન સાથે કૂદકો અને છલાંગ મારવામાં એટલું હલકાપણું જણાતું હતું કે ઊંચામાં ઊંચો કૂદકો અને છલાંગ મારવું આસાન થઈ જતું. બદન પક્ષીના જેવું હળવું જણાતું !'

ફરમાવ્યું કે,

'એ જ પ્રમાણે જે લોકો જલ્વતમાં અને બજારમાં અને ધાંધલ-ધમાલમાં અલ્લાહની તરફ મુતવજજેહ (ધ્યાનિત) રહે છે અને :

**'દસ્ત બકાર, દિલ બ યાર'**

(હાથ દુન્યવી કામમાં અને દિલ અલ્લાહની યાદમાં) એ ઉક્તિ પ્રમાણે રહેવાના આદી થઈ જાય છે તેમનાથી ખલ્વતમાં-એકાંતમાં ગફલત થવી મુશ્કેલ હોય છે. અને તેમને તનહાઈમાં-એકલતામાં ઝાકિર અને મુતવજેહ થવા માટે કોઈ તકલીફ અને પ્રયત્ન કરવાની જરૂર નથી પડતી.

## (૫૬)

**શરીઅતમાં અંગો અને ઉપાંગોને પ્રોત્સાહિત કરવા પડે છે, તરીકતમાં અંગો અને ઉપાંગો આદમીને પ્રોત્સાહિત કરે છે !**

ફરમાવ્યું કે,

એક શખ્સે શરીઅત અને તરીકતનો તફાવત પૂછયો. મેં કહ્યું કે, શરીઅતમાં અંગો અને ઉપાંગોને પ્રોત્સાહિત

કરવા પડે છે, તરીકતમાં અંગો અને ઉપાંગો આદમીને પ્રોત્સાહિત કરે છે !

દાખલા તરીકે જેને ખુજલી-ખંજવાળ થાય છે તે ઈરાદાપૂર્વક કે ઈરાદા વગર પણ ખંજવાળતો રહે છે. શવક અને મુહબ્બત વગર કામ નથી ચાલતું. શવક અને મુહબ્બતની હાલતમાં મહેનત મહેનત અને બોઝ બોઝ નથી જણાતો.

અલ્લાહ તઆલાએ જાનવરોમાં પણ શવક અને મુહબ્બતની ચિનગારી મૂકલી છે. ઊંટ પણ હુદીથી પ્રભાવિત થાય છે. (ઊંટને પ્રોત્સાહિત કરવા માટે ગવાતા ગીતને હુદી કહે છે.) જ્યારે ઊંટ હુદીથી મસ્ત થઈ જાય છે ત્યારે તેને સામાન અને સવારોનો બોઝ જણાતો નથી.

મદીનહની હાજરી માટે કંઈક દીવાનગીની પણ જરૂરત છે. જો સિયાના (સમજુ અને શાણો) (મદીનહ) ગયો તો ફાયદો ન ઉઠાવ્યો.

## (૫૭)

## અસલી પૂંજી ઇજ્ઝ, કોતાહી, દર્દ અને મુહબ્બત છે

ફરમાવ્યું કે,

મેં તો સત્તર વરસ હૈદરાબાદમાં જુવારની રોટી ખાયને વિતાવ્યા. જો મારામાં આ દર્દ અને સોઝ પેદા થયા તો નવાઈ નથી પરંતુ (મારા પુત્ર) મુહમ્મદ સઈદ પર મને નવાઈ લાગે છે કે તે ન કયાંય ગયા, ન આવ્યા અને ન આવી મહેનત કરી, (છતાં) તેમનામાં આ મુહબ્બત અને જઝબહ કેવી રીતે પેદા થઈ ગયાં ! ...

એના પર આપે તેમનો (મુહમ્મદ સઈદ સાહબનો) એક

નઅતિયહ કસીદહ, જે અલગ છપાઈ ચૂકયો છે, (જુઓ પા. ૩,૪) ઘણાં જોશ અને ભીનાં હૈયે સંભળાવવો શરૂ કર્યો. જ્યારે :

**સરાપા ઝુલ્મતો ઈસ્યાં હૂં**
**યકસર ઈજ્ઝ વ કોતાહી,**
**યેહ હય સરમાયએ અસલી**
**ઔર ઈસ પર શવક મહબ્બત કા.**

આ શઅેર પર પહોંચ્યા ત્યારે ફરમાવ્યું કે,

કેટલાંક શાયરોએ જે તર્ઝ-શૈલી પસંદ કરી છે તેમને પસંદ નથી કે, અમે દુરૂદ ઘણું પઢયા છીએ, અથવા અમે ફલાણો અમલ કર્યો છે એટલે અમને કંઈક હક અને અધિકાર પેદા થઈ ગયો છે ! એતો એવી વાત છે જેમ કોઈ કહે કે, મેં તમને ઈદકાર્ડ મોકલ્યો, તમે મને સેવ મોકલો !

અહીં તો અસલી પૂંજી એ જ ઈજ્ઝ (વિનમ્રતા, આજિઝી) અને કોતાહી (ઉણપ અને કમી) છે.

ફરમાવ્યું કે,

આ કસીદહ લખવા પછી થોડાં જ સમયમાં કલ્પના કે ધારણા વગર એક સાહબનો પત્ર આવ્યો કે મેં મુહમ્મદ સઈદના માટે વિમાનની ટિકિટ રીઝર્વ કરાવી લીધી છે ! અને આ પ્રમાણે કંઈ પણ સાધન-સામગ્રી વગર હજ અને ઝિયારતના માટે ચાલ્યા ગયા !

## (૫૮)

## અસલી ચીઝ નકલી પર હંમેશા ગાલિબ થાય છે

ફરમાવ્યું કે,

મોતના વખતે શવકની જરૂરત છે. જો ઝિંદગીમાં અલ્લાહથી અને આલમે આખિરતથી મુહબ્બત ન થઈ તો કંઈ ન થયું. માત્ર અકલી દલીલો, જાણકારી અને વાંચન કામમાં ન આવશે. આંતરિક વસ્તુ જરૂરી છે. અસલી ચીઝ નકલી ચીઝ પર ગાલિબ થાય છે. ફિતરી ઈલ્મ, શીખેલા ઈલ્મ પર ગાલિબ રહે છે.

પોપટને વરસો સુધી 'હકકુલ્લાહ', 'હકકુલ્લાહ' શીખવ્યું પરંતુ જયારે બિલાડીએ ગળું પકડયું ત્યારે (અલ્લાહના નામના બદલે) ટૈં-ટૈં (અવાજ) નીકળવા લાગ્યો !

(એ જ પ્રમાણે) જયારે મલકુલ મવતે (માણસનું) ગળું દબાવ્યું ત્યારે બાહ્ય (મૌખિક) ઝિક્ર ગાયબ થઈ ગયો અને અંદરની ચીઝો ઉભરી આવી. (શરીરના) અંગો અને ઉપાંગો જો હકીકત અને રૂહથી ખાલી છે તો ગોશ્તના ટુકડાં છે.

દવાઓમાં અંદરની વીજળીઓ (અર્થાત અસરકારકતા અને કાર્યશીલતા)ની જરૂરત છે, ન કે તેના બાહ્યસ્વરૂપની. મરેલી અને સૂકી (અર્થાત મુદ્દત વીતેલી અને નિષ્ક્રિય થઈ ગયેલી) દવાઓથી ફાયદો થતો નથી.

અલ્લાહ તઆલા ફરમાવે છે :-

**'લહુમ કુલૂબુલ લા યફકહૂ-ન બિહા વ-લ-હુમ અઅયુનુલ લા યુબ્સિરુ-ન બિહા વ-લ-હુમ આઝાનુલ લા યસમઊ-ન બિહા ઊલાઈ-ક કલ્અન્આમિ બલહુમ અદલ્લુ ઊલાઈ-ક હુમુલ ગાફિલુન.'**

**(સૂરએ 'અઅરાફ' આયત : ૧૭૯ પારો : ૯)**

**ભાવાર્થ :**

જેઓનાં દિલ એવાં છે કે તે વડે તેઓ (સત્ય હકીકતને)

સમજતા નથી અને આંખો એવી છે કે તે વડે (સત્યને) જોતાં નથી, અને કાન એવા છે કે તે (કુર્આનને) સાંભળતાં નથી. તેઓ (આખિરતના બારામાં) પશુઓ જેવા છે બલ્કે તે પશુઓથી પણ વધૂ સૂના છે (કારણકે) એ લોકો (લક્ષ દોરવા છતાં) બે ખબર છે.



નુસ્ખો (ઈલાજ અને ઉપચાર) બતાવી દીધો કે ગફલતને દૂર કરો. પછી પીરની જરૂરત નથી. કુર્આન ખુદ પીર બની જાય છે.

## (૫૯)

## જ્યારે આ'લા સામે આવી જાય ત્યારે અદનાથી દિલ હટી જાય છે

ફરમાવ્યું કે,

**'કુલ ઈન કા—ન આબાઓકુમ વ અબ્નાઉકુમ વ ઈખ્વાનુકુમ વ અઝ્વાજુકુમ વ અશી—ર—તુકુમ વ અમ્વાલુનિક તરફતુમૂહા વ તિજારતુન તખ્શવ-ન કસાદહા વ મસાકિનુ તરદવનહા અહબ્બ ઈલયકુમ મિનલ્લાહિ વ રસૂલિહી વ જિહાદિન ફી સબીલિહી ફતરબ્બસૂ હત્તા યઅતિયલ્લાહુ બિઅમ્રિહી વલ્લાહુ લા યહદિલ કવમલ ફાસિકીન.'**

**(સૂરએ 'તવબા' આયત : ૨૪, પારો : ૧૦)**

**ભાવાર્થ :**

(હે નબી !) આપ કહો કે જો તમારા બાપ અને તમારા

દીકરા અને તમારા કુટુંબીઓ તેમ તે માલ કે જેને તમે કમાયા છો અને તે વેપાર કે જેની મંદીથી તમે ડરો છો, અને તે મકાનો કે જેને તમે પસંદ કરો છો તે (સૌ) તમને અલ્લાહથી અને તેના રસૂલથી તેમ અલ્લાહના માર્ગમાં લડવાથી અધિક વહાલા છે તો તમે (શિક્ષાની) રાહ જુઓ એટલા સુધી કે અલ્લાહ પોતાનો હુકમ (એટલે અઝાબ) મોકલી આપે, અને અલ્લાહ નાફરમાન લોકોને સીધો માર્ગ દેખાડતો નથી.



સૂરએ તવબાની ઉપરોકત આયત પર હું ઘણાં દિવસ ચિંતન, મનન અને વિચાર કરતો રહ્યો. ઉલમાથી પણ પૂછપરછ કરી કે આ સ્વાભાવિક વહાલી વસ્તુઓની મુહબ્બત કઈ રીતે નીકળી શકે છે ?! પરંતુ સંતોષ ન થયો.

છેવટે એનું રહસ્ય મળ્યું. જુઓ, એક આદમી પોતાના બાળકો અને ઘરવાળાઓને છોડીને બહાર (વિદેશ) ગયો હોય, એક એક પૈસો તેને અશરફી (સોનના સિકકા) જેવો જણાતો હોય (ત્યારે) તેના હાથમાં કોઈ દસ રૂપિયા મૂકી દે તો તેની આંખો (વિસ્મયથી) પહોળી થઈ જશે ! તેને એવું જણાશે કે જાણે કોઈ ખઝાનો તેને મળી ગયો ! તે મુઠ્ઠી બંધ કરી લેશે.

એટલામાં એક શખ્સ એક અશરફી તેને દેખાડે છે ! તે શખ્સ પેલા દસ રૂપિયા ફેંકી દેશે અને અશરફી લઈ લેશે ! કારણકે અશરફીની સામે રૂપિયા તુચ્છ થઈ ગયા ! રૂપિયા અશરફીઓનો જ અંશ છે, તેનાથી જ રૂપિયા બને છે. જયારે માલ બનાવનારું યંત્ર જ મળી જાય તો માલની શી કિંમત ?! કોઈ કુંભારનો બનાવેલો પ્યાલો તોડી નાખે તો કુંભારને તેની શી પરવાહ ? તેનો ચાકડો સલામત રહેશે તો હઝાર પ્યાલા બનાવી લેશે. દુનિયામાં જે કંઈ છે તે સર્વ વાસ્તવિક આંખો વડે દેખાતી આભાસી આકૃતિઓ છે. જો વાસ્તવિક આંખો સલામત

છે તો આભાસી આકૃતિઓની કંઈ ચિંતા નથી. એ જ પ્રમાણે જો મહબૂબે હકીકી અને ખાલિકે અબદી કોઈને મળી જાય તો તેને ફાની મખ્લૂકાત (બાપ અને દીકરા અને કુટુંબીઓ તેમજ દુન્યવી સંપત્તિ વગેરે)ની શી કિંમત છે ?❶

## (૬૦)

## શયખ અકબરની એક ઈબારત પર વાંધો અને તેનો ઉકેલ

ફરમાવ્યું કે,

શયખ અકબરે ક્યાંક લખ્યું છે કે :—

'બધાં રસ્તા ખુદા સુધી પહોંચે છે.'

કેટલાક લોકોને એમાં ઘણો વાંધો જણાયો (કે આ તો સર્વધર્મ સમાનતા અને હમહ ઊસ્ત અથવા જે કંઈ દેખાય છે તે બધું ખુદા જ છે) એના જેવું (વિધાન) છે, કારણકે કુર્આને મજીદમાં આવે છે :—

**'ઈન્ન રબ્બી અલા સિરાતિમ મુસ્તકીમ'**

બેશક મારો પરવરદિગાર તો સિરાતે મુસ્તકીમ—સીધા રસ્તા પર (મળે) છે.

**(સૂરએ 'હૂદ' આયત : ૫૬)**

---

❶ એક ઉર્દૂ શાયર ('રવિશ')એ આ વિષયને આ શએરમાં સુંદર બયાન કર્યો છે :—

**ગિલહ નહીં જો ગુરીઝાં હય ચંદ પયમાને,**
**નિગાહે યાર સલામત હઝાર મયખાને.**

પરંતુ મારી નજીક એમાં કોઈ વાંધો નથી.

કોઈ બોલાવનારાએ પોકાર કર્યો કે,

'અહીં આવો !'

હવે ચો તરફથી લોકો દોડયા પરંતુ રસ્તાઓ સહીહ અને ગલત બધી રીતના છે. પરિણામ એ આવ્યું કે,

– કોઈ કાંટાઓમાં ફસાઈ ગયો !

– કોઈ ખાડામાં ગબડી પડયો !

– કોઈ સીધા રસ્તે પહોંચી ગયો !

એમાં પોકાર કરનાર અને પોકારનો કંઈ કુસૂર નથી.

એક હિંદૂએ કહ્યું કે,

'હું જો પૂજા ન કરું તો આખા દિવસ મન બેચેન રહે છે !'

ઈબાદત તો ફિતરી (સ્વાભાવિક, પ્રાકૃતિક, કુદરતી) તકાઝો છે.

**'વ મા ખલકતુલ જિન્ન વલ ઈન્સ ઈલ્લા લિ યઅ્બુદૂન.'**

**(સૂરએ 'ઝારિયાત' : ૫૬, પારો : ૨૭)**

નથી પયદા કર્યા મેં જિનો અને ઈન્સાનોને પરંતુ મારી ઈબાદતના માટે.



અલબત્ત, આ તકાઝાને સહીહ જગાએ ઉપયોગ કરવો આપણી ફરજ છે.

(૬૧)

## સામ્યવાદીઓ અને પ્રગતિવાદીઓ બંધનો અપનાવે છે પરંતુ આઝાદીના નામે !

ફરમાવ્યું કે,

નિયમો અને બંધનો જરૂરી છે. નાસ્તિક, મુલ્હિદ, સામ્યવાદી બધાં બંધનો અપનાવે છે પરંતુ આઝાદીની પોકળ વાતો કરે છે. એક ચીઝ ઘણાં શોખથી ખાય છે પરંતુ તેના કોઈ ખાસ નામથી ચિઢાય છે.

એક વખતે કેટલાંક બાળકો ભેગાં થયેલાં હતાં.

એકે કહ્યું કે,

'મને ફલાણી ચીઝથી ચીઢ ચઢે છે !'

બીજાએ કહ્યું કે,

'મને તૂરિયાંના શાકથી ચીઢ ચઢે છે. હું તે કદી નથી ખાતો.'

એક વખતે તૂરિયાનું શાક મૂકવામાં આવ્યું.

કોઈએ કહ્યું કે,

'તૂરિયાં છે.'

તે ઊભો થઈ ગયો અને કહ્યું કે,

'હું તૂરિયાં નથી ખાતો !'

માતાએ પાછળથી આવીને કમર પર હાથ મૂકયો અને કહ્યું કે,

'બેટા ! આ તૂરિયા નથી, લૂરિયાં છે.'

તે બેસી ગયો અને કહ્યું કે,

'હું તૂરિયા નથી ખાતો, લૂરિયાં ખાઉં છું !'

એ જ પ્રમાણે ઘણાં લોકો લૂરિયાના નામથી તૂરિયાં ખાય છે, આઝાદીના નામથી બંધનોમાં ઝિંદગી ગુઝારે છે અને ઘણાં ખૂશ છે કે અમે આઝાદ છીએ !

(૬૨)

## ઝમીનની તરફ નહીં આસમાનની તરફ જોવું જોઈએ



ફરમાવ્યું કે,

એક સાહબઝાદહ આવ્યા. (મજલિસમાં) બિલકુલ પાછળ બેસી ગયા. બધાં લોકો ઊઠીને ચાલ્યા ગયા છતાં તે બેસી રહ્યા.

મેં પૂછયું કે,

'આપનું કંઈ કામ છે ?'

કહેવા લાગ્યા કે,

'હું એક ઝમીન વિષે આપથી પૂછપરછ કરવા આવ્યો છું.'

મેં કહ્યું કે,

'ઝમીનની વાત ઝમીનવાળાઓ (એના વહીવટકર્તાઓ)ને પૂછો. હું ઝમીનની તરફ નહીં આસમાનની તરફ જોઉં છું. ઝમીનની તરફ નઝર ન કરવાની અને આસમાનની તરફ જોવાની મારી આદત બાળપણથી છે. એ માટે મારી બહેને મને માર્યો પણ

હતો. બાળપણનાં ફલાણાં સાહબની કોઠી પર જવાનું હતું. બહેને તાકીદ કરી કે ઉપર જોઈશ નહીં ! મેં જોયું કે ઉપર છજામાં મહૂક લાગેલી છે. ઘરે આવીને આ વાત કરી તો બહેન ઘણી નારાઝ થઈ ગઈ અને કસોટી કરવા પૂછયું કે,

'ચારપાઈ શા માંથી બનેલી હતી ?'

મેં કહ્યું કે,

'દોરડી માંથી.'

વચલા ભાઈ નારાઝ થયા અને કહ્યું કે,

'ખોટું કહે છે, ચારપાઈ પાટીની બનેલી છે.'

ઝમીનની વાતો ઝમીનવાળાઓથી પૂછો. હું તો આસમાનની તરફ જોઉં છું. અલ્લાહ મને ત્યાંથી જ ફયઝ આપે ! હવે તો મારી ઉંમર ૮૦ (એંસી) વરસ કરતાં પણ વધારે થઈ ગઈ છે, મારી જડો ઝમીનથી કપાઈ રહી છે એટલે ઓર પણ આસમાનની તરફ નઝર હોવી જોઈએ. ત્યાંની જ ખેતીની ફિકર હોવી જોઈએ.



## છઠ્ઠી મજલિસ

**તારીખ :** ૧૯, શવ્વાલુલ મુકર્રમ, હિજરી સન ૧૩૮૭ મુતાબિક ૨૦, જાન્યુઆરી, ઈસવી સન ૧૯૬૮

**સમય :** અસર અને મગરિબની વચ્ચે.

**સ્થળ :** ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો :**

- મૌલાના હાફિઝ મુહમ્મદ ઈમરાન ખાન સાહબ નદવી
- મૌલાના જમીલ અહમદ સાહબ હયદરાબાદી
- મૌલાના હાફિઝ નુઅમાન ખાં સાહબ નદવી
- હાફિઝ મન્ઝૂર સાહબ
- મૌલવી અલી આદમ સાહબ અફ્રીકી
- મૌલવી મુહમ્મદ હમ્ઝા હસની...વગેરે

**(૬૩)**

### મૌલાના દરયાબાદી સાથેની મુલાકાતનો ઉલ્લેખ

હિજાઝના સફરના મોકા પર હું, આ કિતાબનો લેખક (મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવી) અને મારો ભત્રીજો અઝીઝી મુહમ્મદ અલ હસની, તંત્રી : 'અલ બિઅસલ ઈસ્લામી', અમે બંને તાઈફથી કારમાં પાછાં આવી રહ્યા હતા. પહાડનું ઉતરાણ પૂરુ થઈ ગયું હતું કે અચાનક કાર પલ્ટી ગઈ અને તેણે કેટલીયે પલ્ટીઓ ખાધી ! પરંતુ ખુદાના ફઝલો કરમથી અમે બંને બિલ્કુલ સુરક્ષિત રહ્યા ! કાર સ્થિર થઈ અને અમે બહાર નીકળ્યા ત્યારે અમારા શરીર પર મામૂલી

ઉઝરડાં પડયા હતા ! કારના ચારેય પૈડાઓ ઉપર અને છત જમીન પર હતી !

ઉપરોકત અકસ્માત વિષે પૂછપરછ કરીને હઝરતે ફરમાવ્યું કે,

કરીબ કરીબ તે જ સમયમાં મને પણ માથાનો દુ:ખાવો, અત્યંત નબળાઈ અને કલ્બ (દિલ)ની તકલીફ પેશ આવી. હું અકસર સવારથી કંઈ ખાવા-પીવા વગર મજલિસમાં આવીને બેસી જાઉં છું અને કહેવા-સાંભળવાનો સિલસિલો શરૂ થઈ જાય છે.

એક દિવસે (બપોરે) એક વાગ્યા સુધી આ સિલસિલો ચાલુ રહ્યો. (મજલિસ ખત્મ થયા પછી) ઊઠીને મકાનમાં જવા લાગ્યો તો મને ચકકર આવી ગયા. હું સમજયો કે નબળાઈના કારણે છે. ખાવાનું ખાય લઈશ તો મટી જશે. પરંતુ ખાવા બાદ પણ ચકકર ન ગયા. આખો દિવસ ઘણું જોર રહ્યું. પુષ્કળ કમજોરી હતી, કલ્બ પર પણ અસર માલૂમ પડી.

મેં અકસર મોટી ઉંમરના લોકોને જોયા છે કે ઝટપટ ખત્મ થઈ ગયા ! લોકોએ કહ્યું કે,

'અરે ! હમણાં તો વાતો કરતા હતા !'

'હમણાં તો ફલાણી જગાએ જોયા હતા !'

પરંતુ મોટી ઉંમરમાં એવું જ થાય છે.

એટલા માટે જે વૃધ્ધ માણસ આજનું કામ આવતી કાલ પર મુલતવી રાખે તેને હું અસ્થિર મગજનો સમજું છું.

મેં મૌલવી ઈમરાન સાહબને બોલાવીને વસિય્યતો કરી દીધી. સંજોગવશાત તે જ દિવસે મૌલવી અબ્દુલમાજિદ સાહબ દરયાબાદી તશરીફ લાવ્યા હતા. બીજા દિવસે સવારે તેઓ

ખાનકાહ આવનાર હતા. મૌલવી ઈમરાન સાહબને સંકોચ થતો હતો કે આ હાલતમાં તેમને લાવે.

મેં કહ્યું કે, આ જ સમય તાત્વિક વાતનો છે. જયારે ઝાહિરી શક્તિઓ કમજોર થઈ જાય છે ત્યારે અસલ ખાલિસ (શુદ્ધ) વાત નીકળે છે. જયારે બદામનું ઉપરનું કવચ તોડવામાં આવે છે અને તેનું મીંજ નીકળે છે ત્યારે તેમાંથી બદામનું તેલ પ્રાપ્ત થાય છે.

મેં મૌલવી સાહબને અંદર જ બોલાવી લીધા અને મોડે સુધી કહેતો રહ્યો. મૌલવી સાહબે પોતાની બુલંદ નઝરીથી એ વાતોને ઘણું મહત્વ આપ્યું. મને કંઈ યાદ નથી કે મેં શું ક હ્યું ? એટલું યાદ છે કે તેઓ રડતા હતા. આ વાતોમાંથી એક વાત તેમણે 'સિદક'માં પણ લખી છે.



## (૬૪)

## ક્યારેક અઝાબની શિકલમાં રહમત અને ક્યારેક રહમતની શિકલમાં અઝાબ હોય છે

ફરમાવ્યું કે,

દરેક વસ્તુની પૂર્વભૂમિકા અને ચિન્હો (લક્ષણો) હોય છે. અહલે બસીરત (દિલની આંખોવાળા લોકો) પૂર્વભૂમિકા અને ચિન્હોથી સાચું તારણ મેળવી લે છે. કેટલીક વેળા અઝાબની શિકલમાં રહમત અને કેટલીક વેળા રહમતની શિકલમાં અઝાબ હોય છે.

અઝાબે ઈલાહી આવવાથી પહેલાં કુદરતની નિશાનીઓ તરીકે ખવફ અને ભય પેદા કરનારા જે બનાવો બને છે તે પોતાની ઝાહિરી શિકલની રૂએ અઝાબ માલૂમ પડે છે પરંતુ

આવનારા અઝાબથી બચાવવા માટે તે બોધદાયક ચેતવણીનું કામ કરે છે.

– પ્રથમ સુબ્હે કાઝિબ (આભાસી પ્રભાત) થાય છે,
– પછી સુબ્હે સાદિક (સાચું પ્રભાત) થાય છે,
– તે પછી સૂરજ નીકળે છે.

સમજદાર લોકો સુબ્હે કાઝિબને જોઈને સમજી જાય છે કે સુબ્હે સાદિક થનાર છે. અને જોનારા સુબ્હે સાદિકને જોઈને કહી દે છે કે, સૂરજ નીકળનાર છે !

હું હયદરાબાદમાં હતો ત્યારે પ્લેગનો સખ્ત ઉપદ્રવ થયો. માણસોના મૃત્યુનું પ્રમાણ ઘણું ભારે હતું. શાહ અલી બંદાથી લઈ ચારમીનાર સુધીના વિસ્તારમાં કોઈ આદમી નઝરે પડતો ન હતો ! જો કોઈ નઝરે આવતો તો ગરદનમાં ઝોલી નાંખીને કોઈ મુર્દાને લઈ જતો દેખાતો ! શહેરમાં ભયનું વાતાવરણ હતું. લોકો શહેર છોડીને ભાગી રહ્યા હતા.

થોડાં સમય પછી ઈન્ફ્લ્યુએન્ઝા (તાવનો રોગ) આવ્યો ! એમાં પણ અસંખ્ય માણસો મૃત્યુ પામ્યા !

તેના થોડા સમય પછી મૂસા નદીનું તૂફાન આવ્યું. તેણે કયામત બરપા કરી દીધી. શહેરમાં હાહાકાર મચી ગયો હતો. કેટલીયે બારાતો તણાઈ ગઈ ! કેટલાયે ખાનદાનોના નામ-નિશાન મટી ગયા !

કોઈ કહેતું : મારા સાત પુત્રો હતા ! બધાં તોફાનમાં તણાઈ ગયા !
કોઈ કહેતું : હું પણ ડૂબતો ડૂબતો બચ્યો !

ટૂંકમાં લોકોની દાસ્તાનોથી દિલ આઘાત અનુભવતું હતું. એ પછી મારા પર એવી વહશત (નફરત) સવાર થઈ કે મારા માટે એક મિનિટ થોભવું મુશ્કેલ થઈ ગયું.

પહેલાં હયદરાબાદથી મને એવો પ્રેમભાવ હતો કે હું કહેતો હતો કે : મને મોત મદીનામાં આવશે અથવા હયદરાબાદમાં ! હવે એવી વહશત થઈ કે ત્યાં રહેવું મુશ્કેલ થઈ ગયું ! હું ગુલબર્ગામાં હતો. લોકોએ મને થોભાવવા હઝાર પ્રયત્નો કર્યા પરંતુ હું ન થોભ્યો.

છેવટે (હયદરાબાદના નવાબી રાજયને ભારત સાથે જોડી દેવા માટે ભારત સરકાર તરફથી) પોલિસ એકશન લેવામાં આવ્યું. ગુલબર્ગા અને એની આસપાસમાં મોટી તબાહી આવી. આ બનાવોને લોકો અઝાબે ઈલાહી કહેતા હતાં, હું એને રહમત સમજતો હતો કે મોટા અઝાબથી ડરાવવા માટે જગાડવામાં અને ઝંઝોડવામાં આવી રહ્યા છીએ !

એક શખ્સ શિયાળામાં જાડી રજાઈ ઓઢીને મીઠી નીંદમાં સૂતેલો છે. એક માણસ સખ્તીની સાથે પકડીને તેને નીચે ખેંચી લે છે. એનાથી તેને ચોટ પણ લાગે છે. ગુસ્સો પણ આવે છે. પરંતુ જયારે તે ઉંઘમાંથી બરાબર જાગૃત થાય છે અને જુએ છે કે તેની પાસે તો સાપ હતો ! જો તેને પકડીને ખેંચી લેવામાં ન આવતે તો એ સાપ તેને દંખ મારતે અને એ મૃત્યુ પામતે !

સાપને જોયા પછી પેલા માણસને પોતાને ખેંચી લેવાનું કૃત્ય ભારોભાર હમદર્દી અને શફકત નઝર આવશે.

કયારેક અઝાબે ઈલાહીની શિકલમાં રહમત હોય છે અને કયારેક રહમતની શિકલમાં અઝાબ હોય છે !

- નમરૂદની આગની શિકલ અઝાબની હતી પરંતુ તેમાં રહમત હતી.
- સાગરની શિકલ રહમતની હતી પરંતુ તેમાં ફિરઔનનાં માટે અઝાબ હતો !

(૬૫)

## જાહેરી શબ્દોથી ઘણો ધોકો થાય છે !

ફરમાવ્યું કે,

જાહેરી શબ્દોથી ઘણો ધોકો (ગેરસમજ) થાય છે. એ શબ્દો કોના માટે, કયાં, કયા સંદર્ભમાં વપરાયા છે તે જોવું જોઈએ. વ્યકિત, સમય અને સંદર્ભ અનુસાર એક જ શબ્દના અર્થ બદલાતા રહે છે.

અગાઉ ભોપાલની જેલમાં શેતરંજીઓ અને જાનમાઝો સારી બનતી હતી. શેતરંજીઓ અને જાનમાઝો ખરીદવા માટે હું કદી કદી જેલ જતો.

એક માણસ મને જોઈને કહે છે,

'અરે ! આ પીર સાહેબ પણ જેલ પહોંચી ગયા ?!'

જો કે હું આઝાદ (મુકત) છું, થોડાં સમય માટે એક જરૂરતના કારણે જેલ ગયો હતો.

એક કેદીને કોઈ કામ અંગે (પોલિસો) શહેરમાં લાવ્યા. જો કોઈ એને પૂછે કે,

'શું તું આઝાદ (મુકત) છે ?'

તો તે કહેશે કે,

'ના સાહેબ, હું તો જેલમાં જ છું !'

તો હું જેલ જઈને ન કેદી બન્યો, અને ન કેદી શહેરમાં આવીને આઝાદ (મુકત) થઈ ગયો !

પરંતુ શબ્દોના સમાનરૂપ જોઈએ લોકોને ગેરસમજ થાય

છે. એ જ ગેરસમજ કાફિરોને થઈ. આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જરૂરતના કારણે બજાર જતા જોઈને તથા બશરીયતના તકાઝાના કારણે ખાતા-પીતા જોઈને તેમને ધોકો થયો તો તેમણે આપ્ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સામાન્ય માનવી જેવા સમજી લીધા અને કહ્યું કે :–

**'મા લિહાઝર્રસૂલિ યા કુલુત્તઆ-મ વ યમ્શી ફીલ્અસ્વાક.'**

['આ કેવા રસૂલ છે કે ખાય-પીએ છે અને
બજાર પણ આવે-જાય છે !']

**(૬૬)**

## હાલાત અને કયફિયાત અસ્થાયી અને બાહ્ય ચીઝો છે

પાણીની અસલ ફિતરત (મૂળ સ્વભાવ) અને હકીકત એ છે કે તે ઠંડુ હોય છે અને ઠંડક પહોંચાડે છે. પરંતુ જ્યારે તે આગ પર ગરમ થઈ જાય છે, અથવા તેને ગરમી મળે છે ત્યારે તે ગરમ થઈ જાય છે અને તેને 'ગરમ પાણી' કહેવા લાગે છે. એનો મતલબ એ નથી કે તે હંમેશા ગરમ જ રહે છે. જ્યારે ગરમીની અસર નષ્ટ થઈ જશે ત્યારે તે ફરીથી ઠંડુ થઈ જશે અને પોતાની (અસલ) ફિતરત પર પાછું આવી જશે.

એ જ પ્રમાણે ઈબાદાત, મુજાહદાત, કયફિયાત અને તજલ્લિયાતથી સાલિક મગ્લૂબ (અધીન, વિવશ) થઈ જાય છે અને ક્યારેક તેની ઝુબાનથી આ પ્રમાણેના વાક્યો સરી પડે છે :

✲ **'સુબ્હાની વ મા આ'ઝમો શાની'**
(મારી ઝાત તમામ અયબોથી પાક છે !
કેવી બુલંદ છે મારી શાન !)

✲ 'લયસ ફી જુબ્બતી ઈલ્લલ્લાહ

(મારા ઝભ્ભામાં અલ્લાહ સિવાય કંઈ નથી !) 1

પરંતુ આ સર્વ અસ્થાયી અને ઈઝાફી ચીઝો છે. ગરમ પાણી હઝાર કહે કે હું ગરમ છું અને હું આગ છું, છતાં તે પાણીનું પાણી જ રહેશે. અને તેને તેના હાલ પર છોડી દેવામાં આવશે. છેવટે ઠંડુ પાણી બની જશે ! જેવું પહેલાં હતું.

કોઈ કહે છે કે,

'હું ઈબાદત કરું છું !'

હું કહું છું કે,

'તે શું ઈબાદત કરી શકે !'

તેણે એમ કહેવું જોઈએ કે,

'ખુદા મુજથી ઈબાદત કરાવે છે !
ખુદા મને ઈબાદતની તવફીક આપે છે !'

ઈબાદત તેની (આબિદની) સ્થાયી સિફત અને લાઝિમા (આવશ્યકતા) નથી, એક બાહ્ય અને અતાઈ (અર્પિત) સિફત છે.

---

1 – હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)
– હઝરત હુસયન મન્સુર (રહ.)

વગેરે એ વિલાયતના એક ખાસ મકામમાં મસ્તીની અને બેખૂદીની હાલતમાં આ પ્રકારના વચનો કહ્યા હતા. તસવ્વુફ અને તરીકતની પરિભાષામાં એ મકામને 'વહદતુલ વુજૂદ' અથવા 'ફનાઓ બકા' કહે છે. એની વિસ્તૃત ચર્ચા હઝરત મૌલાના હિદાયત અલી (રહ.)એ 'મેઅયારુસ્સુલૂક' (કિતાબ)માં કરેલી છે.

(અનુવાદક)

**મિન્નત મ નેહ કે ખિદમતે સુલ્તાં હમી કુનમ,**
**મિન્નત શનાસ અઝૂ કે બખિદમત બ દાશ્તત.**

[ઉપકાર ન જતાવ કે હું બાદશાહની ખિદમત કરું છું ! બલ્કે બાદશાહનો ઉપકાર માન કે તે તારી પાસે પોતાની ખિદમત કરાવી રહ્યો છે.

**અર્થાત :**

ઈબાદત કરીને અલ્લાહ પર એહસાન ન જતાવ ! બલ્કે અલ્લાહનો એ એહસાન છે કે તને ઈબાદતની તવફીક આપીને પોતાની ઈબાદત કરાવે છે !]

**(૬૭)**

## શબ્દોને સમજવા માટે બોલનારની પરિસ્થિતિ અને વાણીનું સ્થળ પણ જોવું જોઈએ

ફરમાવ્યું કે,

લોકો શબ્દો પર પકડ કરે છે. એ નથી જોતાં કે એ શબ્દો કયા હાલાત (પરિસ્થિતિ)માં બોલાયા છે.

(ઊંચા સ્થાને બેઠેલી બિલાડીને જોઈને)
એક શખ્સ કહે છે કે,

'બિલાડી મારા કદ કરતાં ઊંચી છે !'

લોકો કહે છે કે,

'કોઈ બિલાડી એવી જોવામાં આવી નથી જે ઈન્સાનના કદના કરતાં ઊંચી હોય !'

આ વાત પર ઝઘડો થઈ રહ્યો છે !

પરંતુ બિલાડીને જો જમીન પર (નીચે) ઉતારી લેવામાં આવે તો બધો ઝઘડો મટી જાય !

એ જ પ્રમાણે બુઝુર્ગોના ઘણાં અકવાલ (વચનો) જે ખાસ હાલાત (પરિસ્થિતિ)માં કોઈ ચીઝના અવલોકન કરવાના કારણે બોલાયા હતા તે ત્યાં સુધી સમજમાં આવી શકતા નથી જયાં સુધી તેના સ્થાનને જોવામાં ન આવે !

## (૬૮)

## લોકો પોતાના ઝવકી દાઈરામાં જ તરક્કી કરવા ચાહે છે જો કે કુર્આન પરિવર્તનની માંગણી કરે છે

ફરમાવ્યું કે,

લોકોને પોતાના ઝવકી દાઈરા (રસના ક્ષેત્ર)માં તરક્કી કરવું ઘણું આસાન માલૂમ પડે છે.

* જેને ઝિક્ર અને શુગ્લનો શોખ છે તે ઝિક્ર અને શુગ્લમાં વધારો કરતો ચાલ્યો જાય છે.
* જેને ઈબાદતનો શોખ છે તે ઈબાદતોમાં ઓર વધારો કરી લે છે અને છતાં કંઈ (બોજ) જણાતો નથી.
* તબ્લીગમાં એક ચિલ્લો આપનારને ત્રણ ચિલ્લા ખૂબ જ આસાન માલૂમ પડે છે.
* લોકો વઝાઈફ પર વઝાઈફ પૂછતાં રહે છે !
  ખત્મ પર ખત્મ પઢતાં રહે છે !

**પરંતુ**

* જો કોઈ મરગૂબ (વહાલી) વસ્તુને છોડવા માટે કહેવામાં આવે, અથવા

* શરીઅતના કોઈ હુકમને ઈખ્તિયાર કરવાના માટે કહેવામાં આવે, અથવા
* કોઈ રસ્મ (રિવાજ)ને છોડવા માટે કહેવાંમાં આવે,

તો એ વાત અત્યંત દુશ્વાર (મુશ્કેલ) માલૂમ પડે છે !

જો કે, કુર્આને મજીદ સૌથી વધારે તગય્યુર (પરિવર્તન)ની માંગણી કરે છે.

(૬૯)

## કોઈનો દીન જોવો હોય તો તેની દુનિયા જુઓ !



મૌલાના અબ્દુશ્શકૂર (રહ.) અને હાજી મુશ્તાક અલીખાં મરહૂમે હઝરત મૌલાના અયનુલ કુઝાત (રહ.)ની એક વાત સંભળાવી. મેં તેને મારી આદત પ્રમાણે લખી લીધી અને મેં કહ્યું કે, આખી જિંદગી માટે આ એક જ વાત પૂરતી છે !

તેમણે નકલ કર્યું કે,

હઝરત મૌલાના ફરમાવતા હતા કે,

'જો કોઈનો દીન જોવો હોય તો તેની દુનિયા જુઓ !'

**અર્થાત :** જો દુનિયા શરીઅતના મુતાબિક છે તો દીન પણ શરીઅતના મુતાબિક હશે.

(૭૦)

## એક મિરઝા સાહબનો બનાવ

એક મિરઝા સાહબ છે.

વરસોથી ખાનકાહ અને ઝિક્ર તથા શુગ્લ સાથે સંબંધ ધરાવે છે. અને ખત્મો (ખત્મે ખ્વાજગાન...વગેરે) વિષે પૂછતા રહે છે કે, 'ફલાણો ખત્મ પણ શરૂ કરી દઉં ?'

હું તેમને શરૂઆતમાં પણ કહેતો હતો કે,

'મિરઝા સાહબ ! આપ આ ઝિક્ર અને શુગ્લના કરતાં દરરોજ એક હદીસ પઢી લિયા કરો અને તેના પર અમલ કરો એ આપના માટે વધારે જરૂરી અને ફાયદાકારક છે ! આપના માટે ઈલ્મ વધારે જરૂરી છે !'

પરંતુ તેમને ઝિક્ર અને શુગ્લથી વધારે દિલચસ્પી રહી. છોકરાની શાદીનો સમય આવ્યો.

છોકરાએ કહ્યું કે,

'હું ઘોડા પર બેસીશ અને વાજાં તેમજ ગીત-સંગીત પણ જરૂર થશે !'

તેમણે છોકરાને સમજાવ્યો.

છોકરાએ કહ્યું કે,

'હું ઘર છોડીને ચાલ્યો જઈશ ! શાદી ન કરીશ !'

ઔરતોએ પણ આગ્રહ કર્યો.

છેવટે મિરઝા સાહબ માની ગયા અને બારાત એ જ શાનથી નીકળી !

અહીં આવ્યા તો મેં તેમને કહ્યું કે,

'તમે સખ્ત ગુનાહ કર્યો.'

તેઓ ઘણાં શરમિંદા થયા અને કહ્યું કે,

'હું તવબા કરું છું ! હું તવબા કરું છું !'

મેં કહ્યું કે,

'હાં, હુજરા (ઓરડા)માં ઘૂંઘટ નાખીને, છુપાઈને તવબા કરી લો !

તમે ગુનાહ તો જાહેરમાં કર્યા છે, અને સંમગ્ર કસ્બામાં એક મિસાલ કાઈમ કરી દીધી કે દીનદાર ઘરોથી પણ આવી બારાતો નીકળે છે !

અને તવબા અહીં ચુપચાપ બેસીને કરી લેશો ?

જાહેર ગુનાહ માટે જાહેર તવબા જોઈએ !

કસ્બામાં જઈને કહો કે,

મારાથી સખત ગલતી થઈ અને મેં ઘણું બૂરું કર્યું !'



એનાથી વિરુધ્ધ આ ગરીબ કાઝી જેઓ અહીં બેઠેલા છે, તેઓ એક નિકાહની મજલિસમાં શરીક હતા.

મજલિસમાં શરીઅતના ખિલાફ એવી વાતો થવા લાગી જેનાથી દીનનો તિરસ્કાર અને અપમાન થતા હતા.

કાઝી સાહબ મજલિસમાંથી ઉઠવા લાગ્યા અને કહ્યું કે,

'હું આવી મજલિસમાં બેસી નથી શકતો !'

લોકોએ ખુશામદ કરીને બેસાડયા, અને એવી વાતો કરવાનું છોડી દીધું.

પછી નવશા (દુલ્હો) આવ્યો. તેના મુખ પર સેહરો હતો.

કાઝી સાહબ ફરી ઉઠવા લાગ્યા, અને કહ્યું કે,

'આ બાબત શરીઅતના ખિલાફ છે !'

ઓરતોએ ઘણો શોર મચાવ્યો કે સેહરા વગરનો નવશા (દુલ્હો) કેવો ?

કાઝી સાહબ ફરી પાછા ઉઠવા લાગ્યા.

લોકોએ ફરી પાછાં બેસાડયા.

તેમણે કહયું કે,

'હું મનાઈ નથી કરતો. ખૂદ ચાલ્યો જાઉં છું.'

છેવટે લોકોએ તેમને બેસાડયા અને સેહરો કાઢી નાંખ્યો. આખિર, એમની જ (વાત) ચાલી !

## (૭૧)

**દીન જયારે જાપાની (તકલાદી) હોય છે ત્યારે દુનિયાથી ટકરાઈને તૂટી જાય છે.**

ફરમાવ્યું :

દીન જયારે જાપાની (તકલાદી) હોય છે ત્યારે દુનિયાથી ટકરાઈને તૂટી જાય છે. પરંતુ જયારે તે મજબૂત માલ અને અસલી હોય છે ત્યારે કોઈ પણ ટકકરથી નથી તૂટતો.

બજારમાં સવા રૂપિયાની ઘડિયાળ પણ વેચાય છે. ટીન (પતરાં)ના પુરજા (યંત્ર) અને માત્ર દેખાવ માટેની ઘડિયાળ જે જરા પણ ધકકો સહન કરી શકતી નથી.

## (૭૨)

**આપણાં લોકોનો દીન શતરંજના ખેલ કરતાં પણ ઓછાં મહત્વનો છે.**

દીનદારોએ શતરંજ રમનારાઓથી સબક લેવો જોઈએ.

તેઓ પોતાના નિયમોના કેટલા ચુસ્ત પાબંદ હોય છે ! કેટલુંયે કહો કે આ મોકા પર 'હાથી'ને નિયમ વિરુધ્ધ આગળ ધપાવી દો ! 'ઘોડો' અઢી ખાના ચાલે છે તેના બદલે વધતા-ઓછા ખાના (પોતાના ફાયદા પ્રમાણે) આગળ ચલાવો ! પરંતુ શતરંજનો ખેલાડી નુકસાન પર નુકસાન બરદાશ્ત કરશે, હાર પર હાર ખાશે, છતાં શતરંજના ખેલના નિયમ વિરુધ્ધ ચાલ ન ચાલશે.

તેને પૂછશો કે એવી ચાલ કેમ નથી ચાલતા ?

તો તે કહેશે કે,

'એ શતરંજના નિયમો અને સિધ્ધાંતોની વિરુધ્ધ છે !'

અલ્લાહો અકબર !

ખેલ અને રમતના નીતિ-નિયમોની આટલી પાબંદી ! આપણે (મુસલમાનોએ) ઈબરત હાસિલ કરવી જોઈએ !

'દીન શું છે ?!'

શરીઅતના ઉસૂલોની પાબંદી કરવી તેમજ પોતાની ખ્વાહિશાત (મનેચ્છાઓ) તેમજ હેતુઓને શરીઅતના અહકામ અને આસમાની તા'લીમાતના તાબે કરી દેવું (એનું નામ દીન છે.)

- ભલે ફાયદો થાય કે નુકસાન થાય !
- જીત થાય કે હાર થાય !
  મારાથી સખ્ત ગલતી થઈ અને મેં ઘણું બૂરું કર્યું !'



એ જ વિષય આ હદીસનો છે જે ગઈકાલે (હઝરત

મુજદ્દિદે અલ્ફેસાની રહ.ના) મકતૂબાત શરીફ (મુબારક પત્રો)માં પઢવામાં આવી હતી કે :

'તમારામાંથી કોઈ શખ્સ ત્યાં સુધી મોમિન નથી થઈ શકતો જ્યાં સુધી તેની ખ્વાહિશાતે નફસાની (મનેચ્છાઓ) આ હિદાયતના તાબે ન થઈ જાય જેને હું લઈને આવ્યો છું.'



મેદાની ખેલો (ક્રિકેટ, ફૂટબોલ, હોકી વગેરે...)માં પણ જોશો કે :

- ❃ જે ખેલાડીને જે જગાએ ઊભો કરી દેવામાં આવે ત્યાંથી ખસવાની તેની મજાલ નથી !
- ❃ જે યુનિફોર્મ (ગણવેશ) નક્કી કરેલો હોય તે અવશ્ય પહેરવો પડે છે.
- ❃ રમતના જે નીતિ–નિયમો હોય તેનું ચુસ્ત પાલન કરવામાં આવે છે.

શું દીનનો મામલો રમત અને ખેલ કરતાં પણ ઓછાં મહત્વનો છે ?!!!

(૭૩)

## નમાઝમાં દિલ નથી લાગતું, દુઆ કરો !

ફરમાવ્યું કે:

એક સાહબે મને કહ્યું કે,

'નમાઝમાં દિલ નથી લાગતું, દુઆ કરો !'

મેં કહ્યું કે,

ગજવામાં રૂપિયો દોઢ રૂપિયો છે ?

તેણે કહ્યું કે,

'હાં, છે !'

મેં કહ્યું કે,

જામેઅ મસ્જિદ ચાલ્યા જાઓ અને મુઅઝ્ઝિનને એ રૂપિયા આપીને મસ્જિદના મીનારા પર ચઢવાની પરવાનગી મેળવી લો. તે પછી મીનારાની ટોચ પર પહોંચીને તેનો દરવાજો ખોલી દો અને બિલકુલ ટોચના કિનારા પર ઊભા રહીને તમે નીચે જોશો ત્યારે શું તમે બૂમ પાડીને નીચે ઊભેલા લોકોને એમ કહેશો કે,

'મારા માટે દુઆ કરો કે હું મીનારાની ટોચ પરથી નીચે કૂદી ન પડું ?!'

એ જ પ્રમાણે :

જો તમે જહન્નમની ઊંડાઈ જોતે કે નમાઝ ન પઢવાના કારણે આદમીને કેટલી ઊંડાઈએ ફેંકી દેવામાં આવશે તો પછી આ કહેવાની જરૂરત ન રહેતે કે 'દુઆ કરો, હું નમાઝ પઢું અને નમાઝમાં દિલ લાગવા માંડે !'

**(૭૪)**

**ધનવાન લોકો પ્રથમ આગતા સ્વાગતા કરે છે અને પછી પ્રશ્નો પૂછે છે :**

ફરમાવ્યું :

હું ઉજ્જૈનમાં એક મોટા વકીલ સાહબને ત્યાં થોભેલો હતો. શહેરમાં કેટલાક ગરીબ લોકો પણ હતા જેમના સિલસિલાને અમારા ખાનકાહ સાથે જૂના સંબંધો હતા. મેં ઘણું ચાહ્યું કે હું તેમને ત્યાં ચાલ્યો જાઉં. ગરીબોને ત્યાં આરામ વધારે મળે છે. પરંતુ વકીલ સાહબે આગ્રહ કર્યો કે એક રાત તો થોભી જાઓ !

પછી દસ્તરખ્વાન બિછાવવામાં આવ્યું.
ભોજન પુસ્તકલ્લુફ હતું.
જાત જાતના પકવાન અને વિવિધ વાનગીઓ પીરસવામાં આવી.
આ (ધનવાન) લોકો પ્રથમ આગતાસ્વાગતા કરે છે,
આદમીને પ્રથમ મમ્નૂન (આભારી, કૃતજ્ઞ) કરે છે, અને તે પછી પ્રશ્ન પૂછે છે ! જેથી જવાબ મરજી મુજબ મળે !



ખાતીવેળા તેમણે પૂછયું કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આલિમુલ ગયબ હતા કે નહિ ?'

મેં કહ્યું કે :

પ્રથમ 'ગયબ'ની હકીકત સમજી લો ! કે

'ગયબ' કોને કહે છે ?

'ગયબ' એક ઈઝાફી (સાપેક્ષ, અન્ય પર આધારિત) ચીઝ છે.

આપ પોતાના ઘરના 'ગયબ'ના આલિમ (જાણકાર) છો,

હું મારા ઘરના ગયબનો આલિમ (જાણકાર) છું.

આપના ઘરની વસ્તુઓ આપના માટે શહૂદ (દેખીતી) છે,

પરંતુ મારા માટે ગયબ (અદૃશ્ય) છે !

મારા ઘરની અંદરની ચીઝો મારા માટે શહૂદ છે, પરંતુ આપના માટે ગયબ છે !

એ પ્રમાણે એક અર્થમાં :

આપને કંઈક ગયબનો ઈલ્મ છે !
મને પણ કંઈક ગયબનો ઈલ્મ છે !



હવે એ બતાવો કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પયદા કરવામાં આવેલા છે કે ખૂદ પેદા થઈ ગયા છે ?

તેમણે કહયું કે,

'અલ્લાહે આપને પયદા ફરમાવ્યા.'

મેં કહયું કે,

'આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુદાના પેદા કરેલા છે તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની તમામ સિફાત પણ ખુદાની પેદા કરેલી છે.

એ અશકય છે કે :

'ઝાત' હાદિસ (સર્જિત) હોય, અને
'સિફત' કદીમ (અનાદિ) હોય !

એટલે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સિફાત અલ્લાહની સિફાતની જેમ કદીમ (અનાદિ) નથી.

આ (ખુલાસો) સાંભળીને વકીલ સાહેબ ચુપ થઈ ગયા !

## (૭૫)

## દીનનો ફાયદો ત્યારે જ થશે જ્યારે તેના પર સહીહ તરીકાથી અમલ હોય

ફરમાવ્યું :

દરેક વસ્તુની એક માનસિક કલ્પના હોય છે.

જરૂરી નથી કે તે (કલ્પના) હકીકત પ્રમાણે જ હોય.

કલકત્તાનું નામ આવતાં જ મગજમાં એક કલ્પના સાકાર થાય છે.

અકસર કલકત્તા એના કરતાં બિલકુલ જૂદું જ સાબિત થાય છે.

એ જ પ્રમાણે મક્કા મુઅઝ્ઝમાનું નામ આવતાં જ એક કલ્પના મગજમાં ઉદ્દભવે છે.

જ્યારે મક્કા મુઅઝ્ઝમાની ઝિયારત નસીબ થાય છે ત્યારે તે એનાથી ઘણું જૂદું નીકળે છે.

એ જ પ્રમાણે અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતની કલ્પના લોકોએ પોત પોતાની રીતે કાયમ કરી રાખી છે. પરંતુ જ્યાં સુધી અલ્લાહની સહીહ મા'રિફત (ઓળખ), તેની સિફાતની સહીહ જાણ ન થાય, ત્યાં સુધી તેની અસર સંપૂર્ણતઃ કેવી રીતે સાકાર થાય ?

મારી પાસે એક સાહબ આવ્યા અને કહેવા લાગ્યા કે,

'મારો પુત્ર ઘણો બીમાર છે, આવીને જોઈ લો !'

મેં કહ્યું કે,

'આપનો પુત્ર કોણ છે ?'

તેણે કહ્યું કે,

'આપ નથી જાણતા ? ઈનાયત !'

મેં કહ્યું કે,

'ખાન સાહબ ! મેં આપને ઓળખ્યા નહીં !'

તેણે કહ્યું કે,

'આપે મને ન ઓળખ્યો ? હું ઈનાયતનો બાપ છું !'

આ જ પ્રમાણે ભ્રામક, નિરર્થક અને સમજ વગરની ઓળખાણ પર ઓળખાણ થતી રહે છે !

જો તા'લીમ અને તબ્લીગ ખુદાની સહીહ મા'રીફત (ઓળખ) અને તેની ઝાત તથા સિફાતના સહીહ ઈલ્મ અને તારીફની સાથે હોય તો તે પોતાની સહીહ અસર .(પ્રભાવ) દેખાડે છે.

શરીઅતના અહકામ અને કુર્આન શરીફ અમલના માટે છે. જ્યાં સુધી તેના પર અમલ કરવામાં ન આવશે ત્યાં સુધી ફાયદો ન થશે.

એક માણસે મને અત્તર આપ્યું. તેણે કહ્યું કે,

'આ એક ઘણું ઉમદા અને કીમતી અત્તર છે.'

બીજા દિવસે મેં તે અત્તર ચાખ્યું તો કડવું હતું.

મેં કહ્યું કે,

'તમે શું આવું કડવું અત્તર આપ્યું !'

અત્તરનો સંબંધ સૂંઘવાની શક્તિ સાથે છે.
એનો ઉપયોગ એ જ છે કે એને લગાવવામાં આવે,
એની ખૂશબૂથી ફાયદો ઉઠાવવામાં આવે !

જયાં સુધી સૂંઘવાની શકિત ખિલે નહીં, તિવ્ર થાય નહીં ત્યાં સુધી માત્ર જોઈને કે ચાખીને અત્તરનો ફાયદો કે લાભ મેળવી શકાતો નથી.

## (૭૬)

## દિમાગ સહીહ અને બુદ્ધિ સાફ હોય તો બધું થઈ શકે છે

ફરમાવ્યું કે:

મેં એક કિતાબમાં મુંડી❶ ની તારીફ જોઈ.

---

❶ **મુંડી :**

એક ઔષધિય વનસ્પતિ છે. વાચકોની જિજ્ઞાસા સંતોષવા માટે એની વિગતો અહીં આપી છે.

◆ **નામ :**

- ❑ **ગુજરાતીમાં** : ગોરખમુંડી, બોડીયો કલાર, મુંડી, ભૂકદંબ
- ❑ **મરાઠીમાં** : મુંડી, બરાસબોડી, બોડથરા, ગૌરખમુંડી
- ❑ **હિંદીમાં** : મુંડી, બડી મુંડી, ગોરખમુંડી
- ❑ **અરબીમાં** : બલુહુલ અરદ
- ❑ **ફારસીમાં** : રાનડારૂએ તલ્બ
- ❑ **યુનાનિમાં** : મકીકરૂન
- ❑ **બંગાળીમાં** : મુંડિર, મુંડી, થુલકુડી, બકુલકુડી
- ❑ **લેટીનમાં** : Spharanthus indicus
- ❑ **સંસ્કૃતમાં** : મુણ્ડિતિકા, અલમ્પુશા, શ્રાવણી, મહાશ્રાવણી, ભૂકંદ

[ફૂટનોટ અનુસંધાન ૧૩૫ પર ચાલુ]

[ફૂટનોટ અનુસંધાન ૧૩૪ પરની ચાલુ]

◆ **ઓળખ :**

❑ એના ફુલ શરૂઆતમાં લીલાં અને પછી લાલાશ પડતા ઘેરા દેખાય છે.

❑ ચોમાસામાં અંતભાગે અને શિયાળાની ગુલાબી ઠંડકની શરૂઆતે, સંધીકાળે (સપ્ટેમ્બર–ઓકટોબર મહિનામાં) વાતાવરણને સુંગંધિત કરતી આ વનસ્પતિ ખેતરોમાં અને શેઢે જથ્થાબંધ ઊગી નીકળે છે. અડીને ચાલો કે એના ઉપર પગ પડે એટલે અજમા જેવી સુગંધનો ધોધ છૂટે છે. અનિચ્છનીય ગંધના નિરસન માટે ગોરખમુંડીના પાન હાથે ઘસી લેવાનો રિવાજ તો ગામડાંઓમાં આજે પણ છે.

◆ **ગુણો :**

**આયુર્વેદાચાર્યો એના ગુણોની યાદી આ રીતે આપે છે :-**

અપચો, મૂત્રકૃચ્છ, કૃમિ, પિત્ત, પાંડુ, સ્લિપદ (હાથીપગું), વાઈ, પ્લીહા, અર્શ, કમળો, યોનિશૂળ, ગંડમાળ, કફ, વા, ઘેલછા, ઉધરસ, દમ, કોઢ, અતિસાર અને ઉલટી પર ઉપયોગી છે.

◆ **કેટલાક પ્રયોગો :**

[૧] ખેતરમાંથી ગોરખમુંડી ઉખેડી લાવી ઝડપથી ધોઈ નાંખો. હવે એને કપડાં પર પાથરી છાયા શુષ્ક કરો. એકસો (૧૦૦) નગોડના પાન લાવી ધોઈ તેને પણ સૂકવો. બંને સરખા ભાગે લઈ વાટી ચૂર્ણ કરો.

ચાલીસી વટાવેલી દરેક વ્યક્તિએ રોજ ૧૦–૧૦ ગ્રામ ચૂર્ણ સવાર–બપોર–સાંજ પાણી સાથે ફાકી મારવા જેવું છે. ગોરખમમુંડી રસાયણ અર્થાત નવજીવન બક્ષનાર છે. ઉપરાંત તે સંધિવા, ચામડી પરની ગડ ગુમળ, પેશાબમાં બળતરા, બહુમુત્રલતા, હરસ, કૃમિ, પ્રોસ્ટેટનો સોજો વગેરેમાં રાહત આપે છે.

[ફૂટનોટ અનુસંધાન ૧૩૬ પર ચાલુ]

[ફૂટનોટ અનુસંધાન ૧૩૫ પરની ચાલુ]

[૨] ચામડી પર દાદર, ખસ થયાં હોય તો તાજી ગોરખમુંડી લાવી તેનો બે ચમચી રસ સવાર–સાંજ પીવો. મીઠું ખોરાકમાં ઓછું કરવું. ચામડીના રોગોમાં રાહત થશે.

[૩] તાજી ગોરખમુંડી મૂળ સોટી ઉખેડી લાવી, ધોઈ, છાયામાં સૂકવી, તેનાથી ત્રણ ગણા ઘઉંમાં ગોરખમુંડી ભેળવી, ઝીણું દળવું ... આ મિશ્રણ લઈ ઘીમાં શેકી શીરો કરવો. આ ખાવાથી શક્તિ વધશે. વાળ ધોળા થતા અટકશે.

[૪] ગોરખમુંડીના આશરે ૨૦ (વીસ) ગ્રામ બીજ રોજ સવારે દૂધ સાથે ખાવાથી પુરુષાતન (મર્દાઈ)માં વધારો થાય છે.

[૫] ગોરખમુંડીની મૂંડી અર્થાત ગોળ ફૂલ (પુષ્પ વિન્યાસ) ભેગા કરી દશ ફૂલ રોજ સતત ૪૦ (ચાલીસ) દિવસ સુધી ખાવાથી વાળ સફેદ થતાં નથી.

[૬] ફૂલ ઉઘડ્યા પહેલાંનો વિન્યાસ લાવી, ભાંગરાના પાન ૧૦ (દસ) ગ્રામ સાથે ખરલ કરી એક ચમચી મધ સાથે ૪૦ (ચાલીસ) દિવસ ખાવાથી વાળ સફેદ થતાં નથી.

[૭] ગોરખમૂંડીના કુણા ફૂલ ગળવાથી આંખોનો દુ:ખાવો મટે છે અને આંખો તેજસ્વી બને છે.

[૮] ગોરખમૂંડીના મૂળ ભેગાં કરી, ધોઈ, સૂકવી, દળી રાખવાં. અપચા–ગેસની તકલીફમાં અર્ધી ચમચી ચૂર્ણ ચપટી સંચળ સાથે હુંફાળા પાણીમાં ફાકી મારવી.

[૯] ગોરખમૂંડીના મૂળ લઈ દોદરા કુટવા. ખપ પૂરતું પાણી નાંખી બરાબર ભીંજાવા દેવું. સંતૃપ્ત થાય એટલે તેમાં ચમેલીનું તેલ ભેળવવું. સાધન વડે તેનો અર્ક કાઢવો. એના બે ટીપાં નાગરવેલના પાન સાથે ચાવી જવા. એનાથી શરીરને બળ મળે છે. શરદીની વ્યાધિ દૂર થાય છે.

[૧૦] ગોરખમુંડીના મૂળનો રસ આશરે બે ચમચી (૧૦ મીલી.) એક કપ છાશમાં ભેળવી પીવાથી પેટમાં ચઢેલો ગોળો દૂર થાય છે.

[ફૂટનોટ અનુસંધાન ૧૩૭ પર ચાલુ]

લેખકે એના ઘણા ફાયદાઓ ગણાવ્યા હતા.

એના ફાયદાઓ ગણાવતા ગણાવતા અહીં સુધી લખી દીધું કે એનાથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ જાય છે !

મને ઘણી નવાઈ લાગી કે, મુંડીને ઝિયારત સાથે શું સંબંધ ?

કેટલાક સમય પછી મને જાણવા મળ્યું કે મુંડીથી લોહીની સફાઈ અને દિમાગની સ્વચ્છતા થઈ જાય છે.

અને મામલો દિમાગની સફાઈનો છે એટલે જો દિમાગ સહીહ અને બુદ્ધિ સાફ થઈ જાય તો પછી ઝિયારત પણ દૂર નથી.

---

**[ફૂટનોટ અનુસંધાન ૧૩૬ પરની ચાલુ]**

[૧૧] ગોરખમુંડીનો રસ આશરે ૫૦ મીલી જેટલો પીવાથી ગંડમાળ તથા કમળો મટે છે.

[૧૨] ગોરખમુંડીનો સ્વરસ ૨૦ મીલી જેટલો લઈ સહેજ ગરમ કરી તેમાં મરીનું ચૂર્ણ નાંખી સાત દિવસ સુધી જમતા પહેલાં રોજ પીવાથી સૂર્યાવર્ત તથા આધારશીશી મટે છે.

[૧૩] ગોરખમુંડીના પંચાગનાં ચૂર્ણમાં ચોથા ભાગે સૂંઠ ચૂર્ણ ભેળવી ભરી રાખવું. રોજ સવાર–સાંજ એક–એક ચમચી પાણીમાં ફાકી મારતા સંધિવા સારો થાય છે. ગોરખમુંડી વાટી તેનો લેપ ઘૂંટણ પર કરવાથી પણ સંધિવામાં રાહત થાય છે.

**ડો. મીનુ પરબીઆ તથા દિનાઝ પરબીઆ**

'ગુજરાત મિત્ર' દૈનિક (સુરત)ના રવિવાર તા. ૬–૮–૨૦૦૦ના અંકમાં પ્રગટ થયેલા લેખના આધારે.

(અનુવાદક)

## (૭૭)

**જે લોકો કુર્આન અને હદીસના ઝરીયાથી ભાષા શીખે છે તેમના દિલમાંથી કુર્આન મજીદની અઝમત નીકળી જાય છે !**

ફરમાવ્યું કે:

મૌલાના સૈયદ સુલયમાન નદવી (રહ.) અહીં એક દિવસે બેઠેલા હતા. મારા બાળકો અરબી ભાષાની પ્રાથમિક કિતાબો પઢી રહ્યા હતા.

મવલાનાએ ફરમાવ્યું,

'બિલાડી–કૂતરાના કિસ્સા શું પઢાવી રહ્યા છો ? કુર્આન અને હદીસના ઝરીયાથી ભાષા શીખવો !'

મેં કહ્યું,

કુર્આન અને હદીસનો આ મૌઝૂઅ (વિષય) નથી.

કુર્આન શરીફમાં આવે છે કે :

**''ફઝક્કિર બિલ્કુર્આનિ મંયયખાફુ વઈદ'**

**(સૂરએ 'કાફ', આયત : ૪૫)**

**ભાવાર્થ :**

(હે રસૂલ !) તમે કુર્આન વડે એવા માણસને બોધ આપ્યા કરો જે મારી વઈદ (સજાની ચેતવણી)થી ડરે છે.



જે લોકો કુર્આન અને હદીસના ઝરીયાથી ભાષા શીખે છે તેમના ઝેહન (મગજ)માંથી કુર્આને મજીદની અઝમત નીકળી જાય છે. તેઓ સમજે છે કે, આ (કુર્આન અને હદીસ) પણ ભાષાનો નમૂનો છે !

હઝારો લાખો અરબ અરબી ભાષાના મોટા સાહિત્યકારો છે છતાં કુર્આન અને હદીસની તેમના પર કોઈ અસર નથી !



## સાતમી મજલિસ

**તારીખ :** ૨૦, શવ્વાલુલ મુકર્રમ, હિજરી સન ૧૩૮૭ મુતાબિક ૨૧, જાન્યુઆરી, ઈસવી સન ૧૯૬૮

**વાર :** રવિવાર

**સમય :** સવારે ૧૦:૩૦ કલાકથી ૧૨:૦૦ કલાક સુધી.

**સ્થળ :** ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો :**

રવિવાર હોવાથી ખાનકાહ શરીફ શ્રોતાઓથી ભરચક હતી. આશરે ૧૦૦ વ્યક્તિઓનો અંદાઝો છે.

હાજરજનોમાં : શહેરના પ્રતિષ્ઠ લોકો, આધુનિક શિક્ષણથી આભૂષિત નવયુવાનો, નોકરીયાતો, એ.એલ. ઓફિસરો વગેરે હતા.



### (૭૮)

### જે અહલે દિલ તકરીર નથી કરતા તેમનું સમગ્ર શરીર ફયઝ અને લાભ પહોંચાડે છે !

અગાઉ એક મલફૂઝમાં આવી ગયું છે તે પ્રમાણે, શેરડી અને બીજા વૃક્ષોનો તફાવત બયાન કરતાં ફરમાવ્યું કે :

જેવી રીતે શેરડીને ફળ ન હોવાને કારણે તેના સમગ્ર શરીરમાં મીઠાશ અને મધુરતા પ્રસરી જાય છે અને તે (શેરડી) માથાં થી પગ સુધી સ્વયં ફળ અને

પરિપૂર્ણ મીઠાશ બની જાય છે, તે જ રીતે જે અહલે દિલ (અલ્લાહવાળાઓ) તકરીર નથી કરતાં અને ઝબાનથી વધારે કામ નથી લેતા તેઓ સરાપા (શિર'થી પગ સુધી) ફયઝ અને મુજસ્સમ (સાક્ષાત) લાભદાયી બની જાય છે.

(૭૯)

## કૂવાંની દુઆ

ફરમાવ્યું :

એક દિવસે અમારે ત્યાં મજૂરો કામ કરતા હતા. મારી આદત છે કે હું કામ કરનારાઓની સાથે (કામમાં) શામિલ થઈ જાઉં છું. બહુધા એવો અનુભવ છે કે આ ગરીબ અને અભણ માણસોની વાતચીતમાંથી કેટલીક વખતે અતિ સૂક્ષ્મ અને ઉપયોગી વાત હાથ લાગે છે. એટલે હું પણ તેમના કામમાં શરીક થઈ ગયો.

જયારે હું તેમની સાથે હળીભળી ગયો અને કંઈક બેતકલ્લુફી (અનૌપચારીકતા) થઈ ગઈ ત્યારે તેમણે કહ્યું કે:

'બાબાજી ! અમે કંઈક કહેવા ચાહીએ છીએ !'

મેં કહ્યું,

'કહો ! હું એટલા માટે જ તો તમારી સાથે ભળી ગયો છું !'

તેમણે કહ્યું કે,

'અમે ફલાણી જગાએ કામ કરતે તો વધારે મજૂરી મળતે.'

મેં કહ્યું કે,

'તમે સંતોષ રાખો. અહીં મજૂરી કામ ન મળશે. અહીં તો દુઆ પણ મળશે !'

તેઓ કામ કરતાં રહ્યાં.

સાંજે જ્યારે કામ પૂરું થયું ત્યારે મેં તેમને હિસાબ કરતાં વધારે અને તેમની ધારણાં કરતાં વિશેષ મજૂરી આપી.

એનાથી ખૂશ થઈને તેઓ કહેવા લાગ્યા કે,

'બાબાજી ! અમારાં હવે રૂવે રૂવાં આપના માટે દુઆ કરશે !'

મેં કહ્યું કે,

'એ જ તો જોઈએ !

ઝબાનથી દુઆ કરવા કરતાં રૂવાંનું દુઆ કરવું ક્યાંય ચઢિયાતું છે !

ઝબાનથી દુઆમાં તો બનાવત (કૃત્રિમતા) અને દંભ તથા દેખાવ (રિયાકારી) પણ હોઈ શકે છે અને ગફલતનો પડછાયો પણ !

પરંતુ રૂવાંની દુઆમાં ખુલૂસ (શુધ્ધ ભાવના) સિવાય બીજું કંઈ હોતું નથી !'

હું આ પ્રકારના વાક્યોનો જ ચાહક રહ્યા કરું છું. એનાથી મોટા મોટા સબક (બોધપાઠ) લઉં છું.



## (૮૦)

## દુનિયાવાળાઓને નઝદીકી અને તરક્કીના જે મોકાઓ છે તે દીનવાળાઓને નથી !

લોકો વધારે હતા.

આધુનિક શિક્ષણ પ્રાપ્ત કરનારા અને ઉમદા પોશાકમાં સુસજ્જ નવયુવાનો પણ હતા.

આપે તેઓને સંબોધીને ફરમાવ્યું :

આપ લોકો અમારા જેવા લોકોને બુઝુર્ગ અને ખુદા સમીપે પહોંચેલા સમજો છો, જો કે તમારી પાસે ઘણી મોટી દૌલત છે !

તમને કુર્બ (નઝદીકી) અને તરક્કીના જે મોકાઓ મળે છે તેનાથી અમે લોકો વંચિત છીએ !

જુઓ !

* જો કોઈ શખ્સની પાસે કુર્બાનીના માટે ઘણાં જાનવરો હોય અને તે તેની ખુદાના રસ્તામાં કુર્બાની કરે તો તેનો દરજ્જો વધારે થશે કે તેનો જેની પાસે ન કોઈ જાનવર હોય, ન તે કુર્બાની કરી શકે ?!

* એક શખ્સની પાસે ખૂબ રુષ્ટ પુષ્ટ અને તરોતાઝહ દુંબા અને બકરાં છે અને તેને આખું વરસ ખવડાવે પીવડાવે છે, અને ઈદુદ દુહામાં તેની કુર્બાની કરે છે !

બીજા શખ્સની પાસે મરીયલ બકરી છે ! તેનાં પેટ અને પીઠ લગોલગ છે !

તો આ બે માંથી તકર્રુબ ઈલલ્લાહ (અલ્લાહની સમીપતા)નો મોકો કોને વધારે છે ?



કુર્બાનીના જાનંવર અને રુષ્ટપુષ્ટ, જાડાં-તગડાં દુંબા એ ગુનાહો, આદતો, મનગમતી વસ્તુઓ, સ્વાદિષ્ટ વાનગીઓ છે !

એ સર્વને ખુદાની રાહમાં કુર્બાની કરવાની જરૂરત છે !

એ સર્વને શરીઅતના અહકામોના તાબે કરવાનો મોકો છે !

અમારી જિંદગીનો તો એક મર્યાદિત કાર્યક્રમ છે !

અમે તો એક જ દુગદુગી વગાડીઆ કરીએ છીએ !

અમે ગુનાહોને છોડીને અને પોતાની પ્રિય-મનપસંદ વસ્તુઓને કુર્બાન કરવાના ઝરીયાથી આ કુર્બ અને તરક્કી કયાં પ્રાપ્ત કરી શકીએ છીએ ! જે આપ લોકોને પ્રત્યેક પળે પ્રાપ્ય છે !

આ વાત પણ હું આપના દષ્ટિ બિંદુને સ્વીકારીને કહું છું કે આપ લોકો અમે લોકોને પારસા અને પાકબાઝ સમજો છો ! નહિંતર આપણે બધાં જ ગુનેહગાર છીએ. પરંતુ આપના ખ્યાલને સહીહ માનીને હું આ અર્ઝ કરું છું કે આપને જે દૌલત હાસિલ છે તે અમને હાસિલ નથી !

એટલા જ માટે તો ઈન્સાનને ફરિશ્તાઓ પર ફઝીલત હાસિલ છે કે તેઓ (ફરિશ્તાઓ) ઝિક્ર અને ઈબાદતના સિવાય ન કંઈ જાણે છે કે ન કંઈ તેની શકયતા છે, પરંતુ ઈન્સાનમાં ખ્વાહિશાત (મનેચ્છા) મૂકવામાં આવેલી છે અને તેને પૂરા કરવાના ઝરીયા પણ તેને આપવામાં આવ્યા છે એટલે જયારે તે પોતાની ખ્વાહિશાત (મનેચ્છાઓ)ની કુર્બાની કરે છે અને

તાઅત તથા ઈબાદતનો માર્ગ અપનાવે છે ત્યારે તેના દરજાને ફરિશ્તાઓ પણ પહોંચી શકતાં નથી !

(કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :)

'અને જે કોઈ (આખિરતમાં) પોતાના પરવરદિગારની રૂબરૂ ઊભા રહેવાથી (આ દુનિયામાં) ડર્યા હશે અને પોતાને (ખરાબ) વાસનાથી રોકયા હશે, તો જન્નત તેનું ઠેકાણું હશે.'

**(સૂરએ 'નાઝેઆત' : ૪૦, ૪૧)**

[અર્થાત જે માણસ આખિરતમાં અલ્લાહની રૂબરૂમાં ઊભા રહી ઝિંદગીભરની ભલી બૂરી કરણીનો હિસાબ આપવાનો વિચાર કરીને એ બાબતનો ડર રાખી પોતાની મનેચ્છાઓ પ્રમાણે ન ચાલ્યો, બલ્કે મનેચ્છાઓને વશ કરીને તેને શરીઅતની આધીન બનાવી, તો તે માણસનું રહેઠાણ જન્નતમાં હશે.]

## (૮૧)

## તંદુરસ્ત બેઅમલ અને બીમાર આબિદની મિસાલ

ફરમાવ્યું કે,

હું જયારે કોઈ તંદુરસ્ત યુવાન અને શકિતશાળી આદમીને જોઉં છું ત્યારે ઘણો રશ્ક (ઈર્ષ્યા) થાય છે !

તમને (યુવાનો અને તંદુરસ્ત આદમીઓને) ઈબાદતના કેટલાં મોકાઓ મળે છે !

તમે ચાહો તો રમઝાનમાં એક કુર્આન મજીદ દરરોજ ખત્મ કરી શકો છો !

પાછલાં વરસોમાં હું કદી ત્રણ કે ચાર રમઝાનના રોજ કુર્આન શરીફ ખત્મ કરી લેતો હતો ! આ વરસે તો વીસમી રમઝાને ખત્મ કરી શકયો !

એક શખ્સ શકિત હોવા છતાં તાઅત અને ઈબાદત ન કરે અને પોતાની મનેચ્છાઓ અને મનોવૃત્તિઓની કુર્બાની ન આપે.

બીજો શખ્સ પોતાના નિર્બળ અને નાજુક શરીર સાથે મુજાહદહ અને ઈબાદત કરે.

તો એની મિસાલ એવી છે કે,

જેમ એક શખ્સને ત્યાં ખૂબ તૈયાર (તગડાં) દુંબા બાંધ્યા હોય અને તે દરરોજ દાળ ખાય, અને

બીજા શખ્સને ત્યાં કોઈ જાનવર પણ ન હોય છતાં તે દરરોજ કુરમા, કલિયા (ગોશતમાંથી બનેલી વાનગીઓ) આરોગે !

કોણ ખૂશકિસ્મત છે ?

(૮૨)

## કુર્આન મજીદની ઈનામી સ્પર્ધાઓ અને વળતર કુર્આનની શાનના વિરુધ્ધ છે

મજલિસમાં અનેક હાફિઝો અને કારીઓ હાજર હતા.

ફરમાવવા લાગ્યા :–

હમણાં કેટલાક દિવસો પહેલાં શહેરના એક સાહબ મારી પાસે આવ્યા અને કહ્યું કે, તેઓ હાફિઝો અને કારીઓની એક ઈનામી સ્પર્ધા રાખવા ચાહે છે !

એમાં હાફિઝો અને કારીઓ પોતાની કળા દર્શાવશે અને એમાં તેમને ઈનામો આપવામાં આવશે !

મેં કહ્યું કે,

'આપ શું ઈનામ આપશો ?!

કોઈને દસ રૂપિયા, કોઈને પંદર રૂપિયા !

શું એ કુર્આન શરીફનો એક અક્ષર પઢવાનું પણ વળતર છે ?

હદીષોમાં આવે છે કે,

કુર્આન શરીફનો એક-એક અક્ષર પઢવાનો સવાબ ત્રીસ-ત્રીસ નેકીઓ છે !

અને આ ત્રીસ પણ અલ્લાહ તઆલાને ત્યાંની ત્રીસ છે !

અહીં (દુનિયા)ની ત્રીસ નહિ !

ત્યાંના તોલ-માપનું અહીંના તોલ-માપના આધારે અનુમાન કરી શકાતું નથી.

ભૂતકાળમાં ભોપાલનો એક શેર, ૧૨૦ (એકસો વીસ) તોલાનો હતો.

ભોપાલની રિયાસતની બહાર ૮૦ (એંસી) તોલાનો શેર ચાલતો હતો.

તો ભોપાલમાં શેર બોલે તો ભોપાલની રિયાસતના બહારના શેરનો ભાવાર્થ લઈ શકાતો નથી.

બંનેમાં મોટો તફાવત હતો.

એટલે અલ્લાહ તઆલા પોતાની શાનને અનુરૂપ આપશે.

હાતિમ તાઈનો કિસ્સો છે :–

'એક શખ્સે તેમની પાસે પાંચ પતાસા માંગ્યા. તેમણે બે થેલા ભરવા માંડયા !'

કોઈએ કહ્યું કે,

'તેણે તો માત્ર પાંચ પતાસા માંગ્યા છે !'

હાતિમે કહ્યું કે,

'એ માંગનારની હિંમત હતી, આ આપનારની હિંમત છે !'

જો હિંમતવાન ઈન્સાનની હિંમતની આ હાલત હોય,

તો અલ્લાહ તઆલાની શાને અતા કેટલી અપાર, અમાપ હશે !'

(૮૩)

## ખુદાના નામનું વળતર આપનારની મિસાલ

ફરમાવ્યું કે,

એક વખતે લખનૌમાં એક બિરાદરી (જ્ઞાતિ)ના ચૌધરી (આગેવાન) મારાથી બયઅત થયા. બયઅત થવા બાદ તેઓ ઘરમાં ચાલ્યા ગયા અને ત્યાંથી કેટલીક ચલણી નોટ લઈને આવ્યા.

આવીને તેમણે કહ્યું કે,

'આ (નાણાં) આપના ખર્ચના માટે છે.'

મેં કહ્યું કે,

'શું ઘરમાં આટલી જ નોટ છે કે બીજી પણ છે ?'

તેમણે કહ્યું કે,

'અલ્લાહનું આપેલું ઘણું બધું છે.'

મેં કહ્યું કે,

'તમામ રોકડ રકમ મારા હવાલે કરી દો !
ઘરનો વેચાણ દસ્તાવેજ પણ મને કરી આપો, અને તમે
બધાં બીવી-બચ્ચાં ગુલામીખત લખી આપો !
તમે (આજે મારી પાસે) અલ્લાહનું નામ શીખ્યા છો
(અર્થાત બયઅત થયા છો.). અને
બધાં ગુનાહોથી તવબા કરી છે, અને
તેના (અલ્લાહના) હુકમો માનવાનો નિર્ધાર કર્યો છે !
એની કિંમત આ થોડાંક રૂપિયા છે ?!
તમને આ મોકા પર એવો વિચાર જ કેમ આવ્યો કે તમે
થોડાંક રૂપિયા એના બદલામાં પેશ કરો ?!
શું અલ્લાહના નામની અને એના સંબંધની આ જ કિંમત છે ?'

એ જ પ્રમાણે મુંબઈના એક શેઠ તશરીફ લાવ્યા, અને મહેમાન થયા.

બયઅત થવા પછી કહેવા લાગ્યા,

'ઈજાઝત હોય તો કંઈ કહું !'

મેં કહ્યું કે,

'ફરમાવો !'

કહેવા લાગ્યા,

'હું કંઈક પેશ કરવા ચાહું છું.'

મેં કહ્યું કે,

'મેં જે કંઈ આપને આપ્યું છે (અર્થાત અલ્લાહનું નામ શીખવ્યું છે) જો એના કરતાં વધારે કિમતી વસ્તુ આપ પેશ કરો, તો બિસ્મિલ્લાહ !'

ફરમાવ્યું કે,

એની મિસાલ એવી છે કે,

એક માણસે બીજા માણસ પાસેથી સંપૂર્ણ મકાન ખરીદ કર્યું. પરંતુ પેલો વેચનાર શખ્સ સંપૂર્ણમકાન પર તો પોતાનો જ કબજો જમાવી રાખે અને મકાનમાંથી માત્ર એક ખૂંટી ઉખેડીને ખરીદનારને આપે, તો ખરીદનાર શું સમજશે ? ! અથવા

એક માણસ કોઈ બીજા માણસને અશરફીઓ (સોનામહોર) અને ઝવેરાત આપે.

અને પેલો લેનાર શખ્સ કહે કે,

કદાચ આજે આપને ત્યાં ચૂલો સળગ્યો ન હશે,
હું તમને થોડા છાણાં આપું છું !

તો આ પેલા ઝવેરાતની કદર થઈ કે નાકદરી ?!

કલિમહનો ભાવાર્થ શું છે ?

જેણે **'લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'** કહ્યું, તેણે પોતાની તમામ ચીઝોથી હાથ ઉઠાવી લીધા, અને બધું જ અલ્લાહને સમર્પણ કરી દીધું !

**(૮૪)**

## ખુદાનું નામ લેવું હંસી-ખેલ નથી

[કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :]

'બેશક અલ્લાહે મુસલમાનોથી તેમની જાનો તથા

માલને ખરીદી લીધાં આ વાતના બદલામાં કે તેમના માટે જન્નત છે.'

(સૂરએ 'તવબાહ' આયત : ૧૧૧)

ફરમાવ્યું કે,.

ખુદાનું નામ લેવું આસાન નથી.

એક કિસ્સો છે :–

હઝરત મૂસા અલયહિસ્સલામે એક શખ્સને જોયો,

તે પ્રત્યેક પળે અલ્લાહના નામનો જ વિર્દ કરતો રહેતો હતો !

એક મિનિટના માટે પણ તેની ઝબાન થોભતી ન હતી !

પોતાના સમયની એક પળ પણ વેડફતો ન હતો !

હઝરત મૂસા અલયહિસ્સલામને તેનાથી મળવાની અભિલાષા થઈ.

જ્યારે પેલા શખ્સને જાણ થઈ કે આ મુલાકાતી હઝરત મૂસા અલયહિસ્સલામ છે તો તે ઘણો ખૂશ થયો.

તેણે કહ્યું કે,

'મને ઘણાં લાંબા સમયથી અલ્લાહના નબીની ઝિયારતનો શોખ હતો ! ઘણું સારું થયું કે આજે દીદાર થઈ ગયા ! જો તમને અલ્લાહ તઆલાથી વાતચીત કરવાનો શરફ હાસિલ થાય તો (મારા માટે) આ દુઆ કરજો કે,

અલ્લાહ મને એક વખત પોતાનું નામ લેવાની તૌફીક આપી દે અને મરવાથી પહેલાં એક વખત એ નામે પાક લેવાનું નસીબ થઈ જાય !'

હઝરત મૂસા અલયહિસ્સલામ ઘણાં નવાઈ પામ્યા કે,

'એ તો પ્રત્યેક પળે અલ્લાહનું નામ જ લેતો રહે છે, તો હવે બીજું શું જોઈએ ?!'

જ્યારે હઝરત મૂસા અલયહિસ્સલામને અલ્લાહ તઆલાથી હમકલામી (વાતચીત) નો શરફ હાસિલ થયો ત્યારે અર્ઝ કરી કે,

'હે અલ્લાહ ! તારા ફલાણા બંદાએ મારાથી આ ખ્વાહિશ (ઈચ્છા) કરી છે કે હું તારાથી અર્ઝ કરું કે (તેને) તારું નામ લેવાનું નસીબ થઈ જાય !'

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે,

'સારું ! તેની દુઆ કબૂલ થઈ ! તેને મારું નામ લેવાનું નસીબ થશે !'

હઝરત મૂસા અલયહિસ્સલામ પેલા શખ્સની પાસે ગયા અને કહ્યું કે,

'તમારી દુઆ કબૂલ થઈ ! અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે તમને નામ લેવાનું નસીબ થશે !'

બસ, આ વાત સાંભળીને પેલા શખ્સે એક ના'રો લગાવ્યો, અને અલ્લાહનું નામ લીધું, અને નામ લેતાં જ પોતાનો જાન અલ્લાહને સમર્પીત કરી દીધો.

હઝરત મૂસા અલયહિસ્સલામ ઘણાં નવાઈ પામ્યા !

આપ બારગાહે ઈલાહીમાં ધ્યાનિત થયા.

અલ્લાહ તઆલા તરફથી ઈર્શાદ થયો કે,

'તે મારા નામથી પરિચિત હતો. પરંતુ મારી ઝાત સુધી હજુ પહોંચ્યો ન હતો. હવે પહોંચી ગયો !'



હકીકત એ છે કે,

પ્રથમ ગંદકી અને મલિનતાને દૂર કરવામાં આવે છે,

તે પછી હકીકત સુધી પહોંચે છે.

પ્રથમ એકાંત અને એકલતા હોય છે.

પછી મિલન અને મુલાકાત હોય છે.

કોઈને નમાઝના માટે કહેવામાં આવે પરંતુ તેને કુદરતી હાજતનો તકાઝો હોય, તો પ્રથમ તે કુદરતી હાજતથી ફારિગ થાય છે. કુદરતી હાથતથી ફારિગ થવું અર્થાત શારીરિક ગંદગીને દૂર કરવું, એ નમાઝની જ તૈયારી છે.

(કારણકે કુદરતી હાજતથી ફારિગ થવા પછી વુઝૂ કરીને નમાઝ પઢશે.)

(૮૫)

## શેખ સઅદી (રહ.)નો તસવ્વુફ

ફરમાવ્યું કે,

તમામ આરિફોનો કલામ સર આંખો પર !

ઈમામ ગઝાલી (રહ.)ની કિતાબો :

'ઈહ્યાઉલઉલૂમ' અને 'કીમિયાએ સઆદત'નું શું કહેવું !

દરેકે પોતપોતાના મરતબા પ્રમાણે ઉલૂમ અને મઆરિફ લખ્યાં છે.

પરંતુ મને શયખ સઅદી (રહ.)ના કલામથી ઘણો

ફાયદો થયો છે. પહેલાં તો ખ્યાલ હતો કે આ મારો જ પ્રતિભાવ છે, પરંતુ જ્યારથી હઝરત શાહ ગુલામઅલી સાહબ (રહ.)નો આ કૌલ વાંચ્યો કે, શયખ સઅદી (રહ.)એ બે શેઅરો (પંક્તિઓ)માં સમગ્ર તસવ્વુફનો નિચોડ બયાન કરી દીધો છે, તો મારા ખ્યાલને ટેકો અને સમર્થન મળી ગયા. અને મને સનદ (પ્રમાણ પત્ર) મળી ગયું !

તે શએર (પંક્તિઓ) આ છે :–

**મરા પીરે દાનાએ મુરશિદ શિહાબ,**
**દો અંદર ઝ ફરમૂદ બર રૂએ આબ;**
**યકે આંકે બર ખેશ ખૂદબીં મબાશ,**
**દુવ્વુમ આં કે દર કસ બૂ બદબીં મબાશ.**

**ભાવાર્થ :**

હઝરત શયખ સઅદી (રહ.) ફરમાવે છે કે,

મારા તીવ્ર બુદ્ધિશાળી પીરો મુરશિદ હઝરત શિહાબુદ્દીન સુહરવર્દી (રહમતુલ્લાહિ અલયહ)એ મને દજલા નદીના કિનારે બે નસીહતો ફરમાવી હતી.

એક આ કે : પોતાની ઝાત પર ગર્વ અને ઘમંડ કરીશ નહિ !

બીજું આ કે : બીજાઓની બુરાઈઓને જોઈશ નહિ !

**(૮૬)**

**કપડાં સ્વચ્છ અને સફેદ હોય તો**
**તેના પર રંગ ચઢી શકે છે**

શયખ સઅદી (રહ.)ની મોટી ખૂબી આ છે કે :–

તેઓ પ્રથમ કપડાં ધોવાની સલાહ આપે છે.

કપડાં ધોયેલાં હોય, તો જે ચાહો તે રંગ તેના પર ચઢાવી શકાય છે.

ચાહો તો લાલ, ચાહો તો કાળો, ચાહો તો ભૂરો અથવા બીજો કોઈ.

મેલાં અને કાળાં કપડાં પર કોઈ રંગ નથી ચઢતો.

ઉપરના બે શઅેર (પંક્તિઓ)માં પણ,

હઝરત શયખ સઅદી (રહમતુલ્લાહિ અલયહ)એ સલાહ અને ઉપદેશ આપ્યો છે કે :–

પોતાની ઝાત પર ગર્વ, ઘમંડ, અભિમાન અને ખૂદપસંદી કરવાથી;

તથા બીજાઓ પ્રત્યે બદગુમાની, કીનો, કપટ, ઈર્ષ્યા કરવાથી, તમારા દિલને પાક-સાફ કરી લો !

જયારે દિલ એ રીતે પાક-સાફ થઈ જશે;

ત્યારે તેના પર નફસની ઈસ્લાહ અને સફાઈનો દરેક રંગ ચઢી જશે !



ફરમાવ્યું કે,

એક સાહબે મને લખ્યું કે,

'અલ ફુર્કાન' (ઉર્દૂ માસિક) માં આપના મલફૂઝાત (વચનો) વાંચીને હું ઘણો પ્રભાવિત થયો છું !

મને અગાઉ પણ નકશબંદી તરીકાથી અકીદત હતી,

અને હું એમાં જ સંકલિત થવા ચાહું છું.'

મેં જવાબ લખ્યો કે,

'કાશ ! તમે લખતે કે હું મુસલમાન બનવા ચાહું છું !'



મુસલમાન બની જવું, કપડાં ધોઈ લેવા જેવું છે.

જ્યારે આદમી મુસલમાન થશે, ત્યારે તેના પર ચિશ્તિય્યતનો રંગ ચઢાવવામાં આવે કે નકશબંદીય્યતનો, મને આ તરફદારી અને જૂથબંધી પણ પસંદ નથી.

આ તરીકાઓમાં પણ ઘણો ઈખ્તેલાફ પેદા થઈ ગયો છે !

ચિશ્તીનું દિલ નકશબંદીથી નથી ખિલતું,

નકશબંદીનું દિલ ચિશ્તીથી નથી ખિલતું !

એ જ પ્રમાણે,

જ્યારે કેટલીક કિતાબોમાં હું વાંચું છું કે,

'આપણા મઝહબમાં અર્થાત હનફીમાં આ પ્રમાણે છે !'

ત્યારે મને આ વાત ખટકે છે.

ચારેય મઝહબો : હનફી, શાફઈ, હન્બલી, માલિકી આપણાં છે.



મેં આ પ્રમાણે લખ્યું કે,

આ પણ કમજોર એ'તિકાદની વાત છે કે, કોઈના વચનો અને વાણીને વાંચીને આટલા જલ્દી અકીદતમંદ બની જાય.

અસલ ચીઝ ઝિંદગી અને અમલ છે.

હિકમતની વાતો બીજા ધર્મોના પુસ્તકોમાં પણ છે !

(૮૭)

## કુતુબ સાહબ, દિલ્હીની હાજરી

ફરમાવ્યું કે,

હું એક વખતે દિલ્હીમાં કુતુબ સાહબ (હઝરત કુત્બુદ્દીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર) ગયો. હું હંમેશાં બુઝુર્ગોના મઝારો પર એકલો હાજર થવા ચાહું છું જેથી ફકીરાનહ શાન ઝાહિર થાય. એનાથી ફાયદો થાય છે. આ મખ્દૂમિય્યત અને મશીખતનો મોકો નથી.

પરંતુ લોકો માનતા નથી ! એક-એક, બબ્બે કરીને ઘણાં માણસો મારી સાથે થઈ ગયા. મારી સાથે મોટા જનસમૂહને જોઈને મુજાવરો સમજયા કે આ કોઈ મોટા સજ્જાદા સાહબ અને શયખે તરીકત છે.

એક સાહબે પૂછયું કે,

'હઝરત ! આપનો તરીકો (સિલસિલો) કયો છે.'

મેં કહ્યું કે,

મારો તરીકો તમે પૂછો છો ?!

મારો તરીકો છે,

જરૂરત કરતાં વધારે બોલવું,

જરૂરત કરતાં વધારે ખાવું,

જરૂરત કરતાં વધારે ઊંઘવું !

હું એ જ તરીકામાં મુરીદ છું.

તે પછી મેં કહ્યું કે,

આપ એના કરતાં પણ વધારે આસાનીથી સમજી શકો તે માટે હું આપને કહું છું કે,

હું એક એવો કૂતરો છું જે કીચડમાં લથપથ છે !

એને જેની ગોદમાં બેસાડી દેશો તેને ગંદો કરી દેશે !

એ જ પ્રમાણે હું જે તરીકામાં દાખલ થઈશ તેને ગંદો કરી દઈશ !

(૮૮)

## મીઠાઈની સાથે ચટણી પણ જરૂરી છે



ફરમાવ્યું કે,

અહીં મૌલવી લુત્ફુલ્લાહ નામના એક શખ્સ હતા.

મોટા ઝાહિદ, મોટા દુનિયા ત્યાગી માણસ હતા.

રૂપિયા પૈસા પોતાની પાસે રાખતા ન હતા.

દિવસે રૂપિયા આવતા તો રાતે રહેતા ન હતા.

હઝરત અબૂઝર ગફ્ફારી (રદિયલ્લાહુ અન્હુ)ની દલીલ આપતા રહેતા હતા.

પરંતુ તેમની પાસે તો રૂપિયા રહી પણ જતા હતા, અને ઈન્તેકાલ વખતે પણ તેમણે કંઈક છોડયું હતું.

પરંતુ આ હઝરત તો કંઈ પણ રાખવા તૈયાર ન હતા.

હઝરત વાલિદ સાહબ (રહ.)થી સંબંધ હતો.

કોઈ મસ્અલામાં મતભેદ થતો ત્યારે હું તેમની તરફદારી કરતો હતો, કે વાલિદ સાહબ તો આપણાં જ છે, આ ગયર છે.

એક વખતે (નમાઝની) જમાઅતમાં શરીક થયા.

તેમણે ઈકામત કહેવી શરૂ કરી.

**'અશ્હદુઅન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ'** શબ્દો કંઈક એવી ઉતાવળે અને એવી કઢંગી રીતે કહ્યા કે સારી રીતે શબ્દો અદા નહિ થયા.

વાલિદ સાહબ (રહ.)એ પાછળ ફરીને ફરમાવ્યું કે,

'મૌલવી સાહબ ! આપ આલિમ છો ! આ શબ્દોને તો સારી રીતે શુદ્ધ ઉચ્ચારવા જાઈએ !'

કહેવા લાગ્યા,

'હું એના કરતા વધારે સારી રીતે કહી શકતો નથી !'

આ બનાવથી બંને વચ્ચે વિક્ષેપ થયો.

વાલિદ સાહબે તેમની સાથે વાતચીત ઓછી કરવા માંડી.

મૌલવી સાહબે પોતાનો બિસ્તરો ઉઠાવ્યો અને ખાનકાહમાંથી બહાર ચાલી ગયા.

બસ, આટલી નજીવી વાત પર એટલા ગુસ્સે થયા કે આટલા જૂના સંબંધોની પણ પરવાહ ન કરી !



એ જ પ્રમાણે,

જાલનહની એક મસ્જિદમાં નૂર મુહમ્મદ નામના એક મૌલવી સાહબ હતા.

મુલતાન તરફના રહેવાશી હતા.

નીચા કદના હતા.

ખૂબ જ ઝાહિદ અને પરહેઝગાર હતા.

કબ્રસ્તાન જતા રહેતા હતા.

જ્યાં કોઈ શરીઅતની ખિલાફ વસ્તુ સામે આવતી, ત્યારે તરત જ આંખો બંધકરી લેતા કે શરીઅતની ખિલાફ વસ્તુ પર નઝર પડવા ન પામે.

એક દિવસે બાળકોને પઢાવતાં પઢાવતાં ગુસ્સો આવ્યો.

એક તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી)ને એટલો માર્યો કે તૌબા ! તૌબા !



આ બધી દિમાગની ખુશ્કી અને લોકોથી અલગ-થલગ રહેવાનું અને દૂર ભાગવાનું પરિણામ છે.

આ લોકોના બનાવો જોઈને મને પેલી હદીસ સમજમાં આવી જેમાં બયાન કરવામાં આવ્યું છે કે :-

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈદના દિવસે હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)ને હબશીઓનો ખેલ અને કરતબ દેખાડયા. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી કદી હઝરત આયશા રદિયલ્લાહુ અન્હાની સાથે દોડવાની હરિફાઈ પણ લગાવતા હતા !

અસલ (મૂળ બાબત) આ છે કે, મીઠાઈઓની સાથે ચટણીઓની પણ જરૂરત છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર જીવનમાં અને સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ અલયહિમ અજમઈનની ઝિંદગીઓમાં મીઠાઈની સાથે ચટણી પણ હતી, જેનાથી સ્વભાવમાં સમતોલન અને મિઝાજમાં પ્રફુલ્લિતતા બાકી રહે છે.

બંને મૌલવી સાહિબોએ મીઠાઈ તો લઈ લીધી પરંતુ

ચટણી છોડી દીધી. મેં મોટા ભાગના એકાંતવાસી ઝાહિદો અને લોકોના સંપર્ક તથા મળ મિલાપથી અલિપ્ત રહેનારા લોકોના સ્વભાવને અસમતોલ અને માનસિક રીતે અસ્વસ્થ જોયાં છે !

મીઠાઈની સાથે ચટણી જરૂરી છે, નહિતર જઠર ખરાબ થઈ જશે અને સ્વભાવ સમતોલન ગુમાવી દેશે.

**(૮૯)**

## રૂહની તફસીર અને તેની નક્કર મિસાલ



ફરમાવ્યું કે,

ઈન્સાનના શરીરની બધી કદર અને કિંમત રૂહના કારણે છે. રૂહ ન હોય તો ઈન્સાનનું શરીર બેકિંમત અને બેહકીકત છે.

[કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

'(હે નબી !) અને એ લોકો તને રૂહ સંબંધી પૂછે છે. તું કહી દે કે, **રૂહ મારા પરવરદિગારના હુકમથી છે** અને તમને બહું જ થોડું જ્ઞાન આપવામાં આવ્યું છે.'

**સૂરએ 'બની ઈસ્રાઈલ' આયત : ૮૫**]



આ આયતની તફસીરમાં લોકોએ પાનાંના પાનાંઓ ભરીને લખ્યું છે. પરંતુ મને તો એક મિસાલથી એનો ભાવાર્થ સરસ સમજમાં આવે છે.

ચલણી નોટનું મહત્વ સરકારના હુકમના કારણે છે.

જો સરકારનો હુકમ થઈ જાય કે ફલાણાં નંબરની નોટ રદ કરવામાં આવે છે !

તો એ નંબરની નોટ રદ્દી કાગળથી વધારે કંઈ ન રહેશે !

સરકારના હુકમ પછી ન કોઈ એ નોટને રાખશે ન કોઈ એને સાચવશે.

મેં એક સાહબને કહ્યું કે,

હું એવી તરકીબ (યુક્તિ) બતાઉં કે,

હઝારો રૂપિયા તિજોરીમાં રાખેલાં હોય,

તાળું પણ ન તૂટે અને ચોરી થઈ જાય !

બધાંને આ સાંભળીને નવાઈ લાગી !

પરંતુ આ વાત ઘણી આસાન છે.

જો સરકાર હુકમ કરેકે, ફલાણી નિશાનીવાળી નોટ બેકાર છે, તે ચાલશે નહિ !

બસ, તિજોરીમાં પડી પડી જ તે નોટ બેજાન અને બેકિમત થઈ જશે ! જાણે ચોરાઈ ગઈ !

એ જ પ્રમાણે અલ્લાહ તઆલાનો હુકમ થાય કે,

રૂહ માનવીના ભૌતિક શરીરમાંથી ઉડ્ડયન કરી જાય ! તો તે માનવી ભલે લોખંડી બુરજોમાં અને મોટાં મોટાં કિલ્લાઓમાં બંધ હોય, તે બેજાન (નિર્જીવ) લાશ અને માટીનો ઢગ થઈ જશે !

એને જ કુર્આને મજીદમાં કહેવામાં આવ્યું છે કે :

'તમે જ્યાં પણ હશો ત્યાં જ મોત તમને આવીને પકડશે પછી ભલે તમે મજબૂત કિલ્લામાં (કેમ ન) હોવ !'

(સૂરએ 'નિસાઅ' આયત : ૭૮)

તિજોરીમાં નોટ છે પરંતુ કિંમત વગરના કાગળનો ઢગ !

લોખંડી મજબૂત કિલ્લાઓમાં ઈન્સાન છે પરંતુ મૃતદેહ અને માટીનો ઢગ !

બંનેમાં કંઈ તફાવત છે ખરો ?

## (૯૦)

**સુલૂક કદી પૂર્ણ નથી થતો !**
**દરેક મંઝિલ પછી આગળ બીજી મંઝિલ છે !**



ફરમાવ્યું કે,

મને આ વાકયો ખટકે છે કે :

કુર્આન મજીદ ખત્મ થઈ ગયો !

ફલાણાં શખ્સનો સુલૂક ખત્મ થઈ ગયો !

ફલાણાં શખ્સને ખિલાફત મળી ગઈ !

કદી કુર્આન પણ કોઈનો ખત્મ થયો છે ? અને સુલૂક પણ પૂર્ણ થયો છે ?

કહેનારે સાચું કહ્યું છે :

**અય બરતર અઝ ખયાલો કિયાસો ગુમાનો વહમ,**
**વઝ હરચે ગુફતહ ઈમ વ શનીદીમ વ ખ્વાન્દહ ઈમ;**
**મંઝિલ તમામ ગશ્ત વ બેહપાયા રસીદ ઉમ્ર,**
**મા હમચુનાં દર અવ્વલે વસ્ફે તૂ માન્દહ ઈમ.**

**ભાવાર્થ :**

હઝરત શયખ સઅદી (રહ.) ફરમાવે છે કે,

હે અલ્લાહ !

તારી ઝાત કલ્પનાથી અને અનુમાનથી પર છે !

કહેવા સાંભળવા અને અમારા જીવન પૂરાં થઈ ગયાં !

પરંતુ હજુ અમે તારી પ્રશંસાના પ્રાથમિક તબકકામાં જ પડેલાં છીએ !



અહીં તરકકીનો સિલસિલો બરાબર ચાલુ રહે છે.

દરેક મંઝિલ પછી આગળ બીજી મંઝિલ છે.

(એનો કોઈ અંત નથી.)

સાંસ્કૃતિક તરકકીની પણ એ જ હાલત છે.

પહેલાં મીઠાં તેલના દીવા સળગતા હતા.

અમારે ત્યાં ખાનકાહમાં કોઈ ખૂબ જ માનનીય આદમી આવનાર હોય, ત્યારે બે જયોતવાળો દીવો સળગાવતા હતા. અને અમે ઘણાં ખૂશ થતાં હતાં કે ખાનકાહ ચમકી ઊઠી !

પછી ખનીજ તેલ (પેટ્રોલ, કેરોસીન) નીકળ્યું.

તે પછી વીજળી આવી.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ પણ મઅરિફત તેમજ સુલૂકની તરકકીનો ઉલ્લેખ કરેલો છે. 'વહદતુલ વુજૂદ'નો ઈન્કાર કરનારાઓ કે સ્વીકાર કરનારાઓને તેઓ ટાણા મારતા નથી કે ટીકાટીપ્પણ કરતા નથી.

આપ (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે :–

('વહદતુલ વુજૂદ' સુલૂકનો) એક મુકામ છે. સાલિકને એ પેશ આવે છે. હું પણ એમાં એક મુદત

સુધી રહ્યો છું. પછી અલ્લાહે એનાથી આગળ તરક્કી આપી.

આપ (રહમતુલ્લાહિ અલયહ) પોતાના પીર

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)નો પણ હવાલો આપે છે અને હઝરત શયખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહમતુલ્લાહિ અલયહ)ને ગવાહ બનાવે છે કે શયખ (અબ્દુલ હક રહમતુલ્લાહિ અલયહ) પણ આ મુકામ પર હતા પરંતુ પછી એનાથી આગળ તરક્કી કરી ગયા, અને આપે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહમતુલ્લાહિ અલયહ)ની વાતનું સમર્થન કર્યું.

સુલૂક એક અનંત અને અપાર ચીઝ છે.

દરેક માણસ પોતાની શકિત, સામર્થ્ય, ક્ષમતા અને હિંમત પ્રમાણે એમાંથી હિસ્સો મેળવે છે, છતાં સુલૂકમાં જરા જેટલીયે કમી થતી નથી !

કોઈ હિન્દી કવિએ સરસ કહ્યું છે કે,

**મિસરીકા પરબત ભયો ચ્યૂંટી લે લે જાય,**
**અન મુખ અપના ભરલો, પરબત લિયે ન જાય !**

**ભાવાર્થ :**

ખાંડનો એક આખો પર્વત હોય, તેમાંથી કીડી પોતાની કક્ષા પ્રમાણે પોતાના મુખમાં ખાંડનો કણ મૂકીને લઈ જાય છે, તેમ સુલૂકનો પણ એક મહાપર્વત છે, એમાંથી કીડીની જેમ પોતાની શકિત અને ક્ષમતા પ્રમાણે શકય એટલું પ્રાપ્ત કરી લો, આખોયે પર્વત પામવો શકય નથી !



કુર્આન મજીદમાં છે કે :

'અને પૃથ્વીમાં જેટલાં ઝાડ છે તે બધાં જ અગર કલમ બની જાય અને સમુદ્ર તેની શાહી હોય, (અને) તે ઉપરાંત બીજા સાત સમુદ્રો (ની શાહી) હોય તો પણ અલ્લાહની વાતો પૂરી ન થાય; બેશક અલ્લાહ મહા બળવાન (અને) હિકમતવાળો છે.'

**(સૂરએ 'લુકમાન' આયત : ૨૭)**



## આઠમી મજલિસ

**તારીખ :** ૨૧, શવ્વાલ, હિજરી સન ૧૩૮૭ મુતાબિક ૨૨, જાન્યુઆરી, ઈસવી સન ૧૯૬૮

**વાર :** સોમવાર

**સ્થળ :** ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો :**

દરરોજ પ્રમાણે



### (૯૧)

### સૌથી મહત્વનો વઝીફો આ છે કે આમાલ રિયાથી ખાલી હોય

આ લખનાર (હઝરતની ખિદમતમાં) થોડો મોડો હાજર થયો.

મેં અરજ કરી કે,

''અમે લોકો ઈરાદા પૂર્વક મોડા હાજર થઈએ છીએ જેથી હઝરત વઝાઈફ અને મઅમૂલાતથી ઈત્મિનાનપૂર્વક ફારિગ થઈ જાય, અને કંઈક આરામ ફરમાવી લે.''

ઈર્શાદ થયો કે,

''મારા વઝાઈફની શી વિસાત ! ઉમ્મુલ વઝાઈફ

(તમામ વઝાઈફની માતા) તો આ છે કે આમાલ રિયા (દંભ અને દેખાડા)થી ખાલી હોય.''

ખાલિક (સર્જનહાર)થી નઝર હટીને મખ્લૂક (સૃષ્ટિ) પર સ્થિર થવી, બલ્કે મખ્લૂકનું અસ્તિત્વ જ સ્વીકારવું શિર્ક છે અને એ જ તે શિર્ક છે જેને રાતના અંધારામાં કીડીઓના ચાલવા કરતાં વધારે મુશ્કેલ અને નાઝુક બતાવવામાં આવ્યું છે.

બુઝુર્ગોની ખિદમતમાં બેસીને એ જ પ્રમાણે જાણવા મળ્યું કે સૌથી મોટી વાત એ છે કે પોતાનાથી પણ ખોવાઈ જાય અને બીજાઓથી પણ.

જ્યાં આ વિચાર આવ્યો કે : મારી તકરીરનો શ્રોતાઓ પર પ્રભાવ પડયો, બસ રિયા (દંભ) આવ્યો. વિચારમાં વાળ બરાબર લપસવાથી સેંકડો માઈલ રસ્તાનો તફાવત પડી જાય છે.

વિચાર અતિ સૂક્ષ્મ અને નાઝુક હોય છે. પરંતુ સમગ્ર જીવનના જહાઝને તે જ ચલાવે છે.

એક બાળક રેલગાડીના ભારી ભારી પૈડાંઓને જુએ છે. તે પોતાના પિતાને પૂછે છે કે,

'આ મોટાં મોટાં પૈડાંઓને કઈ શક્તિ ચલાવે છે ?'

પિતા ઉત્તર આપે છે કે,

''દીકરા ! કદી શિયાળામાં કામળો ઓઢીને મોઢામાંથી હવા કાઢીને જોયું છે ?

જોયું છે કે મોઢામાંથી કોઈ ગરમ ગરમ વસ્તુ (વરાળ) નીકળે છે ?''

દીકરો કહે છે,

'હાં.'

પિતા કહે છે,

"એ જ વરાળ અથવા સ્ટીમ (Steam) સમગ્ર જહાઝ કે સમગ્ર રેલગાડીના પૈડાંઓને ચલાવે છે !

જહાઝનો કેપ્ટન કે ડ્રાઈવર આ સૂક્ષ્મ અને નાઝુક વરાળની ઘણી સંભાળ રાખે છે. એ ઓછી થઈ જાય તોપણ નુકસાન થાય અને વધી જાય તો પણ ખરાબી પૈદા કરી દે. તેઓ હંમેશા એને સમતોલ અને વ્યવસ્થિત રાખવાની કોશિશ કરે છે."

(૯૨)

## મફત મળેલી વસ્તુની કદર થતી નથી

ફરમાવ્યું કે,

જે ચીઝ મફત મળી જાય છે, તેની કદર નથી થતી. મોટા મોટા મઆરિફ અને હકાઈક મહેનત અને કષ્ટ વગર મળી જાય તો તેનું મહત્વ જ નથી રહેતું. મહેનત કરીને આ જ પાણી જે વહી રહ્યું છે તે પ્રાપ્ત થઈ જાય તો તેની પણ કદર અને હિફાઝત થાય છે.

મુન્ને મિયાં (સાહબઝાદહ) ઘણી મહેનત અને ચીવટથી કૂવો ખોદાવી રહ્યા હતા. કેટલીયે વખત એમાં માટી ધસી પડી હતી. જ્યારે સાફ અને મીઠું પાણી નીકળ્યું ત્યારે તેને શીશામાં ભરીને તોહફા તરીકે લાવ્યા અને મને આપ્યું.

કુર્આન મજીદમાં કેવા કેવા ઉલૂમ અને મઆરિફ બયાન કરવામાં આવ્યા છે. કોઈ એના માટે કષ્ટ નથી ઉઠાવતું. અને કદર નથી કરતું. હમણાં જો કોઈ કહી દે કે ફલાણાં મકાનમાં,

જે ખંડેર થઈ ગયું છે, ખઝાનો દાટેલો છે. તો લોકો એ જમીન ખરીદી લેશે અને ખઝાનો બહાર કાઢશે. એના વિષે આપે હઝરત ઈબ્ને સીરીન (રહ.)ના બનાવો સંભળાવ્યા.

કુર્આન મજીદમાં બિલકુલ શરૂઆતમાં જ કેટલી મોટી હકીકત બયાન કરવામાં આવી છે !

**'ઝાલિકલ કિતાબુ લા રય બફીહ.'**

**(સૂરએ 'બકરહ' : ૨)**

[આ કિતાબ (કુર્આન) એવી છે કે એમાં સહેજ પણ શંકા નથી.]



તમારી પાસે કોઈ ખૂશી કે ગમીનો તાર (ટેલીગ્રામ) આવે છે. જો ખૂશીનો તાર આવે છે તો આખા ઘરમાં ખૂશીની લહેર ફરી વળે છે.

જો ગમના કોઈ સમાચાર મળે છે તો આખા ઘરમાં ઉદાસી છવાય જાય છે.

જો કે 'તાર' સમાચાર છે, બનાવ નથી.

પરંતુ લક્ષણો અને સંકેતોથી એ સમાચાર પર યકીન પૈદા થઈ જાય છે. એ એનો જ કરીશ્મો છે. તો પછી અલ્લાહે આપેલી ખબરો અને કુર્આનના ઉલૂમ તથા મઆરિફમાં શું શંકા છે ?

**(૯૩)**

## નમાઝ કદી જૂની નથી થતી

ફરમાવ્યું કે,

આપણી ઈબાદતો પણ આદતો બની ગઈ છે !

નમાઝનો સમય આવ્યો, નમાઝ પઢી લીધી.

રોઝહનો ઝમાનો આવ્યો, રોઝહ રાખી લીધા.

ઈબાદત આ છે કે નફાનો યકીન અને અજર (સવાબ)નો ઈસ્તિયાક (શોખ) હોય.

જુઓ, મનીઓર્ડર લાવનાર ટપાલીનો કેવી રીતે સત્કાર કરવામાં આવે છે અને કેવી રીતે તેના માટે રાહત અને આરામને કુર્બાન કરવામાં આવે છે.

મેં એક બુઝુર્ગને જોયા કે તહજ્જુદના માટે જાગ્યા તો કહ્યું કે,

"ચા લાવો !"

મેં કહ્યું કે,

"આ પણ એક જાતનું ઈન્જેકશન છે. નમાઝના માટે પ્રફુલ્લિતતા અને તાઝગી પૈદા કરવા માટે કોઈ બાહ્ય મદદની જરૂરત નથી."

ફરમાવ્યું કે,

"નમાઝ કદી જૂની નથી થતી.<br>
દરેક દિવસની નમાઝ નવી નમાઝ છે.<br>
જે નમાઝ કાલે હતી તે આજે નથી.<br>
એ જ પ્રમાણે દરેક નમાઝ નવી નમાઝ છે.<br>
અને દરેક ઝિક્ર નવો ઝિક્ર છે.<br>
જો મુહબ્બત અને નફાની ઉમ્મીદ હોય, તો દરરોજ નવી વાત, દરરોજ નવો ચહેરો હોય છે.<br>
ફઝલુર્રબ, સાહબઝાદહ બીમાર હતો.<br>
મેં તેને જોયો તો બિલકુલ નવો ચહેરો જણાયો !

વરસોથી મારી પાસે મનીઓર્ડર આવે છે પરંતુ મનીઓર્ડર લાવનાર ટપાલી દરરોજ નવો દેખાય છે !''

(૯૪)

## કુર્આન મજીદે બતાવેલું થર્મોમિટર

માયા અને મુહબ્બત તે ચીઝ છે કે પરિચિત અને પ્રિય વ્યક્તિનું નામ આવતાં જ નાડીના ધબકારા તેઝ થઈ જાય છે.

મૌલાના રૂમ (રહમતુલ્લાહિ અલયહ)એ મષનવીમાં એક બનાવ લખ્યો છે કે :–

એક બાદશાહ એક ઔરત પર આશિક થયો. બાદશાહે તેની સાથે શાદી કરી લીધી. તેને મહેલમાં લાવ્યો. થોડાં દિવસો પછી તે ઔરત બીમાર થઈ ગઈ અને કોઈ દવા કારગર ન થઈ.

શાહી હકીમોએ હઝાર ઉપાયો કર્યા પરંતુ કોઈ સફળ ન થયો. બીમારી વધતી જ ગઈ. છેવટે બાદશાહે દરબારી તબીબોને ધમકાવ્યા.

બાદશાહે તેમને કહ્યું કે,

''જો હવે ઈલાજથી ફાયદો ન થયો તો હું બધાંને પદભ્રષ્ટ કરીશ અને પગાર બંધ કરી દઈશ. જો મને જ તમારી ખિદમત કામમાં ન આવે તો પછી એ કયા દિવસ અને કોના માટે છે ?''

હકીમો ઘણા ગભરાયા.

એક અનુભવી હકીમે બાદશાહને કહ્યું કે,

"હું એકાંતમાં બીમારની નાડી જોવા અને તેનાથી વાત કરવા ચાહું છું."

બાદશાહે પરવાનગી આપી દીધી.

હકીમે વાતવાતમાં તેનું વતન, શહેર, ખાનદાન, વગેરે પૂછયું. તે પછી મહોલ્લો અને ત્યાં રહેનારાઓના નામો લેવા શરૂ કર્યા. હાથ તેની નાડી ઉપર મૂકી રાખ્યો. છેવટે જયારે એક સોની યુવાનનું નામ લીધું ત્યારે ઔરતની નાડી તેઝ થઈ ગઈ અને જોર જોરથી ચાલવા લાગી.

હકીમે બાદશાહથી કહી દીધું કે આ ઔરત ફલાણા સોની યુવાન પર આશિક છે.

આ કિસ્સો તો હજુ આગળ ચાલે છે પરંતુ મારો જે હેતુ છે તે આટલી વાતથી પ્રાપ્ત થઈ જાય છે.

કુર્આને મજીદે એ જ થર્મોમિટર આપણને આપ્યું છે.

ફરમાવ્યું કે,

**"ઈન્નમલ મુઅમિનૂ-નલ્લઝી-ન ઈઝા ઝુકિરલ્લાહુ વ જિલત કુલૂબુહુમ વ ઈઝા તુલિયત અલયહિમ આયાતુહૂ ઝાદત્હુમ ઈમાનંવ વ અલા રબ્બિહિમ યતવક્કલૂન."**

**(સૂરએ 'અનફાલ' આયત : ૨)**

**ભાવાર્થ :**

[(પાકા) ઈમાનવાળા તે લોકો જ છે કે જયારે તેમની સામે અલ્લાહનું નામ લેવામાં આવે છે ત્યારે તેમના દિલ ધ્રૂજી ઊઠે છે અને જયારે તેની આયતો તેમને પઢી સંભળાવવામાં આવે છે ત્યારે તે આયતો તેમના ઈમાનને વધારે (મજબૂત) કરે છે અને તેઓ પોતાના માલિકની ઉપર જ ભરોસો રાખે છે.]

આ આયતમાં ઈમાનવાળાઓનો હાલ બયાન કરવામાં આવ્યો છે કે જયારે અલ્લાહનો ઝિક્ર થાય અને કલામે ઈલાહી પઢવામાં આવે ત્યારે તેમની શી હાલત થાય છે.

**'વ જિલત કુલૂબુહુમ'** અર્થાત તેમની નાડી તેઝ થઈ જાય છે અને દિલના ધબકારા વધી જાય છે કારણકે તેમને આ નામની લિઝઝત હાસિલ છે અને એ ઝાતથી ઈશ્ક છે.

**'ઈઝા તુલિયત અલયહિમ આયાતુહૂ ઝાદતહુમ ઈમાનંવ.'**

અર્થાત તેમને એક નવો લુત્ફ અને નવો ઝવક હાસિલ થાય છે. એટલા જ માટે કહું છું કે દરેક નમાઝ નવી છે અને દરેક વખતનો ઝિક્ર નવો હોય છે.

## (૯૫)

## અલ્લાહ તઆલાના અસ્મા અને સિફાતની દિલરુબાઈ અને દિલફિગારી

અલ્લાહ તઆલાના 'અસ્માએ હુસ્ના' (સુંદર નામો) અને સિફાત એવા દિલફરેબ અને દિલરુબા છે કે તેમનો ઝિક્ર કરવાથી નાડીના ધબકારા તેઝ જ નહીં થઈ જાય છે, બલ્કે અજબ નથી કે નાડી ફાટી જાય અને જિગર ચિરાય જાય. જો કબ્રસ્તાનમાં પઢવામાં આવે તો મુર્દા કફન ફાડીને બહાર આવી જાય.

જુઓ અલ્લાહ તઆલા ફરમાવે છે કે :

**'હુવલ્લાહુલ્લઝી લા ઈલા–હ ઈલ્લા હુ–વ આલિમુલ ગયબિ વશ્શહાદતિ હુવર્રહમાનુર્રહીમ. હુવલ્લાહુલ્લઝી**

**લા ઇલા-હ ઇલ્લા હુ-વ અલ મલિકુલ કુદ્દુસુસ્સલામુલ મુઅમિનુલ મુહયમિનુલ અઝીઝુલ જબ્બારુલ મુ-ત કબ્બિર. સુબ્હા નલ્લાહિ અમ્મા યુશ્રિકૂન. હુવલ્લાહુલ ખાલિકુલ બારિઉલ મુસવ્વિરુ લહુલ અસ્માઉલ હુસ્ના. યુસબ્બિહુ લહૂ માફીસ્સમાવાતિ વલ અર્દ. વહુવલ અઝીઝુલ હકીમ.''**

**(સૂરએ 'હશ્ર' : ૨૨, ૨૩, ૨૪, પારો : ૨૮)**

**ભાવાર્થ :**

તે જ અલ્લાહ છે જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી. તે જ ગુપ્ત અને જાહેર વસ્તુનો જાણકાર છે, તે જ બેહદ મહાકૃપાળુ મહા દયાળુ છે. તે જ અલ્લાહ છે જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી, તે શહેનશાહ છે. (સૌ અયબોથી) પવિત્ર છે, (ખામીઓથી) સલામત છે, પનાહ આપનાર, નિગેહબાની કરનાર અતિ પ્રબળ, ખરાબીને દુરુસ્ત કરનાર અતિ મહત્તાવાળો છે. તેઓ જે શરીક ઠેરવે છે તેથી ખુદાવંદ પવિત્ર છે. તે જ અલ્લાહ (જગતનો) ઉત્પન્ન કર્તા, યોગ્ય રચના કરનાર, સ્વરૂપ આપનાર છે. તેના જ સૌ સારાં નામો છે. જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે તે સૌ તેની જ પવિત્રતા બયાન કરે છે, અને તે જ ઝબરદસ્ત હિકમતવાળો છે.

એના હુસ્ન અને જમાલ, લુત્ફ અને અસર અનંત છે.

**(૯૬)**

## કબરવાળાઓની હસરત

હું કબ્રસ્તાનમાં કુર્આન શરીફ પઢતા ગભરાઉં છું (તે આયતો સિવાય જેની તા'લીમ આપવામાં આવી છે.) કારણકે

ન જાણે (મારા કુર્આન શરીફ પઢવાથી) મુર્દાઓ પર શું વીતે ? તેમને કેવી કેવી હસરતો હશે કે અમારી સલ્તનત પર ગૈરોનો કબ્જો છે ! જે ચીઝો અમારી માલિકીની હતી તેના માલિક હવે બીજા છે !

અમે ખુદાનું નામ લઈ શકતા હતા,

અમે ઝિક્ર કરી શકતા હતા,

અમે કુર્આન પઢી શકતા હતા,

આજે બિલકુલ મજબૂર અને અમઝૂર છીએ !

તેમને કેવી તડપ અને બેચેની થતી હશે !

તેઓ આજે એક વખત કલિમહ પઢવાથી પણ આજિઝ છે !

તેઓ તરસે છે કે,

એક વખતે કલિમહનો, અને

એક આયતની તિલાવતનો સવાબ

કોઈ તેમને પહોંચાડી દે !



કિસ્સો છે કે :—

એક બાદશાહ શાહી ભોજન જમી રહ્યો હતો. એક પહેરેદાર ઊભો હતો. અચાનક તેનામાં બેકરારી અને બેચેનીનો આવેગ ઉત્પન્ન થયો અને તે વીજળીની જેમ તડપી ઉઠયો !

બાદશાહે તેની તડપ નિહાળી.

તેને પૂછયું,

'કેમ શી વાત છે ?'

તેણે ઘણી વાતો બનાવી અને કહ્યું કે,

'મારા પર કદી કદી એક બીમારીનો દવરહ પડે છે.'

બાદશાહે કહ્યું,

''ના, સાચે સાચું બતાવો.
હું અનુભવી અને લક્ષણને પારખી જનારો છું.
આ બીમારી નથી, બીજી કોઈ વાત છે.''

વધારે દબાણ કરવાથી તેણે બતાવ્યું કે,

''હું પણ કોઈક વખતે બાદશાહ હતો. અને હું પણ ત્યારે આ જ પ્રમાણે શાહી ભોજન જમતો હતો. અને ચોબદાર (છડીદાર) તથા ગુલામ (ચાકર) એ જ પ્રમાણે ઊભા રહેતા હતા. તે દશ્ય યાદ કરીને મારામાં વીજળી જેવી ચમકી ગઈ !''



બસ, જેવી રીતે પહેરેદારની અંદર, જે કયારેક બાદશાહત કરતો હતો, આ શાહી દશ્ય જોઈને તેનામાં હસરત અને બેકરારી પૈદા થઈ અને તેને પોતાનો જૂનો જમાનો યાદ આવી ગયો, એ જ પ્રમાણે આ કબરવાળાઓને પોતાનો તે જૂનો જમાનો યાદ આવી જાય છે, જયારે તેઓ પણ અલ્લાહનું નામ લેવા, કુર્આન શરીફની તિલાવત કરવા અને ઝિક્ર તથા ઈબાદત કરવાને કાબિલ હતા.

એ જમાનો યાદ આવવાથી કબરવાળાઓ બેચેન થઈ જાય છે.

(૯૭)

## જયારે શાહી મહેલના વર્ણનથી આ અસર થાય છે તો બારગાહે ખુદાવંદીની વાતની શી અસર થવી જોઈએ ?

ફરમાવ્યું કે,

મેં ભોપાલમાં ત્રણ દૌર જોયા છે :–

[૧]

એક દૌર હતો જયારે અહીં શાહજહાં બેગમ સાહિબાની હુકૂમત હતી. ત્યારે જો કોઈ કહેતું કે,

'અમે શાહજહાંબાદ જઈ રહ્યા છીએ.'

તો (બોલનારનો) ચહેરો ખૂશીના કારણે ચમકી ઊઠતો હતો !

[શાહજહાંબાદ ત્યારે રાજભવન હતું. રાજયની કચેરીઓ ત્યાં આવેલી હતી અને ત્યાં દરબાર ભરાતો હતો.]

[૨]

તે પછી સુલ્તાના જહાંબેગમ સાહિબાનો દૌર આવ્યો.

ત્યારે જો કોઈ કહેતું કે,

'અમે અહમદાબાદ જઈ રહ્યા છીએ'

તો (બોલનારની) આંખોમાં ચમક મેહસૂસ થતી હતી.

[ભોપાલના એક શાહી વિસ્તારનું નામ અહમદાબાદ

છે. સુલતાના જહાંબેગમ સાહિબાના જમાનામાં રાજભવન હતું. બેગમ સાહિબાના પતિ અહમદઅલીખાં ઉર્ફે સુલ્તાન દુલ્હાના નામથી અહમદાબાદ નામકરણ થયું હતું.]

## [૩]

તે પછી એ દૌર જોયો કે મહમૂદ અલીખાં, મહફૂઝ અલીખાં ખાનકાહમાં ઈદમિલન માટે આવતાં અને કહેતા કે અમે 'શિમલા કોઠી' જઈ રહ્યા છીએ ત્યારે (તેમના) ચહેરા પર ખૂશી જાહેર થતી હતી.

['શિમલા કોઠી' સુલ્તાના જહાંબેગમ સાહિબાના વચેટ સાહબઝાદા જનરલ ઉબૈદુલ્લાહ ખાન સાહબનું નિવાસસ્થાન હતું જયાં તેમના બંને પુત્રો સઈદમિયાં અને રશીદમિયાં રહેતા હતાં. એ જગા ભોપાલમાં શિમલા પહાડી પર આવેલી છે. એટલે 'શિમલા કોઠી' કહેવાય છે.]



રાજયકર્તાઓના નામો અને તેમની સાથે સંબંધ ધરાવતી ચીઝોની આ અસર થાય છે તો પછી ખુદાના નામ અને તેની સાથે નિસ્બત રાખનારી ચીઝોની મોમિન પર શું અસર થવી જાઈએ ?

## (૯૮)

## કુર્આન મશીખત અને બુઝુર્ગી (મોટાઈ)ને નકારે છે

ફરમાવ્યું કે,

કુર્આન મજીદ મશીખત અને બુઝુર્ગીને નકારે છે, તે બધાંને બંદા અને ખુદાના મોહતાજ સાબિત કરે છે.

કુર્આન સાફ એલાન કરે છે કે :–

**'યા અય્યુહન્નાસુ અન્તુમુલ ફુકરાઉ**
**ઈલલ્લાહિ વલ્લાહુ હુવલ ગનીય્યુલ હમીદ.'**

**(સૂરએ 'ફાતિર', આયત : ૧૫, પારો : ૨૨)**

**ભાવાર્થ :**

હે લોકો ! તમે સર્વ અલ્લાહના જ મોહતાજ છો અને અલ્લાહ જ બેપરવા (અને) સર્વસ્વ ખૂબીઓવાળો છે.

એટલા જ માટે ખાનકાહોમાં કુર્આન મજીદના સ્થાને તસવ્વુફની કિતાબો વાંચવામાં આવે છે. ત્યાં કોઈને 'કુદવતુસ્સાલિકીન' કોઈને 'ઝુબ્દતુલ આરિફીન'નો લકબ આપવામાં આવે છે, અને કોઈ મુરશિદના કદમ લે છે.

ત્યાં જયારે આ શેર પઢવામાં આવે છે ત્યારે સમગ્ર મજલિસ ઝુમી ઊઠે છે !

**અય કે કરદી ઝાતે મુરશિદરા કુબૂલ,**
**હમ ખુદા દર ઝાતશ આમદ હમ રસૂલ.**

**દર બશર રૂ પોશ આમદ આફતાબ,**
**ફહમ કુન વલ્લાહો અઅલમ બિસ્સવાબ.**

**(૯૯)**

## રેતીના કણો અને પથ્થરની શીલા

ફરમાવ્યું કે,

એક દિવસે હાજી ફઝલુર્રહમાન સાહબ જામિઅ મસ્જિદમાં જુમ્અતુલ વિદાઅની નમાઝ પઢીને આવ્યા.

કહેવા લાગ્યા કે,

'આજે જામિઅ મસ્જિદમાં પુષ્કળ માનવો હતા.'

મેં પૂછયું કે,

રેતીના કણો જેવા કે પથ્થર જેવા ?

રેતીના કણો તો હવાના ઝોંકાથી એક તરફથી બીજી તરફ ઊડતા રહે છે.



મેં ૧૩૨૨ હિજરીસનમાં પહેલી હજ કરી. હું જિદ્દા અને મકકાના માર્ગમાં જોતો હતો કે કયારેક રેતીનો ડુંગર રસ્તાની જમણી તરફ ઊભો છે, કદી ડાબી તરફ. જે તરફની હવા થતી તે તરફ રેતી ખસવા માંડતી. પરંતુ જ્યારે એ રજકણો એકબીજાની સાથે ચોંટીને સંલગ્ન થયેલાં હોય છે ત્યારે પથ્થરનો એક ટુકડો હોય છે, જે અગર કોઈના મોઢા પર મારી દેવામાં આવે તો તેને મૃત્યુના મુખમાં પહોંચાડી દે છે !

એને જ કહેવામાં આવ્યું છે :

**'કમ્મિન ફિ-અતિન કલીલતીન ગલબત ફિ-અતન કસી-રતમ બિઈઝનિલ્લાહિ વલ્લાહુ મઅસ્સાબિરીન.'**

**(સૂરએ 'બ-ક-રહ', આયત : ૨૪૯, પારો : ૨)**

**ભાવાર્થ :**

તેઓએ કહ્યું કે અનેક વખત (એવું બન્યું છે કે) થોડાંક (ઈમાનવાળા) લોકોએ (કાફિરોના) મોટા લશ્કરો પર અલ્લાહના હુકમથી જીત મેળવી છે, અને અલ્લાહ ધીરજવાનોને સાથ આપે છે.

(૧૦૦)

## મોત ગભરાવાની ચીઝ નથી

ફરમાવ્યું કે,

મારા પર કેટલીયે વખત મોત જેવી કૈફિયત તારી થઈ.

કેટલીયે વખત મરતા મરતા બચ્યો.

કેટલીક વખત ઘરવાળા બિલ્કુલ નિરાશ થઈ ગયા.

મેં કહી દીધું હતું કે :

'બેહોશી અને ગફલતની હાલતમાં જોર જોરથી કલિમહ પઢવામાં આવે કે જેથી આ ગફલત અને બેહોશીમાં પણ સાંભળી શકાય.'



એક વખતે એવી જ હાલત હતી.

સેવા–સુશ્રુસા કરનારાઓ નિરાશ થતા જતા હતા.

હકીમ ઝિયાઉલ હસન સાહબ આવ્યા.

[ભોપાલના મશહૂર તબીબ અફઝલુલ અતિબ્બા હકીમ ઝિયાઉલ હસન સાહબ મરહૂમ તરફ ઈશારો છે.]

તેમણે નાડી તપાસી તો કહ્યું કે,

'ગભરાવાની કોઈ વાત નથી.'

મેં કહ્યું કે,

''મોત પણ કોઈ ગભરાવાની ચીઝ છે ?!

જે માણસ મોતથી ગભરાયો તેણે લખ્યું પઢયું

ગારત કરી દીધું અને આખી ઉંમરની મહેનત પર પાણી ફેરવી દીધું.

ગભરાવાની ચીઝ ગુનાહો અને પાપો છે.

ગભરાવાની ચીઝ તો આ શાદીઓ છે જેમાં

ખુદા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઘરમાંથી રુખસત કરી દેવામાં આવે છે અને કુર્આન તથા હદીસને તાક પર મૂકી દેવામાં આવે છે !

મનમાની કરવામાં આવે છે !''

## (૧૦૧)

## બે ચીઝો પહેલાં ઈબાદત હતી હવે માત્ર રિવાજ અને આદત છે !



ફરમાવ્યું કે,

બે ચીઝો મોટી ઈબાદત હતી.

એક નિકાહ,

બીજું ખાવાનું (ભોજન).

હવે બંનેમાંથી દીન અને શરીઅતના અહકામ તથા ઈમાન અને એહતિસાબ (મનાઈ કરેલી વસ્તુઓથી રોકવું)ની રૂહ નીકળી ગઈ !



ખાવાની આ અહમિય્યત અને અઝમત, એના અમલ અને ઈબાદત હોવાનો ખ્યાલ શયખુલ હદીસ મૌલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબને ત્યાં જોયો.

હું એક દિવસે બપોરે ખાવામાં શરીક હતો. એક સાહબ આવ્યા હતા જેમની સાથે તેમના સિલસિલા અને મશાઈખના સંબંધો હતા.

તેમણે ખાતીવેળા કોઈ મુકદમા કે અદાલતી કિસ્સાની વાત કાઢી.

(શયખુલ હદીસ સાહબે) ફરમાવ્યું કે,

'અત્યારે ખાવાનું ખાઓ, (વાત) પછી સાંભળીશું.'

## (૧૦૨)

## ખુદાની નોકરી

ફરમાવ્યું કે,

એક ડોસી વાલિદ સાહબની પાસે બહુધા આવતી હતી અને પોતાના દુઃખ-દર્દની કહાણી કહેતી હતી.

એક દિવસે એવી જ દુઃખની દાસ્તાન કહેવા લાગી અને પરેશાનીઓને બયાન કરવા લાગી કે :

''આ નથી,
પેલુ નથી,
મારું તો અલ્લાહ સિવાય કોઈ નથી !''

મેં કહ્યું કે,

''આપે સરસ કહ્યું !

મને બાદશાહ પોતાની ગોદમાં બેસાડી લે અને હું હઝારો શિકાયતો કરું કે,

મારું તો બાદશાહ સિવાય કોઈ નથી,
તો એ બાદશાહની પ્રશંસા થઈ કે ટીકા ?''

## નવમી મજલિસ

તારીખ : ૨૨, શવ્વાલ, હિજરી સન ૧૩૮૭ મુતાબિક
૨૩, જાન્યુઆરી, ઈસવી સન ૧૯૬૮
વાર : મંગળવાર
સ્થળ : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

## (૧૦૩)

### દરેક શખ્સમાં પાત્રતા મોજૂદ છે માત્ર તેનો વિકાસ કરવાની જરૂરત છે



ફરમાવ્યું કે,

આ ફિઝા (વાતાવરણમાં) દરેક પ્રકારના ફુયૂઝ મોજૂદ છે. ફુયૂઝ જ નહિં, હું તો કહું છું વુજૂદ પણ દરેક પ્રકારના મોજૂદ છે, પરંતુ એ ફુયૂઝને સમજવા માટે અને એનાથી ફાયદો મેળવવા માટે પાત્રતા તેમજ એ સંવેદનાને જાગ્રત કરવાની જરૂરત છે, જેનાથી એનો સંબંધ છે.

સાંભળવાની (શ્રવણ) શકિત બધાંને મળી છે પરંતુ આ શ્રવણની અંદર એક બીજું શ્રવણ છે, જો તે જાગ્રત નથી તો ઘણાં અવાજો અને ધ્વનિઓને સમજી નથી શકતો. આ શકિત અને એની પ્રજ્ઞા વચ્ચે એક રાબિતહ (સંપર્ક)ની જરૂરત છે. જો એ રાબિતહ (સંપર્ક) મોજૂદ છે તો પેલી શક્તિ એને ગ્રહણ કરી લેશે, નહિતર તેને એની પ્રજ્ઞા પણ ન થશે.

## (૧૦૪)

### જેવી રીતે ધ્વનિઓ વાતાવરણમાં સુરક્ષિત છે તેવી જ રીતે પાત્રતાઓ માનવમાં અસ્તિત્વ ધરાવે છે

જુઓ, અવાજો હંમેશાંથી ફિઝા (વાતવરણ)માં મોજૂદ હતા પરંતુ તેનો સંપર્ક પેદા નહિ થયો ત્યાં સુધી, એનો કોઈને પણ એહસાસ ન હતો અને ન કોઈ એને સાંભળતો હતો. હવે આપ અહીં બેઠાં બેઠાં કરાંચીના, મક્કાના અને લંડનના અવાજો સાંભળતા રહો છો. આ સંવેદન સૌને મળ્યું છે, માત્ર બેદાર (જાગ્રત) કરવા ન કરવાનો, વિકાસ કરવા ન કરવાનો તફાવત છે. એને જ લોકો બુઝુર્ગી અને વિલાયત સમજવા લાગ્યા છે.

એક શખ્સ આપની સામે અંગ્રેજીનો પત્ર ફર ફર વાંચતો ચાલ્યો જાય છે, આપ અંગ્રેજી ભણેલા નથી. આપ એને કરામત કે બુઝુર્ગી સમજવા લાગશો કારણકે આપ તે પત્ર વાંચી નથી શકતા. આપને ખબર નથી એમાં શું લખેલું છે. અને પેલો શખ્સ એને સબકની જેમ સંભળાવતો ચાલ્યો જાય છે. પરંતુ આપ પણ જો એને શીખી લો અને એની પ્રજ્ઞાને જાગ્રત કરી લો તો આપ પણ વાંચી શકો છો.

વિલાયત અને બુઝુર્ગીના જે મર્તબાઓ અને કમાલાત બયાન કરવામાં આવ્યા છે અને બુઝુર્ગોના જે કામાલાતની વાતો આપણે સાંભળતા રહીએ છીએ, એ તમામની પાત્રતા આમ મુસલમાનોમાં મોજૂદ છે. માત્ર નુબુવ્વત, માત્ર સહાબિય્યત અને એ જ પ્રમાણે તાબિઈ હોવાની સઆદત (સૌભાગ્ય). આ જમાનામાં શકય નથી કારણકે તેનો એક ચોકકસ સમયે ઈખ્તેતામ (સમાપ્તિ) થઈ ગઈ છે. બાકી બધું શકય છે.

અલબત્ત પાત્રતાઓ વિવિધ છે. જરૂરી નથી કે જે મર્તબો હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ને પ્રાપ્ત થયો તે આપને પ્રાપ્ત થઈ જાય. પાત્રતાઓનો તફાવત બરહક (સત્ય) છે.

## (૧૦૫)

## વિલાયત ઝાતી છે અને ગુનાહ આરઝી

લોકોની આદત છે કે એકને બુઝુર્ગ માની લે છે અને તેનાથી જ દુઆ કરાવે છે. બાકી ન પોતાને દુઆના કાબિલ સમજે છે ન આમ મુસલમાનોમાં કોઈ બુઝુર્ગી માને છે.

હું તો માનું છું કે ગુનાહગાર મુસલમાનોમાં પણ અસર અને કબૂલિય્યત છે.

વિલાયત દરેક મુસલમાનના માટે ઝાતી છે અને ગુનાહ આરઝી છે. અલ્લાહે તો બુઝુર્ગ જ પેદા કર્યા. આપણે શયતાન થઈ ગયા.

જુઓ, જ્યારે આપણે બાળકો હતા ત્યારે ગુનાહોથી માસૂમ (નિર્દોષ), વલી, કુત્બ બધું જ હતા. મોટા થઈને શયતાન થઈ ગયા. પરંતુ એ આરઝી ચીઝ છે.

મુસલમાનોએ દરેક ચીઝમાં વહેંચણી કરી રાખી છે. ઈમામતના માટે પણ તે કોઈને મખ્સૂસ કરી લે છે. જો કે ઈમામત પણ કોઈના સાથે મખ્સૂસ નથી. દરેક મુસલમાન ઈમામત કરી શકે છે. મને એ સારું નથી લાગતું કે એક શખ્સને ઈમામતના માટે નોકર રાખી લેવામાં આવે. અને તે જ નમાઝ પઢાવતો રહે.

એ કેવા ઈમામ અને મુઅઝ્ઝિન ? દરેક શખ્સ ઈમામ અને મુઅઝ્ઝિન છે.

એ જ પ્રમાણે દુઆ દરેક મુસલમાન કરી શકે છે અને એની દુઆથી મોટા મોટા કામો થઈ જાય છે.

પીર સાહબ જ દુઆ કરવાના માટે નથી. તમે પણ છો.

## (૧૦૬)

## દુઆની કબૂલિય્યત માટે બુઝુર્ગી શર્ત નથી દિલ શિકસ્તગી (દિલની ભગ્નાશ) શર્ત છે

અહીં એક માનવંત શખ્સ હતા. રજવાડાના વિલીનીકરણ પછી ઘણાંયે પ્રતિષ્ઠિત મુસલમાનો પર મુકદ્દમાઓ માંડવાંમાં આવ્યા. પેલા માનવંત શખ્સ ઉપર પણ ચીફ કમિશ્નર સાહબે એક મુકદ્દમો માંડી દીધો.

તે માનવંત શખ્સ બીચારા નમાઝ, રોઝહ અને ઝિક્ર તથા તિલાવતથી કોઈ સંબંધ ધરાવતા ન હતા ! એક હાફિઝ સાહબને લઈને મારી પાસે આવ્યા.

તેમણે કહ્યું કે,

"મારા પર મુકદ્દમો માંડવામાં આવ્યો છે.
આપ જે કંઈ બતાવો તે આ હાફિઝ સાહબને બતાવી દો. એઓ પઢી લેશે."

મેં કંઈક પઢવા માટે બતાવી દીધું.

પઢતાં પઢતાં ઘણાં દિવસો વીતી ગયા.

એની કોઈ અસર જાહેર ન થઈ !

એક દિવસે પેલા માનવંતે હાફિઝ સાહબને મોટર પર બેસાડયા અને જંગલમાં લઈ ગયા.

ત્યાં લઈ જઈને ધમકી આપી કે,

"તમે આટલા દિવસોથી અલ્લાહનો કલામ પઢો છો, હજુ સુધી એનું કોઈ પરિણામ નથી આવ્યું ! હું એ માની શકતો નથી કે અલ્લાહના કલામમાં અસર ન હોય ! અલ્લાહનો કલામ અને તેનાથી હજુ સુધી નતીજો ન નીકળે એ શકય નથી.

હવે હું તમને સાફ શબ્દોમાં કહું છું કે, જો હું આ મુકદમામાંથી મુકત ન થયો તો હું તમારા ટુકડે ટુકડા કરી નાંખીશ. મેં કેટલાંયે ખૂન કર્યા છે. હું તમારી બોટી બોટી કરીને કોઈ કૂવામાં નાંખી દઈશ, કોઈને જાણ ન થશે. હવે તમે જાણો અને તમારું કામ !"

હાફિઝ સાહબ ગભરાયેલા ગભરાયેલા મારી પાસે આવ્યા. અને કિસ્સો સંભળાવ્યો.

મેં કહ્યું કે;

'હવે તમે તમારી ફિકર કરો, હું એમાં કંઈ ન જાણું.'

તેમણે આ બેકરારીમાં કંઈ એવી દુઆ કરી કે રઈસ સાહબ એ મુકદમામાંથી મુકત થઈ ગયા.

મને તો તેમના યકીન અને ઈમાની કુવ્વતનો લુત્ફ આવ્યો કે ખુદાનો કલામ અને તેને પઢવાથી કંઈ ન થાય, એ શકય નથી.

**(૧૦૭)**

**જ્યારે ફુતૂહાતના દરવાજા બંધ થઈ જાય ત્યારે વફાદારી ઘણી કદર કરવા પાત્ર છે**

ફરમાવ્યું કે,

તંગીનો સમય ઘણી બરકતનો હોય છે. ગૂંગળામણનો સમય પ્રફુલ્લિતતાના સમય કરતાં બેહતર છે. પ્રફુલ્લિતતાની હાલતમાં ઈબાદત તકલ્લુફ વગર અને ફિતરતન થાય છે. ગૂંગળામણના સમયે જ્યારે ફુતૂહાતના દરવાઝા બંધ થઈ જાય, ત્યારે બંદગી અને વફાદારી મોટી મરદાનગી (બહાદુરી) છે અને એની ઘણી કદર કરવામાં આવે છે.

જો કોઈ, બીજા કોઈનો ખ્યાલ કરે (સંભાળ રાખે) અને તે એનો દમ ભરે (તેને ચાહે અને તેની પ્રશંસા કરે) એ તો એક કુદરતી વાત છે. એવા સમયની ઈબાદત અને ખિદમત ખુલૂસ (નિસ્વાર્થ ભાવ)થી નથી હોતી. જે શખ્સ એ મોકા પર પોતાના મોહસિન (એહસાન કરનાર)ની ખિદમત કરે તો તેને ઝાતથી મુહબ્બત નથી (બલ્કે) ઈન્આમાત અને ભેટો-બક્ષિશોથી મુહબ્બત છે. પરંતુ જ્યારે જાહેરી રીતે નિગાહ ફેરવી લે ત્યારે જો મુહબ્બતનો દમ ભરે તો એ મુહબ્બત ઝાતી છે.

મુહબ્બતે ઝાતીમાં દવામ (નિત્યતા) છે, પુખ્તગી છે, સબાત (દ્રઢતા) છે, ઈસ્તિકામત (સ્થાયિત્વ) છે.

ખુલૂસ (નિસ્વાર્થતા) તો આ છે કે બધું બંધ કરી દો તો પણ દરવાઝો ન છોડીશું.

હાફિઝ ફરમાવે છે :-

**હંગામે તંગ દસ્તી**
**દર અયશ કોશો મસ્તી;**
**કીં કીમિયાએ હસ્તી**
**કારૂન કુનદ ગદારા.**

[દરિદ્રિતાની હાલતમાં પણ આનંદિત રહીને પોતાની વિષમ દશાને બદલવા માટે કોશિશ કરતા રહેવું એ એવો કીમિયો છે કે જે ભિખારીને પણ કારૂન જેવો ધનવાન બનાવી દે છે.]

(૧૦૮)

## આ દૌર પરેશાનીનો નહીં ફરહતનો દૌર છે

લોકો કહે છે કે ઈસ્લામ પર ઘણો નાઝુક સમય આવ્યો છે. મુસલમાનો પર ઘણી પરેશાનીનો દૌર છે.

હું કહું છું, ઘણી ફરહતનો દૌર છે. ઈસ્લામ અને મુસલમાનોના માટે દરેક સમય ફરહતનો જ ઝમાનો છે.

જુઓ ઈસ્લામના ઈતિહાસમાં જંગે ઉહદ કરતાં વધારે સખ્ત સમય નથી આવ્યો.

- ૭૦ (સિત્તેર) જલીલુલ કદર સહાબી શહીદ થયા.
- હઝરત હમ્ઝા રદિયલ્લાહુ અન્હુના નાક, કાન કાપવામાં આવ્યા.
- (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પવિત્ર દાંત શહીદ થયા.
- (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના) મુબારક ચહેરા પર એવા ઊંડા ઘા થયા કે હઝરત ફાતિમા (રદિયલ્લાહુ તઆલા અન્હા)એ ચટાઈ સળગાવીને તેની રાખ ભરી.

આ સર્વ છતાં અબૂ સુફિયાન અને હઝરત ખાલિદ, જેઓ ત્યારે કાફિરોના નેતાઓ હતા, તેમણે લલકાર કર્યો કે, હજુ શું થયું છે, એક બીજી ફોજ આવી રહી છે, તે તમારું બાકી રહેલું કામ તમામ કરશે.

પરંતુ આ હાલતમાં સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ના ઈમાન અને યકીન તેમજ ફરહત અને ઈમ્બિસાત, આનંદ અને ખૂશીમાં કોઈ ફર્ક નહિ આવ્યો બલ્કે વધારો થયો.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

**'અલ્લઝી-ન કા-લ લહુમુન્નાસુ ઈન્નન્ના-સ કદ જ-મ-ઊ**
**લકુમ ફખ્શવ હુમ ફઝા-દ હુમ ઈમાનંવ વ કાલૂ**
**હસ્બુનલ્લાહુ વ નિઅમલ વકીલ.'**

**(સૂરએ 'આલે ઈમરાન' : ૧૭૩, પારો : ૪)**

**ભાવાર્થ :**

આ તે લોકો છે કે જેમને (કેટલાક) લોકોએ કહ્યું કે (મકકાના મુશરિક) લોકોએ તમારી સામે લડવા સંગઠન કર્યું છે માટે તમારે તેઓથી ડરવું જોઈએ તો આ વાતે તેમના ઈમાન (ના જોશ)ને ઓર વધારી દીધો અને બોલ્યા કે : અમને અલ્લાહ બસ છે અને તે જ કામ સોંપવા માટે બેહતરીન (સર્વોત્તમ) છે.

◆

આ જર્મની (મજબૂત) ઈમાન છે,
જાપાની (તકલાદી) નહી.

જ્યારે ટક્કર લાગી ત્યારે ખબર પડી કે કેટલું મજબૂત છે.

મુસલમાનોની શાન તો આ છે કે :

તેને કોઈએ પછાડી દીધો,
તેના સીના ઉપર સવાર થઈ ગયો,
છરો કાઢીને તેને દેખાડયો કે,
હવે તારી મદદ કોણ કરશે ? અને
અત્યારે તને કોણ બચાવી શકે ?
તેણે કહ્યું : 'અલ્લાહ'.

એટલામાં એક તીર પાછળથી આવ્યું અને પેલો શખ્સ ઢળી પડયો.

મુસલમાનોએ તેના જ છરા વડે તેને વધેરી નાંખ્યો.



આ પ્રકારના બનાવો ઈસ્લામના ઈતિહાસમાં ઘણા નોંધાયા છે.

અહીં તો આ હાલત છે કે જે તરફ હવા ચાલી તે તરફ ફરી ગયા.

**(૧૦૯)**

## શરીઅતની કસોટી સૌથી વધારે જરૂરી છે

ફરમાવ્યું :

વઝાઈફ અને અઝકારથી કેટલીક વખતે ફુતૂહાતના દરવાઝા ખૂલે છે. ત્યારે એ જોવું જોઈએ કે એ હલાલ છે કે હરામ ? શરીઅતનો હુકમ છે કે નહિ ?

જો આ કસોટીમાં આદમી પાર ઉતરે તો પછી અલ્લાહની મદદ થાય છે. અને દરવાઝો ખૂલી જાય છે.

દિલ્હીમાં એક ઝરકોબ (સોનાને કૂટીને તેના વરક બનાવનાર) હતા. નેક અને સાલેહ આદમી હતા. એક દિવસે મને કહેવા લાગ્યા કે,

'જયારથી મારો હાથ બેકાર થઈ ગયો છે અને વરક કૂટવાથી હું મઅઝૂર થઈ ગયો છું, તંગદસ્તી અને નાદારીએ પરેશાન કરી દીધો છે.'

મેં તેમને કંઈક પઢવા માટે બતાવ્યું.

થોડાં દિવસો પછી તે મને મળ્યા.

ઘણી ખૂશીથી કહેવા લાગ્યા કે,

'આપે જે પઢવાનું બતાવ્યું હતું તેનાથી ઘણો ફાયદો થયો. હું સડક પર જઈ રહ્યો હતો. મને રસ્તા ઉપર એક પડીકું (પેકેટ) પડેલું દેખાયું. મેં ઊઠાવ્યું (અને ખોલીને જોયું)તો તેમાં સો-સો (૧૦૦-૧૦૦)ની ચલણી નોટો હતી. મેં(મનમાં)કહ્યું કે : એ પેલું પઢવાની બરકત છે એટલે મેં મારી પાસે રાખી લીધાં !'

મેં તેમને જવાબ આપ્યો કે,

'તમારે ત્યારે આ સમજવું જોઈતું હતું કે આ નાજાઈઝ છે. જો તમે આ કસોટીમાં પાર ઉતરતે તો પછી અલ્લાહની મદદ થતે.'



## (૧૧૦)

**સ્થળ અને કાળના આદાબ સમજમાં આવી જાય તો દરેક ચીઝ આપો આપ સમજમાં આવી જશે**

ફરમાવ્યું :

એક ચીઝને સમજવાની જરૂર છે.

તે એ કે જયાં આપ બેઠા છો તે સ્થાનનો શું હક છે અને કયા આદાબ છે ?

માત્ર સ્થળ અને કાળને જોવાની જરૂરત છે.

તે પછી કોઈ વાઅઝ કે ઉપદેશની જરૂરત નથી.

જો કોઈ શખ્સ મસ્જિદમાં બેઠો હોય તો તેને આ કહેવાની જરૂરત નથી કે,

'મિયાં, અહીં બીડી સિગારેટ ન પીશો !
અહીં પેશાબ અને પાખાના ન કરશો !'

તેને માત્ર આ બતાવવાની અને જાણ કરવાની જરૂરત છે કે,

'તું ખુદાના ઘરમાં (બેઠો) છે.'

જો તેને કોઈ નસીહત કરવા લાગે કે,

'તું (અહીં) ઘરના અને બજારના કામો કરીશ નહિ.' તો એ ગાંડા જેવી વાત થશે. અને પેલો શખ્સ કહેનારના મુખ તરફ જોવા લાગશે કે શું કહી રહ્યો છે !

હવે આપણે આ સમજવાની જરૂરત છે કે આપણે ઈસ્લામના મકાન (સ્થાન)માં બેઠેલાં છીએ. આપણે એના હકો અને આદાબની પાબંદી પોતે કરીશું.

ઘણા હઝરાત છે જેઓ નમાઝ, રોઝહ, ઝિક્ર, અઝકાર, દુરૂદ, વઝીફા પુષ્કળ કરે છે

પરંતુ તેમને :

- હલાલ અને હરામ,
- શંકાસ્પદ અને બિનશંકાસ્પદ

નો કોઈ ખ્યાલ નથી !

મારા મિત્રોમાં એક સાહબ ઘણાં ઝાકિર અને શાગિલ હતા. સાહબઝાદા બેંકમાં કર્મચારી હતા. તેમને નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યા. તેઓ એક દિવસે સાહબઝાદાને લઈને મારી પાસે આવ્યા.

તેમણે કહ્યું કે,

'દુઆ કરો કે એ પોતાના સ્થાને ફરી પાછો નિયુક્ત થઈ જાય.'

મેં કહ્યું કે,

'અલ્લાહ કરે કે એ બેંક તરફ જતો રસ્તો જ ભૂલી જાય !'

મેં બહુધા જોયું કે ગુનાહગાર અને સામાન્ય મુસલમાનો પર નસીહતની ઘણી અસર થાય છે પરંતુ મુત્તકીઓ (પરહેઝગારો) પર નસીહતની અસર થતી નથી !

એનું કારણ આ છે કે તેઓ સમજે છે કે તેઓ બધું જાણે જ છે અને બધું કરે જ છે !

કહેનારાએ ગલત નથી કહ્યું :

**આં કસ કે ન દાનદ વ બ દાનદ કે બ દાનદ**
**દર જહલે મુરક્કબ અબદાલદહર બ માંનદ.**

**ભાવાર્થ :**

જે માણસોને કંઈ જ્ઞાન નથી છતાં જો તેને એનું જ્ઞાન નથી કે એને કંઈ જ્ઞાન નથી (અર્થાત જો તે પોતાને મહાજ્ઞાની સમજતો હોય) તો એવો શખ્સ કદી જ્ઞાની બની શકતો નથી, સદાકાળ અજ્ઞાની જ રહે છે.



પીરીએ ઈસ્લામમાં જે તલાતુમ (આવેશ) પેદા કર્યો તે કોઈએ પેદા નથી કર્યો. રાહ પર તો ઓછાં આવ્યા હશે, બેરાહ (માર્ગચલિત) વધારે થઈ ગયા. જયાં પણ હું પહોંચ્યો ત્યાં એ જ જોયું કે પીર અને મુરશિદ જે સોગટું ચાલે બસ તે જ

શતરંજ છે જો કે શતરંજના પોતિકા, સ્વતંત્ર નિયમો અને કાનૂનો છે જેમાં કોઈ ફેરફાર નથી કરતું.

(૧૧૧)

## શરીઅતને તરીકત પર દરેક સ્થળે અગ્રતા છે

આ તો હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહનો કમાલ છે કે તેમણે શરીઅતને તરીકત અને હકીકત પર દરેક જગાએ અગ્રસ્થાને રાખી છે.

કાયદો છે કે આદમી જે ફન (કળા)ની વકીલાત કરે છે અને જે વિષય પર કિતાબ લખે છે તેની જ પ્રશંસા કરે છે. અને તેની તુલનામાં દરેક ચીઝનો ઈન્કાર કરે છે અને એ જ દર્શાવવાનો પ્રયત્ન કરે છે કે એ (જે કળા વિષે કહે.છે) તે જ સર્વોત્તમ છે. બાકી બધું તુચ્છ છે !

મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ તરીકત અને હકીકત પર પત્રો લખે છે પરંતુ એ જ કહે છે કે :

**'પસ શરીઅત મુતકફિલ જમીઅ સઆદાતે દુન્યવીય્યહ વ ઉખ્રવીય્યહ આમદ વ મુતલબએ ન માનદ બ મા વરા એ શરીઅત દરાં મતલબ ઈહતિયાજ ઉફતદ તરીકત વ હકીકત કે સૂફિય્યહ બ આન મુમ્તાઝ ગશ્તહઅંદ હર દો ખાદિમે શરીઅતઅંદ.'**

**ભાવાર્થ :** 'શરીઅત તમામ દુન્યવી અને ઉખ્રવી સઆદતોની કફીલ છે. સઆદતનો કોઈ વિભાગ એવો નથી કે તેમાં શરીઅતના સિવાય કોઈ બીજી ચીઝની જરૂરત પડતી હોય. સૂફીઓની તરીકત અને હકીકત બંને શરીઅતની ખાદિમ (ચાકર) છે.'

## (૧૧૨)

### નકશબંદિય્યહ મકાન બનાવે છે, શણગારે છે ચિશ્તી એને ખોદીને મેદાન કરી દે છે !

અલબત્ત હઝરત (મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહ) નકશબંદિય્યહ તરીકાને તમામ તરીકાઓ પર સ્પષ્ટ અગ્રતા આપે છે અને ફરમાવે છે કે,

'જ્યાં અન્ય તરીકાઓનો અંત છે ત્યાં આ (નકશબંદિય્યહ) તરીકાનો આરંભ છે અને એમાં :

**"ઇન્દિરાજુન નિહાયહ ફીલ બિદાયહ."**

**ભાવાર્થ :**

(નકશબંદિય્યહ)ના આરંભમાં (અન્ય તરીકાઓ)ના ચરમબિંદુનો સમાવેશ થઈ જાય છે.

અને (નકશબંદિય્યહ) અકરબ અને આલા તરીકો છે.'



તો અદબપૂર્વક આ વાત અરજ કરવાનું મન થાય છે કે, આપ પણ બીજા તરીકાઓમાં દાખલ થયા.

ચિશ્તિય્યહ સિલસિલાના મશાઈખ કેવા કેવા બાકમાલ અને સાહબે ફૈઝ થયા છે. અસંખ્ય એવા બનાવો છે કે જેના પર (તેમની) નજર પડી ગઈ તે વલી બની ગયો. અલ્લાહની મખ્લૂકને તેમની કીમિયા સમાન અસરકારક નઝરથી કેવા કેવા ઉચ્ચ મર્તબા હાસિલ થયા.

સૈયદ નસીરુદ્દીન ચિરાગ દહેલવીનો બનાવ છે. એક વખતે એક જંગલમાં આપે તંબૂ નાંખી પડાવ કર્યો હતો. જંગલમાં એક ભાંગ પીનારા ફકીરે પોતાના ચેલાને કહ્યું કે,

'ભાંગ લઈ આવો.'

ચેલાએ ઉત્તર આપ્યો કે,

'અત્યારે ઝૂંપડીમાંતો ભાંગ નથી.'

ફકીરે કહ્યું કે,

'અત્યારે મારો ભાંગ પીવાનો સમય થયો છે. હું શું પીઉં ? જા ક્યાંકથી શોધીને લઈ આવ !'

ચેલો ભાંગ શોધવા નીકળ્યો. તેણે એક જગાએ દીવો સળગતો જોયો. હઝરત સૈયદ નસીરુદ્દીન ચિરાગ દહેલ્વી (રહમતુલ્લાહિ અલયહ) બેઠેલા હતા.

ચેલાએ મોટેથી બૂમ પાડીને પૂછયું કે,
'શું અહીં ભાંગ મળશે ?'

હઝરતે જવાબ આપ્યો કે,
'અહીં ભાંગ નથી વિલાયત છે !'

ચેલાએ કહ્યું કે,
'ભાંગ નથી તો વિલાયત જ આપી દો !'

હઝરતે ફરમાવ્યું કે,
'જા, વુઝૂ કરીને બે રકઅત પઢ !'

ચેલો વુઝૂ કરીને, નમાઝ પઢીને આવ્યો તો હઝરતે તેને તવજ્જુહ આંપી. પેલો મસ્ત થઈ ગયો ! જયારે તે પોતાના ગુરુની પાસે પહોંચ્યો ત્યારે તેને જોતાં જ ગુરુએ કહ્યું કે,

'અરે ! મેં કહ્યું હતું કે ભાંગ લઈને આવજો, તું તો પી ને આવ્યો છે !

ઠીક, ચાલ ! મને પણ પીવાડ !'

ગુરુ ચેલા સાથે ત્યાં ગયો તો તેના પર પણ એ જ રંગ ચઢી ગયો !



શાહ ગુલ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) એક મસ્જિદમાં બેઠેલા હતા. એક સ્ત્રીએ બનાવ શણગાર કરીને બારીમાંથી ચહેરો બહાર કાઢયો.

ખાદિમોએ અરજ કરી કે,

'હઝરત ! આ સ્ત્રી ઘણી જ બેઅદબ અને ગુસ્તાખ છે !'

એક વખત કહ્યું, બે વખત કહ્યું પરંતુ હઝરતે ધ્યાન ન આપ્યું.

જયારે ત્રીજી વખત કહ્યું ત્યારે હઝરતે નઝર ઉઠાવીને જોયું તો (તેના પર એવી અસર થઈ કે) આવીને હઝરતના ચરણોમાં ઢળી પડી અને તૌબા કરી.



આ (ચિશ્તી) હઝરાતના એવા અસંખ્ય બનાવો છે.

કોઈએ સરસ કહયું છે કે :

'નકશબંદિય્યહ એક મકાન બનાવે છે, તેને શણગારે છે. ચિશ્તી એને ખોદીને મેદાન બનાવી દે છે !'



હઝરત શાહ અહમદ સઈદ સાહબ (રહ.)એ 'અરબઅ અન્હાર' (ચાર નહેરો)માં ચારેય નિસ્બતોનો તફાવત સરસ બયાન કર્યો છે.

આપે ચારેય સિલસિલાઓની અનોખી નિસ્બતો અને તેમના અનોખા રંગોને જન્નતની નહેરોની ઉપમા આપી છે. કુર્આને મજીદમાં એ નહેરોના અલગ અલગ લક્ષણો નીચે પ્રમાણે બયાન કરવામાં આવ્યા છે.

**[સૂરએ 'મુહમ્મદ (સલ.)' : ૧૫]**

[૧]

**'ફીહા અન્હારુમ મિમ્માઈન ગયરિ આસિન.'**

*[જન્નતમાં ઘણી નહેરો એવા પાણીની છે,*
*જે સડતું બગડતું નથી.]*

[૨]

**'વ અન્હારુમ મિલ લ-બ-નિલ લમ ય-ત ગૈયર તઅમુહૂ.'**

*[અને ઘણી નહેરો એવા દૂધની છે,*
*જેનો સ્વાદ બદલાતો નથી.]*

[૩]

**'વ અન્હારુમ મિન ખમ્રિલ લઝ્ઝતિલ લિશ્શારિબીન'**

*[અને ઘણી નહેરો એવા શરાબની છે,*
*જેમાં પીનારાઓના માટે લિઝ્ઝત અને સુરૂર છે.]*

[૪]

**'વ અન્હારુમ મિન અસલિમ મુસફ્ફી.'**

*[અને ઘણી નહેરો વિશુધ્ધ અને સ્વચ્છ મધની છે.]*

આપે ફરમાવ્યું કે :–

* ન બગડનારું પાણી એ નિસ્બતે સુહરવર્દિય્યહ છે.
* એક સરખા સ્વાદવાળા દૂધની નહેર, જેમાં શાંતિ અને સ્થિરતા છે, તે નિસ્બતે નકશબંદિય્યહ છે.
* શરાબની નહેર જેમાં લિઝઝત, સુરૂર, કૈફ અને નિશાત છે તે નિસ્બતે ચિશ્તિય્યહ છે.
* વિશુધ્ધ મધની નહેર નિસ્બતે કોદિરિય્યહ છે.



મૂળ વાત એ છે કે નકશબંદિય્યહ તરીકો કોઈ અલગ તરીકો નથી. બધાં તરીકાઓનું મિશ્રણ છે. બધાં તરીકાઓનો આદર કરવો જોઈએ અને બધાં તરીકાઓની ખૂબીઓનો સ્વીકાર કરવો જોઈએ.

રકાબીની સુંદરતા ત્યારે જ છે જયારે તે બધી બાજુથી સાબૂત હોય અને પરિપૂર્ણ હોય. જો કોઈ ખૂણો તૂટી જાય તો જો કે તેનો ઉપયોગ કરી શકાય છે પરંતુ એની મૂળ સુંદરતા, ઔચિત્ય અને મૂલ્ય જળવાતા નથી.

વળી દરેકના કહેવાની નકલ પણ કરી શકાતી નથી. દરેક પોતાના લિહાઝથી કહે છે :–

એક સ્ત્રી બેઠી છે.

તેનો પતિ તેને પત્ની તરીકે સંબોધન કરે છે.

પુત્ર તેને માતા કહે છે.

ભાણેજ તેને ખાલા કહે છે.

બધાં જ સાચું કહે છે.

હું એ જ કહીશ કે આ ચાર નહેરો છે.

દરેક કમાલ, દરેક મકામ, દરેક તકલીદ (અનુસરણ)ને પાત્ર નથી હોતું.

મૌલાના સૈયદ સુલયમાન નદવી (રહમતુલ્લાહિ અલયહ)ના મોટા ભાઈ, મૌલાના સૈયદ અબૂઝફર નદવી મર્હૂમના વાલિદ, હઝરત શાહ અબૂ અહમદ સાહબ મુજદ્દિદી (રહમતુલ્લાહિ અલયહ)ના ખાસ ઈજાઝત પામેલાં અને ખલીફાઓ પૈકી હકીમ અબૂ હબીબ સાહબ પણ એક ખલીફા હતા. ઘણાં લાંબા સમય સુધી ખાનકાહમાં રહ્યા. મકતૂબાત શરીફ (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહના મુબારક પત્રો)થી તેમને ઈશ્ક હતો અને તેના પર ભારે પ્રભુત્વ ધરાવતા હતા.

તેઓ એક દિવસે ફરમાવવા લાગ્યા કે,

'હઝરતે કત્એ સિફાત સહિત મુરાકિબએ ઝાતની તલ્કીન કરી છે.'

મેં અરજ કરી છે,

'હકીમ સાહબ ! એની અડફટમાં આવી ન જતા ! જે મશાઈખે આ કર્યું છે, (તેમના પર) તે જ સ્થળે બલા આવી ગઈ છે ! સિફાત જ હિફાઝત અને બકાનો સબબ છે.'

હકીમ સાહેબને ઘણી નવાઈ લાગી.

મેં કહ્યું કે,

'આ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની મુખાલિફત નથી બલ્કે એ એવું જ છે કે એક નિષ્ણાંત તરવૈયો ભરતીના પાણીમાં તરી રહ્યો છે. સામાન્ય માનવીનું કામ નથી કે તે પણ ભરતીના પાણીમાં કૂદી પડે. આ ઉચ્ચ મર્તબાઓની વાત છે. એનું ખંડન કે મુખાલિફત નથી.'

મૂળ વાત આ છે કે મકતૂબાત (હઝરત મુજદ્દિદ સાહબ રહ.ના મુબારક પત્રો)ના અવલોકન માટે કુર્આને મજીદને સમજવાની જરૂરત છે. સૌથી મહાન મકતૂબ (પત્ર) કુર્આન અને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જિંદગી છે. આ પ્રકારના વિષયો અને મકતૂબાત વિષે સાચો સિધ્ધાંત એ જ છે કે જે સમજમાં આવે તેના પર અમલ કરો, નહિતર અદબપૂર્વક, નઝર બચાવીને નીકળી જાઓ.

◆

## (૧૧૩)

## સહાબએ કિરામના વિષે ફેસલો કરનારા આપણે કોણ છીએ ?!

અહીં એક શખ્સ શીઆઓથી પ્રભાવિત હતા.

એક દિવસે કહેવા લાગ્યા કે,

'શું ઈમામ હુસૈન (રદિયલ્લાહુ અન્હુ)ની શહાદતની જવાબદારી હઝરત મુઆવિયહ (રદિયલ્લાહુ અન્હુ) અને તેમની કાર્યશૈલી પર આવતી નથી ?'

મેં કહ્યું કે,

એનું ઉદાહરણ એવું છે કે,

એક વખત એક મોટા આલિમ અને તેની બીવી વચ્ચે રાતે કંઈક ઝઘડો થઈ ગયો અને સખત બોલચાલ થઈ ગઈ.

એક સાહબ ડોકિયું કરીને દૃશ્ય નિહાળતા હતા. સવારે પેલા આલિમને કહેવા લાગ્યા કે,

'સાહબ ! આપ આટલા મોટા આલિમ અને આપની પત્ની શરીફ ઘરની બેટી છતાં આ રીતે ઝઘડો છો !'

પેલા આલિમે ફરમાવ્યું કે,

'તમને એની જાણ કેવી રીતે થઈ ?'

તેણે કહ્યું કે,

'હું ડોકિયું કરીને જોતો હતો.'

પેલા આલિમે કહ્યું કે,

'હું મારા ઝઘડાનું કારણ પછી જણાવીશ પ્રથમ તમે પોતાનું કામ જાઈઝ હોવાનું સાબિત કરો કે આપને કોઈના ખાનગી સ્થળે ડોકિયું કરવાની ઈજાઝત કોણે આપી ? એની તો મનાઈ છે !'

એ જ પ્રમાણે આપણને સહાબએ કિરામ પર આક્ષેપ કરવાની અને તેમને બૂરું-ભલું કહેવાની તો મનાઈ છે.



**'અલ્લાહ અલ્લાહ ફી અસ્હાબી લા તત્તખીઝુહુમ મિમ્બઅદી ગરઝન'**

હવે આપ બતાવો કે,

આપને કાનૂન અને અદાલતની ખુરશી પર કોણે બેસાડયા કે આપ સહાબએ કિરામ (રદિ.) પર ફેસલો આપો !

ઘણાં લોકો કુર્આન અને હદીસના બદલે ઈતિહાસ વાંચીને ગુમરાહ થયા.

## (૧૧૪)

## પોતાના આમાલ અને અખ્લાકની ચિંતા હોવી જોઈએ, બીજાઓની પંચાત કરવાથી કંઈ ફાયદો નથી

ભૂતપૂર્વ બુઝુર્ગોમાંથી કોઈ બુઝુર્ગને એક માણસે પ્રશ્ન પૂછયો કે,

'હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ) અને હઝરત મુઆવિયહ (રદિયલ્લાહુ અન્હુ)માં હક પર કોણ હતું ?'

તેમણે જવાબ આપ્યો કે,

'આપણે આપણા આમાલ અને અખ્લાકની ચિંતા કરવી જોઈએ. તેઓની ચિંતા કરવાથી કંઈ ફાયદો નથી.'



નવાબ સાહબને ત્યાં શાદી છે. ભોપાલમાં જ્યાં શાહી મહેલો છે તે મહોલ્લો, જેનું નામ અહમદાબાદ છે, ત્યાં હું દોડી જાઉં છું કે જેથી ત્યાંની (વ્યવસ્થાની)કંઈક ચિંતા કરું.

તો કોઈ કહેશે કે,

'હઝરત ! આપને ત્યાં નમક અને તેલ પણ છે કે નહિ, આપ પોતાના ઘરની ચિંતા કરો ! બેગમ સાહિબાએ પોતાની બેટીના માટે ઘણી વ્યવસ્થા કરેલી છે !'



કોઈનું માત્ર એક વર્તન જોઈને તેની આખી જિંદગીનો અંદાઝો કરી શકતો નથી. લાંબા સમય પછી જ કંઈક અંદાઝો

થઈ શકે છે. એક હદીસ જોઈને કેવી રીતે અંદાઝો કરી લેવામાં આવે ! કયારેક આપની ગુસ્સાની હાલત થઈ હશે કયારેક રહમ અને શફફતની હાલત.

સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ની ગલતીઓ પણ આપણા માટે રહમત છે.

## (૧૧૫)

## દરેક વસ્તુની કિંમત તેના હેતુથી અંકાય છે

ફરમાવ્યું કે,

દરેક વસ્તુનો હેતુ જોવો જોઈએ, જેના માટે એ બનાવવામાં આવી છે.

એક શખ્સ ચટાઈ બિછાવે છે. તેના પર અત્યંત ઉમદા બિસ્તર લગાવે છે. ખૂબ જ નરમ ગાદલો, ખૂબ ઉજળી ચાદર, ઉમદા ડિઝાઈનવાળો તકિયો. પરંતુ આદમી જયારે રાતે એના પર સૂએ ત્યારે એટલા ચાંચડ-માંકડ કે કંટાળી જાય અને એક પળ પણ ઊંઘ ન આવે !

હવે એવા ગાદી તકિયાને કોઈ શું કરે ! એના કરતાં તો કયાંય સારું છે કે જમીન પર મામૂલી બિસ્તર પાથરીને સૂઈ જાય. જયાં ન ચાંચડ હોય કે ન માંકડ. મૂળ હેતુ તો આરામ છે. ચાહે જમીન પર હોય ચાહે નરમ ગાદલા પર.

આજકાલની જિંદગી, તઅલીમ સર્વ એવું જ છે કે ટીપ-ટોપ તો ઘણી છે પરંતુ કબરમાં એનાથી આરામ ન મળશે. એના કરતાં તો પેલી તકલીફ અને સાધન સરંજામ વિહિનતા મુબારક છે જેના પરિણામે કબરમાં આરામથી સૂવાનું નસીબ

થાય. ત્યાં ગાદી-તકિયા બધું મળી જશે. અને આદમી એવો આનંદિત અને આરામમાં હશે કે કહેશે કે,

'હે પરવરદિગાર ! કયામત કાયમ ફરમાવ જેથી હું મારા ઘરવાળાઓ તથા માલ પ્રતિ પાછો ફરું !'

**(૧૧૯)**

## અવસર અને સ્થળ જોઈને કામ કરવાનું નામ દીન છે

ફરમાવ્યું,

દુનિયાનો સર્વ આરામ અને દરેક પ્રકારની રાહતો આપણો હક છે, પરંતુ તેનાથી ફાયદો ઉઠાવવાનો એક વખત છે. એક વખતે (ગૈર મુહરમને) જોવાની પણ મનાઈ કરવામાં આવે છે અને એક વખતે ન જોવાને બૂરું સમજે છે. જેની હજુ માત્ર નિસ્બત (મંગણી) થઈ છે તેને જોવું પણ બૂરું છે અને ઘરની અંદર ચાલ્યા જવું પણ મના છે પરંતુ શાદી પછી અલગ રહેવું ટીકાપાત્ર છે.

તમામ લિઝઝતોનો એ જ હાલ છે. તેનાથી ફાયદો ઉઠાવવાનો એક વખત અને સ્થળ છે. લોકોની ગલતી આ છે કે તેઓ બેમોકા અને સમય પહેલાં ફાયદો ઉઠાવે છે. બાલિગ (પુખ્ત) થયા પછી જે ચીઝો હાસિલ થાય છે, તે પુખ્ત થવા પહેલાં શકય નથી.

જેને આપણે ફિસ્ક અને ફુજૂર (ગુનાહ અને બદકારી) કહીએ છીએ તે હકીકતમાં વખતથી પહેલાં કોઈ કામ કરવું અને ઉમદા ચીઝને છોડીને અદના પર સંતોષ માનવો છે.

આ એવી વાત છે કે જેવી રીતે કોઈ તાડી પી રહ્યો હોય અને કોઈ તેને કહે કે, આ શરાબ ન પીઓ, અમે યુરોપથી મંગાવીને આપીએ છીએ.

પેલો કહેશે,

'તો મંગાવી આપો !'

તો તેને કહેવામાં આવશે કે,

'થોભો, આવતા સમય લાગશે.'

અલ્લાહ તઆલાએ આ લાગણીઓ (જઝબાત)ને યથાયોગ્ય સ્થળે વાપરવાનો હુકમ આપ્યો છે.

કુર્આન શરીફમાં આવે છે :

**'વ-લ કુમ ફીહા મા તશ્તહી અન્ફુસુકુમ**
**વ-લ કુમ ફીહા મા તદ્દઉન.'**

**(સૂરએ 'હા-મીમ સજદહ' : ૩૧, પારો : ૨૪)**

[તમારા માટે જન્નતમાં તે સર્વ કંઈ છે જેને તમારા નફસ (મન) ચાહે અને જે તમે માંગશો તે હાજર હશે.]

જુઓ આ નથી ફરમાવ્યું કે,

**'વ-લ કુમ ફીહા મા તશ્તહી અર્વાહુકુમ.'**

તે સર્વ કંઈ છે જેને તમારી રૂહો ચાહે

એનાથી જાણવા મળ્યું કે આ લિઝઝતોની ભૂખ (વાસના) નફસોનું કાર્ય છે, ન કે રૂહોનું.

મોમિન જન્નતમાં તરક્કી કરતાં કરતાં એવા મકામ પર પહોંચી જશે કે એને એવા સ્થળે રાખવામાં આવશે જ્યાં માત્ર અલ્લાહના દીદાર (દર્શન) છે, ન હૂર, ન કુસૂર (ન અપ્સરાઓ, ન મહેલો.)

## (૧૧૭)

## ઝિક્ર અને મુરાકિબહનું ઉદાહરણ

ફરમાવ્યું,

કુર્આને મજીદમાં હુકમ છે :

**'વઝકુરૂલ્લા-હ ઝિક્રન કસીરા'**

(સૂરએ ' અહઝાબ' : ૪૧, પારો : ૨૨)

(અને અલ્લાહનો ઝિક્ર પુષ્કળ પ્રમાણમાં કરતા રહો.)

ઝિક્રની પુષ્કળતા કરવાથી ઝિક્ર મગજમાં સ્થાયી થઈ જાય છે અને જે ચીઝ મગજમાં સ્થાયી થઈ જાય છે, (તે) સામે આવે છે.

એક ટાઈપીસ્ટ નવજવાન કહેવા લાગ્યો કે,

'ઊંઘમાં પણ અને નમાઝમાં પણ તે જ અક્ષરો સામે આવી જાય છે, અને મગજમાં સ્થાયી થયા વગર કશું ટાઈપ નથી કરી શકતો.'

એનું જ નામ મુરાકબહ છે.



## (૧૧૮)

## દૌલતની બીમારી

ફરમાવ્યું,

જયારે હું કોઈ દુઃખી આદમીની નાડી તપાસુ છું અને તે કમઝોર માલૂમ પડે છે ત્યારે હું સમજી જાઉં છું કે,

✵ કયાં તો એની પાસે માલ વધારે છે,

✵ કયાં તો એને માલની મુહબ્બત વધારે છે.

મોટા ભાગના લોકો આ બીમારીમાં સપડાયેલા છે, જેનો કુર્આનમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે :–

**'યા લય-ત લના મિસ્લ મા ઊતિ-ય કારૂનુ ઈન્નહૂ લઝૂ હઝ્ઝિન અઝીમ.'**

**(સૂરએ 'કસસ' : ૭૯)**

**ભાવાર્થ :**

તેઓ કહેવા લાગ્યા : અફસોસ ! કારૂનને જે કંઈ મળ્યું છે તેના જેવું અમને પણ મળ્યું હોત (તો ઠીક થાત !) બેશક તે મહા ભાગ્યશાળી છે.

અર્થાત એ લોકો ધનવાનોની ઈર્ષ્યા અને માલની વિપુલતાની તમન્નાની બીમારીમાં સપડાયેલાં છે.

મેં એવા ઘણા લોકોના હાર્ટફેઈલ થતાં જોયા છે. પરંતુ જેઓ આ બીમારીથી મુકત છે તેઓ તંદુરસ્ત અને બળવાન તેમજ શકિતવાન છે.

મારા કેટલાક સાથી કહેવા લાગ્યા કે,

'આપની તંદુરસ્તી ઘણી સારી છે !'

મેં કહ્યું કે,

આપ પણ યાકૂતી (અર્થાત નચિંતપણુ અને સંતોષ રૂપી યાકૂતી) ખાતા રહો, તંદુરસ્ત રહેશો.

એક ડોકટર સાહેબે મને જોઈને કહ્યું કે,

'આપ ઝુકયા (કમરમાંથી વાંકા વળ્યા નથી !'

[નોંધ : એ વખતે હઝરતની મુબારક ઉંમર ૮૫ (પંચ્યાસી) વરસની હતી છતાં શરીર સહેજ પણ ઝુકયું ન હતું.]

મેં ડોકટરને કહ્યું કે,

'હું (ખુદાની સામે) ઝુકતો રહું છું એટલા માટે ઝુકયો નથી.'

જે શખ્સ પણ નવ્વાણુંના ફેરામાં પડે છે (અર્થાત ધનવાન થવાના વિચારો કરવા માંડે છે) :

**'અલ્લઝી જ-મ-અ મા લંવ વ અદ દ-દ-હૂ**
**યહસબૂ અન્ન મા લહૂ અખ્લદહ.'**

**(સૂરએ 'હુ-મ-ઝહ' : ૨, ૩)**

[જે ધન એકઠું કરે છે અને તેને ગણી ગણીને રાખે છે; તે ધારે છે કે તેનો માલ તેની પાસે સદા રહેશે.

તેવા માણસને ચિંતાઓ અને પરેશાનીઓ ઘેરી લે છે !]

**(૧૧૯)**

## નિય્યત સર્વસ્વ છે

શયખ સઅદી (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

એક બાદશાહ અને એક દુરવેશનો ઈન્તેકાલ થયો.

કોઈએ ખ્વાબમાં જોયું કે બાદશાહ તો જન્નતમાં ફરે છે અને દુરવેશ દોઝખમાં પડેલો છે !

કોઈ બુઝુર્ગથી એની તઅબીર (સ્વપ્નનો સૂચિતાર્થ) પૂછયો.

બુઝુર્ગે ફરમાવ્યું કે,

'બાદશાહ તાજ અને તખ્તનો માલિક હતો પરંતુ દુરવેશીની તમન્ના કરતો હતો અને દુરવેશોને ઘણી હસરતની નિગાહથી જોતો રહેતો હતો.

અને પેલો દુરવેશ જો કે ફકીર હતો, દરિદ્ર હતો પરંતુ બાદશાહને રશ્ક (ઈર્ષ્યા)ની નિગાહથી જોતો હતો.'

આ પ્રમાણે જો કોઈ શખ્સ મસ્જિદમાં છે પરંતુ તેનું દિલ ચાહે છે કે જલ્દી નમાઝ પૂરી થઈ જાય અને તે પોતાના કામ માટે જાય, તો જાણે તે મસ્જિદથી બહાર નીકળી ચૂકયો !

એ જ પ્રમાણે જો કોઈ શખ્સ બજારમાં હોય પરંતુ તેનું દિલ મસ્જિદમાં અને નમાઝમાં લાગેલું હોય તો જાણે તે નમાઝમાં જ છે.

**'ઈન્તેઝારસ્સલાત બઅદસ્સલાત'**

(નમાઝ પછી નમાઝનો ઈન્તેઝાર કરવો)

નો અર્થ એ જ છે.

ખાનકાહમાં બેસવાનું નામ ઝુહદ (પરહેઝગારી) નથી, ન જાણે આપણે કયાં છીએ ! એનો હાલ તો કયામતમાં જાણવા મળશે.

**'ફમન સકુલત મવાઝીનુહૂ ફ ઉલાઈ-ક હુમુલ મુફ્લિહૂન.'**

**(સૂરએ 'મુઅમિનૂન' : ૧૦૨, પારો : ૧૮)**

પછી જેનું (ઈમાનનું) પલ્લું ભારે થશે તો તે લોકો જ સફળ થનાર છે.

ત્યાં આખિરતમાં કયુ પલ્લું ભારી થશે તેના પર આધાર છે.

# દશમી મજલિસ

**તારીખ** : ૨૩, શવ્વાલ, હિજરી સન ૧૩૮૭ મુતાબિક
૨૪, જાન્યુઆરી, ઈસવી સન ૧૯૬૮

**સમય** : ૧૦.૩૦ થી ૧૨.૦૦ વાગ્યા સુધી

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો :**

દરરોજ પ્રમાણે



## (૧૨૦)

## કુર્આન મજીદની અઝમત

ફરમાવ્યું,

આપના આવવા પહેલાં અત્યારે હું તિલાવતમાં સૂરએ **'ઝોમર'** પઢી રહ્યો હતો.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

**'તન્ઝીલુલ કિતાબિ મિનલ્લાહિલ અઝીઝિલ હકીમ ઈન્ના અન્ઝલ્ના ઈલયકલ કિતા-બ બિલ હકિક ફઅબુદિલ્લા-હ મુખ્લિસલ લહુદ્દીન અલા લિલ્લાહિદ્દીનુલ ખાલિસ.'**

**(સૂરએ 'ઝોમર' : ૧,૨,૩, પારો : ૨૩)**

[આ કિતાબ (કુર્આન)નું ઉતારવું જોરાવર, હિકમતવાળા અલ્લાહના તરફથી છે.

(હે પૈગમ્બર !) અમે આ કિતાબને તારા તરફ સત્યતાપૂર્વક ઉતારી છે જેથી તું ખાલિસ (વિશુધ્ધ) અકીદો રાખીને જ અલ્લાહની ઈબાદત કર્યા કર.

યાદ રાખો ! ખાલિસ (વિશુધ્ધ) ઈબાદત અલ્લાહને જ માટે છે.]



બસ, આ જ શબ્દો પર ખમચાઈને થોભી જવાનું મન ચાહે છે ! આ થોડાંક શબ્દોમાં કેટલું બધું કહી દેવામાં આવ્યું છે !

એક અજાણ્યો માણસ બીજ જુએ છે. તેમાં તેને કંઈ દેખાતું નથી. પરંતુ જાણકાર માણસ તેને (બીજને) જોઈને તેમાં સંપૂર્ણ વિકસિત વૃક્ષનું, થડ સહિત દર્શન કરે છે. એ વૃક્ષની સેંકડો શાખાઓ અને તેના હઝારો, લાખો પાંદડાઓ, તેના સેંકડો ફળો બધું જ તેને દેખાય છે. એ બધું જ આ નાનકડાં બીજમાં સમાયેલું છે !

પરંતુ આ દીન (ઈસ્લામ) અને આ કુર્આનની કદર તો તે જ લોકોને હતી જેમણે એને બયાબાનો, જંગલોના વિકટ પ્રવાસો ખેડીને, હકની તલાશમાં સતત મંડેલા રહીને મેળવ્યો હતો. તેઓમાંથી કેટલાક એવા હતા જેઓ યહૂદીઓની ઈબાદતગાહો, ઈસાઈઓના કલીસાઓ (દેવળો, ચર્ચો)માં દીને હક તલાશ કરવા માટે ગયા તો ત્યાંના આબિદો અને રાહિબો (પાદરીઓ)એ કહ્યું,

> 'અમે તો એક ચીલા ચાલુ રસ્તા અને રિવાજી (પરંપરાથી ચાલી આવતા) દીન પર છીએ. દીને હક તો હજુ આવનાર છે.'

તો જયારે તેમને પોતાનો ઈચ્છિત દીને હક ન મળ્યો અને તેમનો આખિર વકત (મોતનો સમય) આવી ગયો તો

તેઓએ ઘણાં જ અફસોસથી આસમાનની તરફ જોઈને કહ્યું કે,

'હે અલ્લાહ ! તું ગવાહ રહે કે અમે તે દીને હકને માની એ છીએ જે આવનારો છે અને અમે દીને ઈબ્રાહીમી પર જાન આપી રહ્યા છીએ.'

## (૧૨૧)

## મહેનત અને તલબથી મેળવેલી વસ્તુની કદર વધારે હોય છે

એનું એક નાનકડું ઉદાહરણ આ પ્રમાણે સમજો કે,

* મે-જૂન મહિનાઓના રોઝહ હોય,
* આપની જીભ સૂકાઈ ગઈ હોય,
* હોઠોં પર પોપડીઓ જામી ગઈ હોય,
* સૂરજ અસ્ત થવાની તૈયારીમાં હોય,
* આપ કોઈ જરૂરી કામ અંગે મોટરમાં બેસીને જઈ રહ્યા હોય,
* કોઈ વેરાણ પ્રદેશમાં પહોંચીને મોટરનું મશીન ખોટકાઈ જાય,
* ત્યાં દૂર દૂર સુધી પાણી ન હોય,
* રોઝહ ઈફતાર કરવાનો સમય થઈ જાય અને પાણીનું કયાંય નામોનિશાન ન હોય,

એવા સમયે જો કોઈ એક ગ્લાસ પાણી આપે તો આપની નિગાહમાં તેની કેટલી કિંમત હશે અને આપ તેને કેવી મોટી નેઅમત તથા આબેહયાત (અમૃત) સમજશો !

બીજુ ઉદાહરણ આ પ્રમાણે સમજો :

કોઈ માણસે કોઈ સામાન્ય માણસને કહ્યું કે,

'જે કલામ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર નાઝિલ થયો હતો તેની પ્રાચીન દુર્લભ પ્રત ઈસ્તંબૂલના કુતુબખાના (ગ્રંથાલય)માં મોજૂદ છે.'

તો પેલો શખ્સ તુર્તજ એ (પ્રાચીન દુર્લભ પ્રત)ની ઝિયારત માટે સફર શરૂ કરી દેશે. હઝાર મુશ્કેલીઓ પછી તેને પાસપોર્ટ અને વીઝા મળે છે. તે પછી દરિયાઈ સફરની મુશ્કેલીઓ તથા મોટી રકમનો ખર્ચ થશે. છતાં તે સળગતી આતૂરતાપૂર્વક કુસ્તુનતિયહના કિનારે ઉતરે છે. જયારે તેને આ એહસાસ થાય છે કે હવે તે એવી ધરતી પર છે જયાં પેલો દુર્લભ કલામ મોજૂદ છે જે ખુદાના આખરી રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર નાઝિલ થયો હતો, ત્યારે તે ફૂલ્યો સમાતો નથી ! તે પોતાની કિસ્મત પર નાઝ કરે છે અને તેના પર એક બેખૂદીનું આવરણ છવાઈ જાય છે ! અને તે તનમય થઈને, શોખ અને ઈન્તેઝારનું સાક્ષાત સ્વરૂપ બનીને, પેલા કુતુબખાનાના દરવાજા પર પહોંચે છે જયાં ગૌહરે નાયાબ (અલભ્ય મોતી) મૌજૂદ છે !

હવે આપ જ અનુમાન કરો કે તે કેવી નિગાહોથી તેને જોશે, કેવા હાથો વડે તેને સ્પર્શ કરશે અને તેની તમન્ના પૂરી થવાથી તેનો શું હાલ થશે ! કારણકે તેણે એના માટે લાંબો પ્રવાસ કર્યો અને અનેક મુશ્કેલીઓ સહન કરી ત્યારે હવે એની મુરાદ પૂરી થવાનો સમય આવ્યો !

એ જ કલામે ઈલાહી છે જેને આપણે પાંચ રૂપિયા દસ રૂપિયા ખર્ચ કરીને બજારમાંથી ખરીદી લાવીયે છીએ. આજે કુર્આન શરીફના આ નુસ્ખાઓ (પ્રતો)થી મસ્જિદોની

અભરાઈઓ ભરેલી પડી છે અને કોઈને એની કદર કે કિંમત જાણતું નથી !

એક બુઝુર્ગ ફરમાવતા હતા કે,

'જ્યારે છાપખાના શરૂ થયા અને કુર્આન શરીફની છપાઈ થવા માંડી ત્યારે એક બુઝુર્ગે ફરમાવ્યું કે,

''મેં કુર્આનને ઊઠી જતાં જોયો છે !''

બધો આધાર મહત્વતા તેમજ કદર અને કિંમત પર છે. હું એક રઈસ (માલદાર માણસ)ને ઓળખું છું. એક માણસે તેમને વિનંતી કરી કે,

''હું હજ કરવા માટે જઈ રહ્યો છું.''

(અર્થાત મને કંઈક મદદ કરો.)

તેણે કંઈ ખાસ ધ્યાન ન આપ્યું.

પાંચ–દસ રૂપિયા આપી દીધાં !



બીજા એક માણસે તેમની સમક્ષ ભલામણ કરી કે,

'એક શખ્સ વિલાયત (યુરોપ) જનાર છે.'

માલદાર માણસે તે શખ્સને બોલાવ્યો.

તેનો આદર કર્યો અને તેના માંગવા વગર બે હજાર રૂપિયા આપી દીધાં !

મૂળ વાત આ છે કે જે બીજને માણસ મગજમાં ઉછેરે છે તે જ બીજ મોટું થડવાળું વૃક્ષ બનીને પોતાનાં સમયે ફળ આપવા માંડે છે. માણસ વૃક્ષનો ઉછેર કરે અને જ્યારે તે ફૂલ–ફળ આપવા લાગે ત્યારે તેના પર ટીકા કરે અથવા નવાઈ વ્યક્ત કરે એ કોઈ અકલની વાત નથી.

એ જ કુર્આન શરીફ છે જેની એક આયત સાંભળીને હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ ઊંટ ઉપરથી નીચે ઢળી પડયા અને એવા બીમાર પડયા કે કેટલાયે દિવસો સુધી લોકો આપ (રદિયલ્લાહુ અન્હુ)ની ઈયાદત (ખબર અંતર પૂછવા) માટે આવતા રહ્યા.

એ જ કુર્આન શરીફ છે જેને આપણે પઢીએ છીએ પરંતુ કંઈ અસર થતી નથી !'

## (૧૨૨)

**કુર્આન એક આયનો છે**
**પરંતુ આપણે તેની પાછળની બાજુએ**
**પ્રતિબિંબ જોવા પ્રયત્ન કરીએ છીએ !**



આપણી અને કુર્આનની મિસાલ એવી છે કે,

એક શખ્સ પાસે એક આયનો છે.

મુદ્દતથી તેની પાસે રાખેલો છે.

પરંતુ તે હંમેશા તેના પાછળના ભાગે પ્રતિબિંબ જોવા પ્રયાસ કરે છે અને તેને કંઈ દેખાતું નથી.

મશાઈખ મુજાહદાત કરાવે છે,

મુરાકબાત બતાવે છે,

મનપસંદ વસ્તુઓને છોડાવે છે.

અંબિયા (અલયહિમુસ્સલામ)એ મુરાકબહ નહિ બલ્કે મુશાહદહ (અવલોકન) કરાવ્યું છે.

તેઓ માત્ર એમ કહે છે કે,

આયનાને સીધો કરીને જુઓ, બધું નઝર આવશે.

**'યા અય્યુહલ્લઝી-ન આમનુત્તકુલ્લા-હ વલ્તન્ઝુર નફસુમ મા કદ્દમત લિ ગદ.'**

**(સૂરએ 'હશ્ર' આયત : ૧૮)**

**ભાવાર્થ :**

હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો ! અને દરેક વ્યક્તિ જુએ અને વિચારે કે તેણે આવનારા દિવસ (કિયામત)ના માટે શું કર્યું છે ?

બસ, આયનાને સીધો કરીને જોવાની તઅલીમ એ જ છે.



## (૧૨૩)

## કુર્આન મજીદ દરેક ચીઝથી બેનિયાઝ કરી દે છે

મારા એક ઉસ્તાદ હતા. તેમની પાસે હું અરબી ભાષાની પ્રાથમિક કિતાબો પઢતો હતો. એક દિવસે મને એક કિતાબની માર્ગદર્શિકા (ગાઈડ) મળી ગઈ. કિતાબના તમામ શબ્દોના અર્થો અને સમજૂતી એમાં આપેલી હતી. સમગ્ર કિતાબનો સારાંશ અને ઉકેલ આપી દેવામાં આવ્યો હતો.

હું ખૂશ થતો થતો તે ગાઈડ લઈને ઉસ્તાદની પાસે ગયો. તેમણે એ ગાઈડને ઉપાડીને ફેંકી દીધી.

મેં કહ્યું કે,

'શું આ કિતાબમાં કંઈ ભૂલ છે ?'

કહેવા લાગ્યા,

'ભૂલ ?! એ શરૂઆતથી અંત સુધી ગલત છે. સૌથી મોટી ગલત વાત એ છે કે એમાં એવી વાત લખી છે જેને હું નથી જાણતો. આવી કિતાબ હોય તો અમને કોણ પૂછશે ? અને અમારી પાસે કોણ પઢવા આવશે ?'

બસ, કુર્આન મજીદનો મામલો પણ એવો જ છે કે તે બધાંથી બેનિયાઝ કરી દે છે. લોકો કહે છે કે કુર્આન પાકને (સમજવા) માટે આટલી વિદ્યાઓનું જ્ઞાન હોવું જરૂરી છે. હું કહું છું કે જહાલત (અજ્ઞાન) જરૂરી છે.

હઝરત મુજદ્દિદે( અલ્ફેસાની) રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે,

'આ રાહમાં જહાલત અને નકારત કામ આપે છે. આ ઈલ્મનો કાયદો છે; જે પઢયો તે કાયદાથી ગયો. આ કાયદાને ભૂલી જઈને, પોતાની સ્વાભાવિક રોશનીથી એ ઈલ્મને હાસિલ કરવાનો પ્રયાસ કરવામાં આવે છે.

તિબ (વૈદકશાસ્ત્ર)માં પણ એવું થાય છે. જો એ રોશની અથવા કૌશલ્ય પૈદા ન થાય તો આદમી કંઈ કામ નથી કરી શકતો.

ઈસ્લામ જઝબાત (લાગણીઓ)ને મારવાનો અને આઝાદીને નષ્ટ કરવાની દઅવત નથી આપતો. માત્ર એનો (યોગ્ય) સમય અને (યોગ્ય) સ્થળ દર્શાવે છે. દરેક વસ્તુ પોતાના સમય પર સુશોભિત અને સુંદર લાગે છે.

(૧૨૪)

## એક ગૈર મુસ્લિમ ડોકટરના સવાલનો સંતોષકારક જવાબ

કરદાઈ રિયાસતમાં એક વખતે નવાબ સાહબે એક શખ્સનો પરિચય કરાવ્યો કે આ ડોકટર ચંદ્રિયા સાહબ છે. તેઓ આપને કંઈક સવાલ પૂછવા માંગે છે.

મેં કહ્યું કે,

'હું તો પોતે વિદ્યાર્થી છું. કોઈ આલિમ નથી. જો જવાબ ન આપી શકું તો એમ ના કહેશો કે મેં એક મુસલમાન આલિમથી કેટલીક વાતો પૂછી પરંતુ તેઓ જવાબ ન આપી શકયા.'

તેમણે કહ્યું કે,

'મારે એ પૂછવાનું છે કે અલ્લાહની ઈબાદત વખતે દુનિયાના સંબંધોને અલગ કરીને અલ્લાહથી કુર્બ (નઝદીકી) હાસિલ કરે છે. ઈસાઈ દેવળોમાં, હિન્દુ મંદિરોમાં, અને મુસલમાનો મસ્જિદમાં આ સર્વ સંબંધોથી અલગ થઈને અલ્લાહની ઈબાદત કરે છે. અને તેનો કુર્બ (નઝદીકી) તલાશ કરે છે. મેં સાંભળ્યું છે કે આપને ત્યાં એઅતિકાફનો પણ તરીકો છે જેમાં તમામ દુન્યવી સંબંધોથી કેટલોક સમય (દિવસો) સુધી અલગતા થઈ જાય છે. આ કેવો તરીકો છે કે,

* જન્નતમાં શરાબ પણ છે,
* જન્નતમાં હૂરો (અપ્સરાઓ) પણ છે, અને

* જન્નતમાં અલ્લાહનો કુર્બ (નઝદીકી) પણ છે !

આ ત્રણે બાબતો દુનિયામાં નથી.

અને શરાબ તો એવી બૂરી ચીઝ છે કે એનો તો આ મોકા પર કુર્આન શરીફમાં ઉલ્લેખ જ ન હોત તો સારું થાત.'

મેં કહ્યું કે,

'ડોક્ટર સાહેબ ! હું આપના સવાલથી ઘણો ખૂશ થયો છું. ચિંતન-મનન કરનારાઓથી હું ઘણો ખૂશ થાઉં છું. સ્થગિતતા મને પસંદ નથી. પરંતુ હું આપથી એક વાત પૂછું છું. આપ ડોક્ટર પણ છો એટલે વધારે સહુલત છે.'

મેં આગળ કહ્યું કે,

'અમારા હકીમો બીમારોને દવાના મોટા મોટા ડોઝ પીવાડે છે પરંતુ તેમાં એ અસર હોતી નથી જે આપની નાની સરખી ગોળી (ટેબલેટસ)માં હોય છે ! એનું શું કારણ છે ? એનું કારણ આપ એ જ બતાવશો કે એ ગોળી (ટેબ્લેટ)માં દવાનો અર્ક મૂકેલો હોય છે. જયારે કોઈ વસ્તુમાંથી નકામાં તત્વો દૂર કરીને તેનો અર્ક કાઢવામાં આવે છે ત્યારે તેની શક્તિ ઘણી વધી જાય છે.

બીજીવાત આ છે કે ઈન્સાનને અશરફુલ મખ્લૂકાત (તમામ સૃષ્ટિમાં સર્વોત્તમ) માનવામાં આવ્યો છે અને સૃષ્ટિની સર્વ વસ્તુઓ તેના જ માટે બનાવવામાં આવી છે.

હવે કામિલ (પરિપૂર્ણ) ઈન્સાન કોને કહીશું ? તેને જ કહીશું જેનામાં કમાલાતે ઈન્સાની (માનવીય ગુણો) પરિપૂર્ણ રીતે મોજૂદ હોય. લૂલો, લંગડો, આંધળો, અપંગ ન હોય.

હવે કહેવાનું એ છે કે, મૃત્યુ મારફતે ઈન્સાનના ભૌતિક અને પાર્થિવ તત્વો તો અલગ થઈ જાય છે અને તેનો અર્ક રહી જાય છે જેનાથી એની શકિત ઘણી વધી જાય છે. અને એના કારણે કમાલાત (માનવીય ગુણો) અને શકિતઓમાં તરકકી (વિકાસ) થઈ જાય છે.

હવે આ બધી શકિતઓ અને ગુણો (કમાલાત) જન્નતમાં મોજૂદ હોય અને એનો ઉપયોગ કરવા માટે કોઈ વ્યવસ્થા ન હોય, તો એ રહમત છે કે અઝાબ છે ?

કોઈને રાજગાદી, હુકૂમત, ખઝાનો અને કુટુંબીજનો આપવામાં આવે અને કહી દેવામાં આવે કે, ખબરદાર ! એ બધાંની સામે નઝર ઉઠાવીને જોશો પણ નહિ ! તો એ તેના માટે રહમત છે કે સારી એવી સઝા ?

જન્નતની નેઅમતોની હકીકત અને હિકમત પણ એ જ છે. આપ વારંવાર શરાબ શબ્દને દોહરાવો છો, તો આપની કઈ દવા શરાબ વગરની છે ?

સ્થળ બદલાઈ ગયું તો એ હવે સારી ચીઝ બની ગઈ અને એનાથી તંદુરસ્તી થવા લાગી.'

આ જવાબ સાંભળીને એ ડોકટર સાહેબ ચુપ થઈ ગયા.

(૧૨૫)

## મુનાઝરાની સાચી રીત

ફરમાવ્યું કે,

મને બહસ (વાદ વિવાદ) અને મુનાઝરાની એ જ રીત પસંદ છે કે દિલ દુઃખાવવા વગર, અને ઝિદ તથા

નફસાનિયતને ઉભારનારી વાતોથી અલિપ્ત રહીને પોતાની વાત સમજાવવાની તેમજ દિલમાં ઉતારવાની કોશિશ કરવામાં આવે.

મુનાઝરાની એ રીત મને પસંદ નથી જેને 'દંદાન શિકન' (જડબાતોડ) કહેવામાં આવે છે.

## (૧૨૬)

**જાજરૂ જવું જરૂરી કામ છે પરંતુ એને મકસદ બનાવી શકાતો નથી**

ફરમાવ્યું કે,

મકસદે તખ્લીક (જન્મનો હેતુ) ભૂલી જઈને એક એવી તઅલીમમાં પરોવાઈ જવું જે મોત પછીની જિંદગીમાં કામ આવનારી નથી, તેને લોકો મોટી અકલમંદી અને તરક્કી સમજે છે !

એ તઅલીમમાં કોઈ વાંધો નથી. જરૂરતના પ્રમાણમાં એને અપનાવી શકાય છે પરંતુ એને સિધ્ધી અને તરક્કી સમજવું અયોગ્ય છે.

જાજરૂ જવું જરૂરી કામ છે પરંતુ ત્યાં બેસીને કોઈ એમ નથી કહેતું કે, નેઅમતખાનામાં બેઠો છું !

## (૧૨૭)

**ભૂલનો સ્વીકાર કરવો સૌથી મોટી સચ્ચાઈ છે**

ફરમાવ્યું કે,

ગઈ કાલે એક યુવાને દિલ ખૂશ કરી દીધું !

તેને પૂછયું કે,

'મિયાં, શું કરો છો ?'

તેણે કહ્યું કે,

'જિંદગી બરબાદ કરી રહ્યો છું !'

આ એહસાસ અને એતિરાફ (ભૂલનો સ્વીકાર) ઘણી મોટી ચીઝ છે.

(૧૨૮)

## પ્રોપેગન્ડાનો પ્રભાવ દર્શાવતી હિકાયત

ફરમાવ્યું કે,

નિયમ એ છે કે જયારે અનેક માણસો કોઈ એક જ વાત કહેવા લાગે છે ત્યારે લોકો તે વાતને સાચી માની લે છે.

એક માણસ કહે, બીજો કહે.....અનેક માણસો જયારે એક જ વાત કહે છે ત્યારે સારા સારા માણસોને પણ યકીન આવી જાય છે. જો કે કોઈના કહેવા–સાંભળવાથી હકીકત બદલાઈ જતી નથી.

એક બુઝુર્ગે બકરીનું બચ્ચું ખરીદ કર્યું.

ત્રણ ઠગોએ જોઈ લીધું. બુઝુર્ગને ઠગીને બકરીનું બચ્ચું પડાવી લેવાનું તેઓએ નકકી કર્યું.

બુઝુર્ગ જે રસ્તે જઈ રહ્યા હતા તે રસ્તા પર આગળ જઈને એક ઠગ એક ઝાડની નીચે મુસલ્લો બિછાવીને બેસી ગયો.

કોઈ મહાન બુઝુર્ગ જેવી શિકલ બનાવી લાંબો ઝભ્ભો પહેર્યો. લાંબી બનાવટી દાઢી લગાવી અને હાથમાં તસ્બીહ લઈને પઢવા લાગ્યો.

પેલા બુઝુર્ગ પસાર થયા તો એ ઊભો થયો. ઘણા અદબપૂર્વક સલામ કરી. હાથ ચૂમ્યો.

તે પછી કહ્યું કે,

'હુઝૂર ! આ કૂતરાના હોઠ ગંદા છે. એના વાળ પણ નાપાક છે. આપે કદાચ ચોકીદારીના માટે એને ખરીદ્યો હોવો જોઈએ. ચોકીદારી માટે તો બેશક કૂતરો જાઈઝ છે.'

બુઝુર્ગે તેને ઝાટકી કાઢયો અને કહ્યું કે,

'દેખાતુ નથી ! આ તો બકરીનું બચ્ચું છે ! તમે શું બકવાસ કરી રહ્યા છો ?'

ઠગે તુરંત હાથ જોડીને માફી માંગી અને કહ્યું કે,

'મારી જોવામાં જ ભૂલ છે. ભલા આપ જેવા બુઝુર્ગ કૂતરો થોડા જ ખરીદે ?'





બુઝુર્ગ બકરીનું બચ્ચું લઈને આગળ વધ્યા.

બીજો એક ઠગ એ જ પ્રમાણે પવિત્ર સ્વરૂપ ધારણ કરીને મળ્યો. કહેવા લાગ્યો,

'સારા લોકોની ઝિયારત પણ ગુનાહોનો કફ્ફાર છે. હુઝૂરે ખેતરની હિફાઝત માટે આ કૂતરો લીધો હશે.'

બુઝુર્ગ ફરી પાછા ગુસ્સે થઈ ગયા અને તેને ધમકાવતા કહ્યું કે,

'શું તમે ઓળખી નથી શકતા કે આ બકરીનું બચ્ચું છે કે કૂતરાનું ?'

ઠગ કહેવા લાગ્યો,

'હઝરતે સાચું ફરમાવ્યું. હું જૂઠો. મારી આંખો જૂઠી.'



બુઝુર્ગ આગળ ચાલ્યા તો ત્રીજો ઠગ મળ્યો.

તે કહેવા લાગ્યો,

'હઝરત ! આ ઘણી સારી નસલનો કૂતરો લાગે છે !'

આ સાંભળીને એ બુઝુર્ગ શંકામાં પડયા.

મનોમન કહેવા લાગ્યા,

'એક માણસ ભૂલ કરી શકે, બે માણસ ભૂલ કરી શકે, આટલા બધાં માણસો ભૂલ કરી નથી શકતા. મને જ ધોકો થયો લાગે છે.'

તેઓ બકરીનું બચ્ચુ ત્યાંજ છોડીને ચાલ્યા ગયા.

ઠગોએ તે લઈ લીધું !

(૧૨૯)

## મુહમ્મદી તઅલીમની વિશિષ્ટતા

ફરમાવ્યું કે,

અગાઉના મઝહબોમાં દવા બનાવવા માટેની વનસ્પતિ બતાવી દેવામાં આવતી હતી. અને એ દવા

બનાવવાની રીત લખીને આપી દેવામાં આવતી હતી. અને કહી દેવામાં આવતું હતું કે,

> 'જાઓ ! વનસ્પતિ તલાશ કરો ! તેને પ્રાપ્ત કરો ! અને જાતે દવા બનાવો !'

આખિરમાં જે હકીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લાવ્યા તેમણે બનાવીને તૈયાર કરેલી (Ready made) દવા અને તૈયાર માજૂન આપી દીધું. એમાં દવા માટેની વનસ્પતિ ભેગી કરવી, તેને પીસવી, ગાળવી, ઉકાળવી વગેરે માથાકૂટ બિલ્કુલ નથી.

અને ફરમાવી દીધું કે, આ દવા

- ✧ સૂરજ ઊગવા પહેલાં લેજો,
- ✧ સૂરજ ઢળવા પછી લેજો,
- ✧ અસર (સાંજના સમયે) લેજો,
- ✧ સૂરજ ડૂબવા પછી લેજો,
- ✧ શફક (સાંજની લાલી) ખત્મ થવા પછી લેજો, અને
- ✧ સમય મળે તો પાછલી રાતે ઊઠીને પણ લેજો.

[**નોંધ** : પાંચ વખતની નમાઝ તરફ
તથા તહજ્જુદની નમાઝ તરફ ઈશારો છે.]

આના કરતાં વધારે આસાન નુસ્ખો કયો હોઈ શકે ?

વળી ફરમાવી દેવામાં આવ્યું :

**'લા યઝૂકૂ-ન ફીહલ મવત'** **(સૂરએ 'દુખાન' આયત : ૫૬)**

ત્યાં (આખિરતમાં) તેઓ મૌતની મઝા નહિ ચાખશે.

આ દવાની તાસીર એ છે કે (કાયમી અને હકીકી) મોત તથા ફનાએ કુલ્લીનો ખતરો નથી. હયાતે જાવિદ (અવિનાશી અને અમર જીવન) જરૂર હાસિલ થશે.

## અગિયારમી મજલિસ

**તારીખ** : ૨૪, શવ્વાલ, હિજરી સન ૧૩૮૭ મુતાબિક
૨૫, જાન્યુઆરી, ઈસવી સન ૧૯૬૮

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો:**

દરરોજ પ્રમાણે

**(૧૩૦)**

### ભાન ભૂલેલાં સૂફીઓ

મૌલાના જમીલ અહમદ સાહબ હૈદરાબાદીએ એક એવા બુઝુર્ગ વિષે પૂછપરછ કરી જેઓ 'તૌહીદે વુજૂદી'ના મોટા દાઈ (નિમંત્રક) અને મુબલ્લિગ (પ્રચારક) હતા.

ફરમાવ્યું કે,

તે જમાનામાં (હૈદરાબાદમાં) 'વહદતુલ વુજૂદ'નું ઘણું જોર હતું. એ લોકો સ્પષ્ટ ફરમાવતા હતા કે,

* વુજૂદ (અસ્તિત્વ) માત્ર એક જ (અનન્ય) છે. બાકી બધાં ઝુહૂરાત અને તઅય્યુનાત (દેખાવો) અને (સ્વરૂપો) છે.
* આપ ઓફિસમાં કારકૂન છો,
* ઘરમાં વાલિદ (પિતા) છો,
* એ જ પ્રમાણે સ્થળ પ્રમાણે આપનું નામ બદલાતું રહે છે.

બાકી (આપનું) વુજૂદ (અસ્તિત્વ) એક જ છે.
બીજું વુજૂદ માનવું શિર્ક છે.



આ પ્રકારના (તૌહીદે વુજૂદીના) અકીદાથી અલ્લાહ તઆલાનો ખૌફ અને હૈબત, તેમજ હરામ કામો અને ગુનાહોથી નફરત તથા તિરસ્કાર (દિલમાંથી) નીકળી જાય છે કે જયારે વુજૂદ એક જ છે અને બધું તે જ (અલ્લાહ જ) છે તો કેવો ગુનાહ અને કોનો ગુનાહ ?

અલબત્ત દિલઆઝારી (કોઈના દિલને દુઃખ પહોંચાડવું) એ લોકોના મઝહબમાં કુફ્ર છે.

✲ કોઈનું દિલ ન તોડો, બીજું ચાહે તે કરો.

✲ ઈરાદાપૂર્વક શરાબ ન પીઓ પરંતુ શરાબની મહેફિલમાં બેઠા હો અને કોઈ પીવડાવે તો પી લો !



ત્યાં હૈદરાબાદમાં જ એક બુઝુર્ગ હતા.
જયારે કોઈ તેમનાથી મુરીદ થતું ત્યારે :–

✲ મુરીદની ચારે પાંપણોના વાળ સાફ કરી નાંખતા હતા,

✲ તેને મુર્દા (ની જેમ) બનાવી દેતા,

✲ તેને નવડાવતા, ધોવડાવતા અને ત્રણ લોટા (પાણી) હઝરત પોતે પણ નાંખી દેતા !

✲ આ કાર્ય ચાલતું હોય ત્યારે,

**'મૂતૂ કબલ અન ત મૂતૂ'**

(મરવાથી પહેલાં મરી જાઓ.)

નો વિર્દ ચાલુ રહેતો !

* આ વિધિ પૂરી થયા પછી મુરીદને (મનચાહે તે) બધું જ કરવાની પરવાનગી મળી જતી.

મુરીદ કહેતો,

'હુઝૂર ! ગાંજો અને ભાંગ પીવાની આદત છે.'

ફરમાવતા,

'કેટલો (પીઓ છો) ?'

મુરીદ પોતાનું પ્રમાણ બતાવતો.

પીર ફરમાવતા,

'એટલા પ્રમાણમાં પીવાની ઈજાઝત છે.'

તે પછી જો કોઈ મુરીદને ટોકતું તો તે કહેતો કે,

'પીર અને મુરશિદે એની ઈજાઝત આપી છે.'

એ જ પ્રમાણે જબરદસ્તી કરવા વગર અને દિલ દુ:ખાવવા વગર લાંચ-રુશ્વત મળતી હોય અને કોઈ પોતાની ખૂશીથી આપે તો તે લઈ લો. ઈન્કાર ન કરો !



એક દિવસે ભોપાલમાં એક જનાઝાના ઈન્તેઝારમાં બેઠો હતો. એક એહરામ પહેરેલ વારસી સાહબ પણ તશરીફ લાવ્યા. વાતચીત શરૂ થઈ.

ફરમાવવા લાગ્યા કે,

'જેને જુઓ તે મિમ્બર પર બેસી જાય છે અને કહે છે કે, કુર્આનમાં આ છે, હદીસમાં આ છે. કોઈ દરવેશીની વાત નથી કરતુ ! મિયાં દરવેશીની વાતો કરો.'



હૈદરાબાદમાં એક સાહબ હુક્કો પીતા રહેતા અને બીજાઓને નમાઝના માટે ઉઠાડતા !

એક સાહબે કહ્યું કે,

'આપ પોતે (મસ્જિદ) તશરીફ લઈ નથી જતા ?'

ફરમાવ્યું કે,

'મિયાં, પ્યાલો પી લો ! તે પછી કહેજો !'



એક બીજા સાહબે પોતાના મુરીદને મુરશિદની કબર પર સજદો કરવાનો હુકમ આપ્યો !

મુરીદે ઈન્કાર કર્યો કે એ તો કુફ્ર અને શિર્ક છે.

કહેવા લાગ્યા કે,

'જયાં સુધી કુફ્ર અને શિર્કના દરિયામાં ડૂબશો નહિ, ઈસ્લામ સુધી પહોંચશો નહિ. આ તરીકત અને હકીકત છે !'

મેં તપાસ કરી કરીને હૈદરાબાદમાં એ લોકોની કિતાબો ખરીદી લીધી : 'જવાહરુસ્સુલૂક', 'અકાઈદે સૂફીયહ'...વગેરે

(એ કિતાબોના અવલોકનથી) જાણવા મળ્યું કે કુર્આન શરીફ અકાઈદે સૂફીય્યહમાં નથી. મઆઝલ્લાહ (અલ્લાહની પનાહ)

કુર્આન શરીફમાં તો છે :

**'વ મંય યબ્તગિ ગયરલ ઈસ્લામિ દીનન ફલંય યુકબ-લ મિન્હૂ વ-હુવ ફીલ આખિરતિ મિનલ ખાસિરીન.'**

**(સૂરએ 'આલે ઈમ્રાન' : ૮૫, પારો : ૩)**

[અને જે કોઈ ઈસ્લામ સિવાય બીજા કોઈ ધર્મને ચાહે તો તેનાથી તે ધર્મ અલ્લાહને ત્યાં હરગિઝ કબૂલ થશે નહિ, અને તે આખેરતમાં નુકસાન ઉઠાવનારાઓ માંહેનો હશે.]

તો પછી ઈસ્લામથી અલગ (સૂફીઓના) આ અકીદાઓ શું (યોગ્ય) છે ?!

(૧૩૧)

## હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)નું કારનામુ

ફરમાવ્યું કે,

આ (ગુમરાહ) સૂફીઓથી જેટલું નુકસાન પહોંચ્યું છે એટલું બીજાથી નથી પહોંચ્યું.

ઘણા લોકો એવા છે કે જયાં ઈલ્મની વાત આવી કે કહેવા લાગે છે :

'એ તો મળ્યું છે, તસવ્વુફથી એમને હિસ્સો નથી મળ્યો.'

એ તો હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)નું કારનામુ છે કે તરીકતને બિલ્કુલ શરીઅતના તાબે બનાવી દીધી.

ફરમાવે છે કે,

'સુન્નતની નિય્યતથી બપોરે કૈલુલહ કરવું (થોડીવાર ઊંઘવું), રાત ભરની ઈબાદત કરતાં બેહતર છે.'

અસલ આ છે કે,

'અને જે અલ્લાહની યાદ અને તેની નસીહતથી ગાફિલ થઈને જિંદગી ગુઝારે તેના પર શૈતાન મુસલ્લત

કરી દેવામાં આવે છે, પછી તે જ એનો સફરનો સાથી અને હમદમ થઈ જાય છે.'

**(સૂરએ 'ઝુખરુફ' : ૩૬)**

## (૧૩૨)

## એક આયતની તફસીર

ફરમાવ્યું કે,

મેં આગ્રામાં જામેઅ મસ્જિદમાં એક મૌલવી સાહબને (સૂરએ તૌબાની) આ આયત પર વઅઝ કરતા સાંભળ્યા :–

'(હે નબી !) તમે કહી દો કે (હે લોકો !) જો તમારા બાપ અને તમારા દીકરા અને તમારા કુટુંબીઓ તેમજ તે માલ કે જેને તમે કમાયા છો અને તે વેપાર કે જેની મંદીથી તમે ડરો છો, અને તે મકાનો કે જેને તમે પસંદ કરો છો, તે (સૌ) તમને અલ્લાહથી અને તેના રસૂલથી તેમ અલ્લાહના માર્ગમાં લડવાથી વધારે વહાલા છે તો તમે (શિક્ષાની) રાહ જુઓ એટલા સુધી કે અલ્લાહ પોતાનો હુકમ (એટલે અઝાબ) મોકલી આપે, અને અલ્લાહ નાફરમાન લોકોને સીધો માર્ગ દેખાડતો નથી.'

**(સૂરએ 'તૌબા', પારો : ૧૦, આયત : ૨૪)**



મેં આ આયત પર ઘણો વિચાર કર્યો, ભોપાલ પહોંચીને ઘણા આલિમોથી પૂછયું કે,

'આ કેવી રીતે શક્ય છે કે આ સ્વાભાવિક વહાલી વસ્તુઓને આદમી છોડી દે અને એનાથી અલિપ્ત થઈ જાય ?'

કહેવા લાગ્યા કે,

'શરીઅત ઘણી એવી ચીઝોનો હુકમ આપે છે જેમાં સ્વભાવના વિરુધ્ધ અકલના ફેસલા પર અમલ કરવાનો હોય છે.'

પરંતુ આ જવાબથી મને સંતોષ ન થયો.

મારા મગજમાં એનો એક ભાવાર્થ અને સ્પષ્ટતા આવી, તેને આપ એક કિસ્સાથી સમજી શકશો.

**(૧૩૩)**

## એક ડોસીની હિકાયત

એક ડોસી એક મકાનમાં રહેતી હતી.

એક માણસ તેની પાસે આવ્યો.

તેણે કહ્યું કે,

'અમ્મા ! તમારું આ મકાન હું ખરીદવા ચાહું છું. કેટલામાં વેચશો ?'

ડોસીએ જવાબ આપ્યો કે,

'બેટા ! વેચવાનું નામ જ ન લેશો. કોઈ પણ કિંમતે હું એને વેચીશ નહિ. આ મારા બાપ-દાદાનું મકાન છે. એમાં ન જાણે કેટલી પેઢીઓ મૃત્યુ પામી છે. હું પણ એમાં જ મરીશ.'

પેલા માણસે ડોસીને સમજાવવા ઘણાં પ્રયત્નો કર્યા પરંતુ તે વાત સાંભળવા જ તૈયાર ન હતી.

કંઈક મુદ્દત વીત્યા પછી પેલો માણસ પાછો આવ્યો.

તેણે ફરી પાછી ડોસીનું મકાન ખરીદવાની વાત કરી.

ડોસીએ કાનોમાં આંગળી ખોસી દીધી.

તેણીએ નારાઝ થઈને જણાવ્યું કે,

'હું પ્રથમ જ તમને કહી ચુકી છું કે કોઈ પણ કિંમતે હું આ મકાન વેચવા તૈયાર નથી.'

પેલા માણસે કહ્યું,

'હું મોં માંગેલા દામ આપીશ. કંઈ તો કહો ?'

પરંતુ ડોસીએ એક પણ વાત સાંભળી નહિ.

કંઈક મુદ્દત વીત્યા પછી પેલો માણસ ફરી પાછો ત્રીજી વખત આવ્યો.

આ વખતે ડોસી ખૂબ જ ગુસ્સે થઈ ગઈ.

ઘણા સખ્ત શબ્દો સંભળાવ્યા.

લોકોએ ડોસીને કહ્યું,

'ડોસી મા ! ખૈરિયત તો છે ? પેલો કોણ માણસ આવ્યો હતો ?'

ડોસી કહેવા લાગી,

'પાગલ માણસ છે. એનું મગજ ચસ્કી ગયું છે. મારું મકાન ખરીદવા માંગે છે. મેં કહ્યું કે મારે વેચવું નથી. મારા પૂર્વજોનું મકાન છે. પરંતુ કોઈ રીતે માનતો નથી. ત્રણ વખત આવી ચુકયો છે.'

લોકોએ સલાહ આપી કે,

'અમ્મા ! પોલિસમાં ફરિયાદ નોંધાવી દો ને કે મને હેરાન કરે છે.'

ડોસીએ કહ્યું,

'મારે ફરિયાદ નોંધાવવી નથી. હું અહીં જ અડગ બેઠી છું.'

કેટલીક મુદ્દત વીત્યા બાદ પેલો માણસ ફરી પાછો આવ્યો.

તેને જોઈને ડોસી નારાઝ થઈ ગઈ.

તેની વાત સાંભળવા પણ તૈયાર ન થઈ.

પેલા માણસે મોકો જોઈને કહ્યું,

'અમ્મા ! આપે ફલાણો બાગ, બંગલો અને કૂવો જોયો છે ?'

ડોસીનો રંગ જરા બદલાયો.

કહેવા લાગી,

'કેમ, એને જોવાની મારે શી જરૂર છે ?'

પેલા માણસે કહ્યું,

'સરકારને તમારા આ મકાનની જરૂરત છે. અહીંથી સડક નીકળશે અથવા સરકારી ઈમારત બનશે. એના બદલામાં પેલો બાગ, બંગલો અને કૂવો મળશે.'

આટલું કહીને તે જવા લાગ્યો.

ડોસી કહેવા લાગી,

'બેટા ! બેસો, કયારેક ગરીબને ત્યાંની ચા તો પીતા જાઓ !'

પેલા માણસે કહ્યું કે,

'તમારો વિચાર નથી તો હું તમારા બાજુવાળા સાથે વાત કરું છું. તેમનું મકાન લઈ લેવામાં આવશે.'

ડોસી કહેવા લાગી,

'ના બેટા, બીજે ક્યાંય જવાની જરૂર નથી. મારા જ મકાનનો સોદો કરી દો !'

## (૧૩૪)

**સ્વભાવગત વહાલી વસ્તુ કરતાં ચઢિયાતી વસ્તુ સામે આવશે તો એ વહાલી વસ્તુને છોડવું આસાન થઈ જશે**

બસ, એ જ કિસ્સો આપણી સ્વભાવગત વહાલી વસ્તુઓ અને દુન્યવી સંબંધોનો છે. જ્યારે એનાથી કિંમતી અને ચઢિયાતી ચીઝ આપણી સામે લાવવામાં આવશે તો આપણે સર્વસ્વ છોડી દેવા માટે તૈયાર થઈ જઈશું.

આ સડવા બગડવાવાળા શરીર અને આ ફાની, નાશવંત તેમજ ટૂંકી જિંદગીની તુલનામાં અમર અને અનંત જીવન, તેમજ આખિરતની નેઅમતોની એ જ હાલત છે.

આ જાન (જીવ) શરીરમાંથી કાઢવામાં નથી આવતો, બલ્કે એના કરતાં બેહતર જાન નાંખવામાં આવે છે.

મોત અને ફનાની કલ્પના જ ગલત છે.

એ તો હયાત છે.

કેટલાક લોકોને જ્યારે કોઈનું આવવું અને બેસવું પસંદ

ન હોય, તો કહે છે કે,

'મલકુલ મૌત (મૌતના ફરિશ્તા)ની જેમ આવીને બેસી જાય છે !'

નઉઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ)

મલકુલ મૌત તો રહમતનો ફરિશ્તો છે.

મલકુલ મૌત તો ઘણાં ઈશ્તિયાક (આરઝૂ અને અભિલાષા)ની ચીઝ છે.

લોકોએ એને અઝાબનો ફરિશ્તો અને ફનાનો સંદેશાવાહક બનાવી દીધો !

## (૧૩૫)

## યુરોપની પ્રજાએ આપણી વિચારસરણી અને કલ્પનાને બદલી નાંખી !



યુરોપની પ્રજાએ આપણી વિચારસરણી બદલી નાંખી. આપણી વિચારસરણી ઉપર કબ્જો કરી લીધો. એ કબ્જાના કારણે દરેક ચીઝ તેમની બની ગઈ !

તેમની ફિલસૂફી છે કે,

'ચાવીનો ઝુડો ભલે એમના (મુસ્લિમોના) પાસે રહે, એમના માલ પર કબ્જો કરી લો.'

એનું ઉદાહરણ એવું છે કે,

બાપ પગાર લઈને ઘરે આવે છે.

દીકરો ઝિદ કરે છે કે પૂરો પગાર મને આપી દો.

બાપ તેની સામે નાણાં મૂકી દે છે.

પછી કહે છે,

'બેટા ફલાણી વસ્તુ ઘરના માટે લઈ આવો, ફલાણી વસ્તુ ખરીદી લો !'

બધો ખર્ચ દીકરાના હાથે કરાવે છે અને બધાં કામો કરાવી લે છે.

દીકરો ખૂશ છે કે હું રૂપિયાનો માલિક છું !

## (૧૩૬)

## ઈન્સાનની ફિતરત પાણી જેવી છે



ગરમ પાણીની કોઈ વ્યાખ્યા નથી.

એ આગ અને ગરમીનો કરીશ્મો છે.

જ્યારે ગરમીની અસર નષ્ટ થઈ જાય છે ત્યારે પાણી પોતાની ફિતરત (મૂળ પ્રકૃતિ) પર આવી જશે.

કુર્આને ફેસલો કરી દીધો છે :–

**'મા અસા–બ–ક મિન હ–સ–નતિન ફ મિનલ્લાહિ વ મા અસા–બ–ક મિન સય્યિઅતિન ફ મિન નફસિ–ક.'**

**(સૂરએ 'નિસાઅ' : ૭૯, પારો : ૫)**

(હે માનવી !)

તને જે કંઈ ભલાઈ પહોંચે છે તે અલ્લાહના તરફથી (કૃપા તરીકે જ) છે;

અને (તને) જે બૂરાઈ પહોંચે તે તારી પોતાની કમાઈ (કુકર્મો)ના કારણે છે.

જાણે ગરમી અમારા (અલ્લાહના) તરફથી છે, અને ઠંડક જે તમારી ફિતરત છે, તે તમારા તરફથી છે.

(૧૩૭)

## ઈસ્લામી આપઘાત

અહીં એક હકીમ સાહેબ હતા. તેમનો છોકરો તિબ્બિય્યહ કોલેજ, અલીગઢમાં અભ્યાસ કરતો હતો. મિત્રો સાથે દરિયા કિનારે ફરવા ગયો હતો. બધાં છોકરાઓ પાણીમાં છલાંગ મારતા હતા. હકીમ સાહેબના છોકરાએ પણ છલાંગ લગાવી. તે પાણીમાં ડૂબીને ગાયબ થઈ ગયો.

હકીમ સાહબને જયારે તાર મારફતે આ સમાચાર મળ્યા ત્યારે માનસિક સમતોલન ગુમાવી બેઠા. અલીગઢ ગયા. ત્યાંથી આવ્યા ત્યારે ગાંડપણની કેફિયત હતી.

માત્ર મારા હાથે જ દવા પીતા હતા.

મને વારંવાર બોલવવામાં આવતો હતો.

હકીમ સાહબ આપઘાત કરે એવો પણ ખતરો હતો.

એક દિવસે ગયો ત્યારે તેમના વેવાઈ બેઠા હતા જેમની છોકરી સાથે તેમના છોકરાની નિસ્બત (સગાઈ) થઈ હતી.

તેમણે કહ્યું,

'માફ ફરમાવજો, આપને મેં તસ્દી આપી. આપઘાત કેવી ચીઝ છે ?'

મેં કહ્યું,

'ઘણી ઉમદા ચીઝ છે. અંબિયા (અલયહિમુસ્સલામ)એ પણ ખૂદકુશી (આપઘાત)ની તાલીમ આપી છે.'

મારો જવાબ સાંભળીને તેઓ મારું મોઢું જોવા લાગ્યા.

મેં કહ્યું,

'(દિવસમાં) પાંચ વખત પોતાના ગળા ઉપર છરી ફેરવવાનો અને પોતાની ખૂદી (અહં)ને ફના (નષ્ટ) કરવાનો હુકમ છે.'

મૌલાના (રૂમી રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

**ચું કે બા તકબીરહા મકર્રૂ શવીદ,**
**હમચૂ બિસ્મિલ અઝ જહાં બીરૂં શવીદ.**

[બંદો નમાઝની તકબીરે તહરીમા કહીને જયારે અલ્લાહથી કરીબ થાય છે ત્યારે ઘાયલ માનવીની જેમ આ દુનિયાથી પર થઈ જાય છે.]

કહેનારે આ પણ કહ્યું છે કે,

**ન શવદ નસીબે દુશ્મન કે શવદ હલાકે તૈગત;**
**સરે દોસ્તાં સલામત કે તૂ ખંજર આઝમાઈ.**

[દુશ્મનની તલવાર નીચે ગરદન મૂકનાર હલાક થઈ જાય છે; પરંતુ દોસ્તની તલવાર નીચે સર સલામત રહે છે.]

મોટા ભાગના હરણો એવા હોય છે કે એક જ ગોળી ચલાવી અને બધાં ભાગ્યા. પરંતુ એવા હરણ પણ છે જે શિકારીના ઈન્તેઝારમાં રહે છે. (નીચેની પંકિતઓમાં એ જ ભાવાર્થ વ્યકત થયો છે.)

**હમહ આહૂઆને સહરા**
**સરે ખૂદ નિહાદા બર કફ;**
**બેહ ઉમ્મીદ આંકે રોઝે**
**બશિકાર ખ્વાહી આમદ.**

આ સાચો આપઘાત અને આત્મહત્યા છે. જેની આરિફો તાલીમ આપે છે.

અલબત્ત જાહેલો, અજ્ઞાનીઓએ, જેને 'ખૂદકુશી' (આત્મ હત્યા) કહી છે તે 'ખુદાકુશી' (ખુદાના હુકમનો ભંગ) છે 'ખૂદકુશી' નથી કારણકે એ હાકિમના હુકમથી વિરુધ્ધ કાર્ય છે.

આ સ્પષ્ટીકરણ સાંભળીને હકીમ સાહબે આત્મહત્યાનો ઈરાદો છોડી દીધો અને નમાઝ એવી શરૂ કરી દીધી કે બીમારીમાં પણ ન છોડી !

## (૧૩૮)

## વઅઝની મિષાલ

ફરમાવ્યું,

કેટલાક લોકો મૌલાના સૈયદ સુલયમાન નદવી રહમતુલ્લાહિ અલયહના કુર્આન દર્સ (સબક)માં જતા હતા. અહીં પણ આવતા હતા.

મેં એક દિવસે તેમાંથી એક ને પૂછયું,

'કયાંથી આવો છો ?'

ઉત્તર આપ્યો,

'વઅઝ માંથી'

મેં કહ્યું કે,

'આપ જાણો છો કે વઅઝની મિષાલ શું છે ? વઅઝની મિષાલ એવી છે કે કોઈએ એક બાળકને પાંચ

રૂપિયા આપી દીધાં. તેણે ખર્ચી નાંખ્યા. ફરી પાછા આપ્યા. ફરી પાછા ખર્ચી નાંખ્યા. એનાથી તેની આદત બગડી ગઈ.

પરંતુ મલકહ (કૌશલ્ય) પેદા કરી દેવું, તે ઈલ્મ શીખવી દેવો જેનાથી કુર્આન અને હદીસ આદમી પોતે પઢવા લાગે, હર વખત તેનાથી ફાયદો ઉઠાવી શકે, એવું છે કે કોઈને કંતાન કે સાદડી વણતા શીખવી દીધું. એવો હુન્નર આવડી ગયો કે એનાથી પોતાનું ગુજરાન ચલાવી શકે.'

## (૧૩૯)

## આયાત અને અસ્માઅનો અદબ

ફરમાવ્યું,

હું એનો ઘણો લિહાઝ રાખું છું કે કોઈ વાસણ અથવા કૂજા વગેરે પર નામ કોતરાવવામાં ન આવે, કારણકે એ નામ કયાંતો આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નામોમાંથી હોય છે અથવા માનવંત સહાબા(રદિ.)ના નામોમાંથી હોય છે. પછી એ વાસણોને આમતેમ નાંખી દેવામાં આવે છે અને બેઅદબી થાય છે.

કેટલાક લોકો લોટા ઉપર નામ લખાવે છે પછી તે લઈને જાજરૂમાં જાય છે !

એક માણસે થૂંકદાની પર પોતાનું નામ કોતરાવી રાખ્યું હતું !

બીજું એ કે :–

તઅવીઝ કે કુર્આન મજીદની આયત અથવા અસ્માએ હુસ્ના (અલ્લાહ તઆલાના પવિત્ર નામ)નો મોમજામામાં મૂકીને બાઝૂ પર બાંધવાને અથવા સમયપર પોતાની પાસે રાખવાને ઘણું જ નાપસંદ કરું છું.

એની મિષાલ એવી છે કે કોઈ પોતાના પીરની ગરદનમાં રસ્સી બાંધીને પોતાની સાથે ફેરવતો રહે.

જો કોઈ પૂછે કે,

'એમને કેમ બાંધી રાખ્યા છે ?'

તો કહે કે,

'જ્યારે જરૂરત હોય ત્યારે એમનાથી દુઆ કરાવી લઉં !'

અલ્લાહનું નામ અને આયાત એના કરતાં વધારે અદબના લાયક છે. લખાવીને ઘરમાં રાખી લો, એની બરકત પહોંચતી રહેશે.

એવા ઘણાં બનાવો છે કે અદબ અને અકીદાની સાથે, એ ચીઝોને યોગ્ય જંગ્યાએ રાખવાથી ઘરમાં ઘણી બરકત અને રોઝીમાં વિશાળતા થઈ છે.



## (૧૪૦)

## કાનૂનની પાબંદી દરેક શખ્સના માટે જરૂરી છે

ફરમાવ્યું,

કાનૂનની પાબંદી દરેકે કરવી જોઈએ. એમાં અપવાદ અને કમી ફસાદ (બગાડ)નું નિમિત્ત છે.

એક વખતે હું કોઈ શખ્સને લેવા માટે અથવા કોઈને

વિદાય કરવા માટે સ્ટેશન જવા લાગ્યો. સ્ટેશન માસ્તર સાહેબ ખાનકાહ સાથે સંબંધ ધરાવતા હતા. કહેવા લાગ્યા કે,

'પીર સાહેબ ! આપ પ્લેટફોર્મ ટિકિટ ન લેશો.'

મેં કહ્યું કે,

'કેમ ! આપે તો મારી પાસે બમણી, ત્રણ ગણી કિંમત અપાવવી જોઈએ કારણકે આપ રેલ્વેના નોકર છો અને ખૈરખ્વાહી તથા ફર્ઝસનાસીનો તકાઝો છે કે આદમી જેનો નોકર હોય તેને ફાયદો પહોંચાડવાની કોશિશ કરે.'



એ જ પ્રમાણે એક વખતે મેં 'દારુલ ઉલૂમ તાજુલ મસાજિદ'ના પુસ્તકાલયમાંથી એક કિતાબ વાંચવા માટે લેવા ચાહી. મૌલવી ઈમરાનખાં સાહબે એના કાનૂન અને શરતો બતાવી. મેં ઘણી ખૂશીથી એનો સ્વીકાર કર્યો, કે જો આપણે જ આ કાનૂનોની પાબંદી ન કરીશું તો કોણ કરશે ?



## બારમી મજલિસ

**તારીખ** : ૨૬, શવ્વાલ, હિજરી સન ૧૩૮૭ મુતાબિક ૨૭, જાન્યુઆરી, ઈસવી સન ૧૯૬૮

**સમય** : ૧૦.૩૦ થી ૧૨.૦૦ વાગ્યા સુધી

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ (મધ્યપ્રદેશ)

**ખાસ હાજરજનો :**

હંમેશા પ્રમાણે ઉપરાંત નવા આવનારાઓમાં

- ✦ મૌલવી નિઝામુદ્દીન સાહબ ઈસ્લાહી (મધ્યપ્રદેશ)
- ✦ મહમૂદ અલ હુસૈની સાહબ (એડીટર : અલ હમરાઅ)
- ✦ મુહમ્મદ સગીર સાહબ (અલીગઢ)
- ✦ કાઝી અબ્દુલ હમીદ સાહબ ઈંદોરવી.....વગેરે



### (૧૪૧)

### તકરીર કરનારના દિલ પર હાજરજનોનું પ્રતિબિંબ પડે છે

આ મલફૂઝાત લખનારે અરજ કરી કે,

'ઘણાં વર્ષોથી (મારું) દિલ તકરીર કરવાથી ઉચાટ અનુભવે છે. તકરીરના નામથી તાવ જેવો ચઢે છે. પહેલાં એવી કૈફિય્યત ન હતી.'

ફરમાવ્યું કે,

'લોકો (હાજરજનો અર્થાત સાંભળનારાઓ)માં

તલબ અને ઉત્કંઠા હોય છે (ત્યારે તકરીર કરનાર)ની તબીઅતમાં હર્ષ, આનંદ અને પ્રફુલ્લતા પેદા થાય છે અને મઝામીન (વિષયો) દિલમાં આપો આપ પ્રગટ થવા માંડે છે. નહિતર દિલમાં અપ્રસન્નતા અને સંકુચિતતા પેદા થાય છે. ખરેખર હાજરજનો અને શ્રોતાજનો (ની કૈફિયત)નું પ્રતિબિંબ જ તકરીર કરનારના દિલ પર પડે છે.'

## (૧૪૨)

## ક્યારેક મુરીદને પીરના આયનામાં પોતાની શિકલ દેખાવા લાગે છે



ફરમાવ્યું,

હૈદરાબાદમાં એક બુઝુર્ગ હતા. ઘણાં લોકો એમના મુરીદ હતા. હું પણ એમની ખિદમતમાં હાજર થયા કરતો હતો. ઘણી શફકત અને ખુસૂસિય્યત ફરમાવતા હતા. તેમના એક મુરીદ અને સગાં પોલિસના મોટા ઓફિસર હતા. તેમની બીવીનો ઈન્તેકાલ થઈ ગયો. આ દુઃખદ બનાવથી તેઓ ઘણા પ્રભાવિત હતા.

હઝરતે તઅઝિયતનો પત્ર તેમને લખ્યો. તેમને એનાથી ઘણો અણગમો થયો. જવાબમાં તેમણે એક નામુનાસિબ પત્ર લખ્યો. એ પત્રમાં તેમણે એ બુઝુર્ગના માટે ઘણા અનુચિત અને બેઅદબીકારક શબ્દો લખ્યા.

હઝરતે એ પત્રની ઘણી નકલો કરાવી અને પોતાના દરેક મુરીદને મોકલી.

એ નકલમાં આપે લખ્યું કે,

> 'હું હકીકતમાં એવો જ છું જેવો આ સાહબે પોતાના પત્રમાં લખ્યો છે. તમે લોકો ભ્રમમાં હતા. હવે મારી હકીકત ઓળખી લો.'

મારી પાસે પણ એની એક નકલ આવી એના જવાબમાં મેં પત્ર લખ્યો કે,

> 'એ પત્ર લખનારને તો આપમાં થોડી જ ખામીઓ નઝર આવી. મને તો આપ માથાથી પગ સુધી સંપૂર્ણ ઐબ (દોષપૂર્ણ) નઝર આવો છો.'

(હઝરતને એ પત્ર મોકલવા પહેલાં) જે લોકોએ મારો આ પત્ર વાંચ્યો, તેમણે કહ્યું કે,

> 'આ શું બેતમીઝી અને ગુસ્તાખી કરી ! હઝરત વાંચશે તો સખ્ત નારાઝ થશે.'

મેં તેમને કહ્યું કે,

> 'હઝરત મારાથી નારાઝ થઈ જાય તો પરવાહ નથી. હું હઝરતથી નારાઝ નથી.'

આ બધી બાબતો લખીને મેં હઝરતની ખિદમતમાં પત્ર મોકલી આપ્યો.

કેટલોક સમય વીત્યા બાદ હું હૈદરાબાદ ગયો. મસ્જિદમાં મેં નમાઝ પઢી. એની આસપાસ હઝરતના કેટલાયે ખાદિમો અને મુરીદો રહેતા હતા.

એક સાહબ, જેને ખાસ સંબંધ હતો તેણે મને જોયો તો નમાઝ પઢીને મારો હાથ પકડીને બહાર લઈ ગયા. એક તરફ લઈ જઈને કહેવા લાગ્યા કે,

'આપે હઝરતની ખિદમતમાં શું લખ્યું છે ?'

મેં કહ્યું કે,

'હું કમઅકકલ માણસ છું. અકકલ વગરની વાત લખી દીધી હશે !'

તે શખ્સ કહેવા લાગ્યા,

'ના, અમારી પાસે એ પત્રની નકલ આવી છે, કે આ પત્રનો અનુવાદ કરો કે મિયાં યાકૂબે શું લખ્યું છે ?'

કેટલાયે મહિના પછી હઝરતનું (ભોપાલ) તશરીફ લાવવાનું થયું. હું પણ ખિદમતમાં હાજર થયો.

હઝરતે ફરમાવ્યું કે,

'મિયાં યાકૂબ ! મેં તમારો પત્ર વઝીફાની કિતાબમાં મૂકી રાખ્યો છે !'

મેં કહ્યું કે,

'એ મઝમૂન (લેખ) મારો નથી. એ તો હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં રહમતુલ્લાહિ અલયહનો ફૈઝ છે.'



## (૧૪૩)

## હઝરત મિરઝા જાનેજાનાં (રહ.)નો બનાવ

ફરમાવ્યું,

'શું બનાવ છે ?'

મેં અરજ કરી કે,

'એક બ્રાહમણ હઝરત (મિરઝા જાનેજાનાં રહમતુલ્લાહિ અલયહ)ની ખિદમતમાં હાજર થયા કરતો હતો. તેણે ઘણી રિયાઝતો (સાધના) અને નફસ કુશી (મનને મારવાનું ઉગ્ર તપ) કર્યું હતું. એના કારણે તેનામાં કશ્ફી કુવ્વત પૈદા થઈ ગઈ હતી.

એક દિવસે તે બ્રાહમણે હઝરતને એકલા જોઈને અરજ કરી કે,

'એક વાત કહેવા ચાહું છું. પરંતુ કહેવાની હિંમત નથી થતી.'

હઝરતે ફરમાવ્યું કે,

'વિના સંકોચે કહો.'

તેણે કહ્યું કે,

'આપનું શરીર તો નૂરાની નઝર આવે છે પરંતુ દિલ બિલકુલ કાળું છે.'

હઝરતે ફરમાવ્યું કે,

'ઠીક છે. જરા એ તો બતાવો કે તમને આ શકિત (પારદર્શિતા) કેવી રીતે પ્રાપ્ત થઈ ?'

તેણે કહ્યું કે,

'હંમેશા નફસની વિરુધ્ધ (કામ) કરવાથી. નફસે જે ચીઝનો તકાઝો કર્યો, મેં તેનાથી વિરુધ્ધ જ (કામ) કર્યું.'

હઝરતે ફરમાવ્યું કે,

'મુસલમાન થવા માટે તબીઅત (મન) ચાહે છે ?'

તેણે કહ્યું કે,

'મન નથી ચાહતું.'

હઝરતે ફરમાવ્યું કે,

'એ તો મનના માટે ઘણી જ નાગવાર (અસહ્ય) ચીઝ છે. અને તમારા નિયમ પ્રમાણે નફસના વિરુધ્ધ કામ કરો અને ઈસ્લામ સ્વીકારો.'

તેણે કહ્યું કે,

'જયારે હું મારા ગુરુની સેવામાં હતો ત્યારે તેઓ કદી કદી કહેતા હતા કે મને તારા શરીરમાંથી ઈસ્લામની ગંધ આવે છે !'

તે બ્રાહમણે કલિમા પઢી લીધો.

હઝરતે ફરમાવ્યું કે,

'હવે તું મારી તરફ નઝર કર !'

તેણે કહ્યું કે,

'હુઝૂર ! હવે તો આપ માથાથી પગ સુધી નૂરાની નઝર આવો છો !'

હઝરતે ફરમાવ્યું કે,

'એ (પહેલાં) તમે પોતાને જોતા હતા. હકીકતમાં કામિલ શૈખ આયનો (દર્પણ) છે. અને દરેક શખ્સ તેમાં પોતાની સૂરત જુએ છે. આયનો જેટલો સાફ અને સ્વચ્છ હશે, પ્રતિબિંબ તેમાં સ્પષ્ટ દેખાશે.

અને મેં જે એમ કહ્યું હતું કે હઝરત મારાથી ખફા થઈ જાય તો મને પરવાહ નથી, હું હઝરતથી ખફા નથી, એ પણ શૈખ સઅદી (રહમતુલ્લાહિ અલયહ)ના કલામમાંથી લીધેલું વાકય છે.'

(૧૪૪)

## બંદાનું કામ ગુલામી અને તાબેદારી છે; ભલે કંઈ મળે કે ન મળે

શયખ સઅદી (રહ.)એ એક બુઝુર્ગની હિકાયત લખી છે. તે બુઝુર્ગ આખી રાત મુનાજાત અને દુઆમાં મશગૂલ રહ્યા. સવારે એક ગૈબી અવાજ આવ્યો કે,

'તમે (અલ્લાહની) બારગાહમાંથી ધૂત્કારાયેલા છો. તમારો કોઈ અમલ કબૂલ કરવા લાયક નથી.'

પેલા બુઝુર્ગના ચહેરા પર કોઈ ફેરફાર ન થયો ! મુરીદોએ કહ્યું કે,

'શું હઝરતના પવિત્ર કાનમાં આ ગૈબી અવાજ પહોંચ્યો નથી ?'

બુઝુર્ગે ફરમાવ્યું કે,

'પહોંચ્યો છે.'

મુરીદોએ અરજ કરી કે,

'તો એનાથી હઝરતના પવિત્ર દિલ પર કોઈ અસર ન થઈ ?!'

બુઝુર્ગે ફરમાવ્યું કે,

'મારુ જે કામ છે તે હું કરી રહ્યો છું. તે (અલ્લાહ) ચાહે તો કબૂલ કરે, ચાહે તો ધૂત્કારી કાઢે. જો તેનો દરવાજો મારા માટે બંધ છે તો હું જાઉં કયાં ? તેના દરવાજા સિવાય કોઈ બીજો દરવાજો તો છે નહિં !'

બુઝુર્ગના આ કહેતાં જ ગૈબથી ફરી પાછો અવાજ સંભળાયો કે,

'એ તો કસોટી હતી. તમે મકબૂલ છો.'

મતલબ કે હઝરત નારાઝ થયા કરે એ હઝરતનું કામ છે. આપણે હઝરતથી નારાઝ ન થઈએ એ આપણું કામ છે.

## (૧૪૫)

## દિલની દિલ પર અસર થાય છે

ફરમાવ્યું,

દિલની દિલ પર ઘણી અસર થાય છે. અને સત્તાધારી તથા પ્રભાવશાળી વ્યકિતની અસર ઓર પણ વધારે થાય છે.

'અખ્લાકે મુહસિની' કિતાબમાં નૌશીરવાન (બાદશાહ)ની હિકાયત લખી છે :–

તે એક દિવસે શિકાર માટે ગયો. જંગલમાં સાથીઓથી વિખૂટો પડી ગયો. એક ઝૂંપડા પાસે ચાલ્યો ગયો. તરસ્યો હતો. પાણી માંગ્યું. એક છોકરી શેરડીનો રસ લઈને આવી. તેમાં કંઈક કચરો પડેલો હતો.

બાદશાહ કચરાવાળો રસ પી ગયો અને બીજો માંગ્યો. અને કહ્યું કે એમાં કચરો ન હોવો જોઈએ.

પેલી છોકરીએ કહ્યું કે,

'એ કચરો મેં પોતે જ રસમાં નાંખ્યો હતો. કારણકે તમે સખત તરસ્યા જણાતા હતા. જો એકદમ એક સાથે રસ ગટગટાવી જાઓ તો નુકસાન થાય. કચરાના કારણે રસ તમે ધીમે ધીમે પીધો.'

બીજી વખત રસ લાવવામાં છોકરીને ઘણી વાર લાગી. એ દરમિયાન બાદશાહે મનમાં વિચાર કર્યો કે,

'આ વિસ્તારમાં શેરડીનો પાક ઘણા મોટા પ્રમાણમાં થાય છે. એમાંથી આવો ભરપૂર રસ નીકળે છે ! આ વિસ્તારના સરકારી મહેસૂલમાં વધારો કરવો જોઈએ.'

એટલામાં છોકરી રસ લઈને આવી. પ્યાલામાં રસ ખૂબ જ ઓછો હતો. બાદશાહે પૂછયું કે,

'આટલી વાર કેમ લાગી અને રસ આટલો ઓછો કેમ છે ?'

છોકરીએ કહ્યું કે,

'પ્રથમ વખત હું શેરડીના એક જ સાંઠાનો રસ લાવી હતી. અત્યારે લાવી છું તે કંઈ કેટલાયે સાંઠાનો રસ છે ! અને એ પણ ઘણી મુશ્કેલીથી નીકળ્યો છે ! એવું લાગે છે કે બાદશાહની નિય્યતમાં ફરક આવી ગયો છે !'

નૌશીરવાનને પોતાની ગલતીનો એહસાસ થયો. તેણે ફરી ત્રીજી વખત રસ મંગાવ્યો. અને પોતાની નિય્યત દુરુસ્ત કરી લીધી. તેણે ઈરાદો કરી લીધો કે, મહેસૂલમાં કોઈ વધારો ન કરીશ.

છોકરી થોડી જ વારમાં પ્યાલો ભરીને રસ લાવી, અને કહ્યું કે,

'એવું લાગે છે કે બાદશાહની નિય્યત ઠીક થઈ ગઈ છે. આ વખતે રસ ભરપૂર નીકળ્યો !'

**અનુવાદકની નોંધ** : ગુજરાતી ભાષાના વિખ્યાત કવિ 'કલાપી'એ મજકુર હિકાયતના આધારે 'ગ્રામ્ય માતા' નામનું કાવ્ય રચેલું છે. એમાં છોકરીના પાત્રના બદલે ગ્રામ્ય માતા અર્થાત ગામની એક વૃદ્ધ સ્ત્રીનું પાત્ર લીધું છે. અને એ પાત્રના

મુખમાં મુકેલી નીચેની પંક્તિ તો ગુજરાતી ભાષામાં કહેવત સમાન થઈ ગઈ છે !

**રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;**
**'નહીં તો ના બને આવું', બોલી માતા ફરી રડી.**

**(૧૪૬)**

**હાજરજનોના દિલોની અસર હુઝૂર (સલ.)ના મુબારક દિલ પર પણ થતી હતી !**

ફરમાવ્યું,

હાજરજનોના દિલોની અસર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (ના દિલ) પર પણ થતી હતી.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે,

**'ઈન્નહુ લ-યગાના અલા કલ્બી'**

[મારા કલ્બ (દિલ) પર મલિનતા જેવી આવી જાય છે.]

અને આગળ ઈર્શાદ છે કે,

'એટલા માટે હું એક એક મજલિસમાં સિત્તેર સિત્તેર વખત ઈસ્તિગ્ફાર કરું છું.'

**(૧૪૭)**

**બદામના ઉપરના કવચની અંદરનો ગર્ભ (માવો અથવા મીંજ) મીઠો ન હોય તો બદામને કોણ વખાણે ?**

ફરમાવ્યું,

બુઝુર્ગો જેવી શિકલ અને સૂરત બનાવવાથી કંઈ થતું નથી. કોઈ માત્ર પરબીડિયું જોઈને વખાણ કરે કે પત્ર ઘણો સરસ છે, તેનાથી કંઈ થતું નથી. જયાં સુધી પત્રનું લખાણ વાંચે નહિ, ત્યાં સુધી તેના વખાણ થઈ શકે નહિ.

આ હકીકતને કુર્આન મજીદમાં બયાન કરવામાં આવી છે.

**'અ-ફ-લા યઅલમુ ઈઝા બુઅસિ-ર મા ફીલ્કુબૂરિ વ હુસ્સિ-લ મા ફીસ્સુદૂર'** (સૂરએ 'આદિયાત', આયત : ૯, ૧૦)

[શું ઈન્સાનને તે વખતની ખબર નથી કે જયારે કબરોમાંથી મુરદાઓને કાઢવામાં આવશે ? અને જે કંઈ દિલોમાં છે તેને જાહેર કરવમાં આવશે ?]

બદામનું ચીકણું, ચીકણું કવચ અને મોટા દાણા જોઈને વખાણ કરે તો તેનો કોઈ ભરોસો નથી. બદામની અસલ વસ્તુ તો એની મીંજ છે. અને તેમાં જોવાની વાત આ છે કે એમાંથી બદામનું તેલ કેટલું નીકળે છે.

એ મગઝ (મીંજ) અને એના તેલની જાહેર થવાની જગા તો કબર છે. ત્યારે ખબર પડશે કે બદામ કડવી છે કે મીઠી છે; તેલથી તર છે કે બિલ્કુલ સૂકી.

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહમતુ લાહિ અલયહ) એ સહીહ ફરમાવ્યું કે,

**આદમિય્યત મુશ્કિલ અસ્ત અય આદમી,**
**ચૂં બરી રોઝ આવરી હાએ ગમી.**

**આદમિય્યત લહમ વ શહમ વ પોસ્ત નીસ્ત,**
**આદમિય્યત જુઝ રઝાએ દોસ્ત નીસ્ત.**

**આદમિય્યત ગર બ કુવ્વત મી શુદે,**
**ગાઓ ખર અઝ આદમી બિહતર બુદે.**

**ભાવાર્થ :**

હે આદમી ! સાચા અર્થમાં આદમી થવું ઘણું મુશ્કેલ છે. જો તું સાચા અર્થમાં આદમી ન બનશે તો મરવા પછી હાય ! અને અફસોસ ! કરવા સિવાય કંઈ ન થશે. લોહી, માંસ અને ચામડી (અર્થાત માત્ર ભૌતિક અને બાહ્ય સ્વરૂપ)નું નામ આદમિય્યત નથી.

અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનું નામ આદમિય્યત છે. આદમિય્યત જો શરીરની શક્તિ અને બળના કારણે હોત તો બળદ અને ગધેડા આદમી કરતાં બેહતર હોત.

◆

એટલા જ માટે હદીસમાં ફરમાવ્યું છે કે,

**'ઈન્નમલ અઅમાલુ બિલ ખવાતીમ.'**

આમાલ (કર્મો)નો આધાર ખાતિમહ (અંત અથવા મોત) પર છે.

**(૧૪૮)**

**ઉચ્ચ કક્ષાની ચીઝ મેળવવા માટે તૈયારી પણ તેવી જ કરવી પડે છે**

ફરમાવ્યું,

ઉચ્ચ કક્ષાની ચીઝ મેળવવા માટે તેની શાન પ્રમાણે અવરોધોને દૂર કરવાના હોય છે.

નમાઝના માટે ઝરૂરતે બશરી (કુદરતી હાજત)ને પૂરી કરવી અને તહારત (પાકી) તેમજ વુઝૂ જરૂરી છે. જો કોઈ શખ્સ કોઈને નમાઝની દઅવત આપે અને એ સાંભળતાં જ પેલો શખ્સ સંડાસની તરફ રવાના થઈ જાય તો એ નમાઝની તૈયારી છે.

ડોકટર પાસે ઈલાજ માટે દવા લખાવતી વખતે કઈ ચીઝોની પરેજી કરવાની છે એ ખાસ પૂછી લેવામાં આવે છે.

પ્રાથમિક પુસ્તકો વાંચવા પછી જ મોટા મોટા પુસ્તકો વાંચી શકાય છે.

લોકો વઝીફાઓ તો ઘણાં પૂછે છે પરંતુ એની અસર અને કબૂલિય્યતના માટે અલ્લાહના નામની જે અઝમત અને જે ઈમાન તેમજ યકીન અને વિશ્વાસની જરૂરત છે તેની ચિંતા કે દરકાર નથી કરતા.



**(૧૪૯)**

## કુર્આન હિફ્ઝ કરાવ્યા પછી છોકરાને બીજી લાઈન પર લગાવી દેવું ઘણું બૂરું છે

ઘણા ખરા લોકો પોતાના બાળકોને હિફ્ઝ કરાવી દે છે અને એને ફખ્રથી બયાન કરે છે. પરંતુ એની પરવાહ નથી કરતા કે એ બાળક આ દૌલતની કદર અને હિફાઝત પણ કરી શકશે કે નહિ.

હિફ્ઝ કરાવવા પછી એવું શિક્ષણ અપાવે છે કે તે બધી મહેનત પર પાણી ફેરવી દે છે. એનું ઉદાહરણ એવું છે કે જેવી રીતે કોઈ ગોશ્તનું પકવાન સરસ પકાવે અને તેને કાચના

વાસણમાં ખૂબ કાળજીથી કાઢે અને તે પછી ગોબર અથવા કોઈ ગંદી અપવિત્ર વસ્તુને પીસીને તેમાં છાંટે, તો શું ગોશ્ત પકાવવાની બધી મહેનત નકામી થઈ ન જશે ?

કુર્આન હિફ્ઝ કરવા પછી જે જિંદગી અપનાવવામાં આવે છે તેને એના સાથે કોઈ મુનાસિબત (સુમેળ) નથી હોતી.

## (૧૫૦)

## દિલમાં ખુદાની અઝમત હોય તો એક આયત પણ પૂરતી છે

જો દિલમાં અલ્લાહના નામની અઝમત હોય તો એક આયત જિંદગીમાં ઈન્કિલાબ (ક્રાંતિ) લાવવા માટે પૂરતી છે.

હઝરત ફુઝયલ બિન અયાઝ રહમતુલ્લાહિ અલયહ શરૂઆતમાં એક લૂંટારા અને ડાકૂ હતા. તેમની જિંદગીમાં ઈન્કિલાબ (ક્રાંતિ તથા પરિવર્તન) આ આયતથી આવી ગયો કે તેઓ ક્યાંક લૂંટ કરવા માટે ગયા હતા. કોઈ શખ્સ કુર્આન મજીદ પઢતો હતો. તેમના કાનમાં આ આયત પડી :

**'અલમ યઅનિ લિલ્લઝી-ન આમનૂ અન તખ્શા-અ કુલૂબુહુમ લિ ઝિક્રિલ્લાહિ વ મા ન-ઝ-લ મિનલ હક્કે.'**

**(સૂરએ 'હદીદ', આયત : ૧૬)**

[શું ઈમાનવાળાઓ માટે એ સમય નથી આવ્યો કે તેમના અંતઃકરણ અલ્લાહની યાદથી અને જે સાચો દીન ઉતર્યો છે તેથી નરમ થઈ જાય ?]

હઝરત ફુઝયલ (રહમતુલ્લાહિ અલયહ) બોલી ઉઠયા,

'એ સમય આવી ગયો !
એ સમય આવી ગયો !'

તે પછી તેમણે પોતાના કુકર્મોથી તૌબા કરી અને વિલાયતના દરજ્જે પહોંચી ગયા !

## (૧૫૧)

## ઈરાદાઓ પર કાબૂ રાખીને યોગ્ય સ્થળે ઉપયોગ કરવો ઈન્સાનિય્યત છે

ફરમાવ્યું,

ઈરાદાઓને કાબૂમાં રાખીને યોગ્ય સ્થળે ઉપયોગ કરવો ઈન્સાનિય્યત છે. ઈરાદાઓના તાબે તો જાનવરો હોય છે. જેઓ પોતાના જઝબાતને કાબૂમાં ન રાખી શકે તેઓ જાનવર કરતાં વધારે બદતર છે.

લોકો કહે છે કે, અમે પોતાના ઈરાદાઓને તેમજ જઝબાતને કાબૂમાં રાખી શકતા નથી.

હું કહું છું કે, આપ શતરંજ રમો છો ત્યારે શું કરો છો ? શું તમે પોતાના ઈરાદાઓ અને ખ્વાહિશોને શતરંજના નિયમો અને કાયદાઓ પ્રમાણે જાળવતા નથી ?

તો પછી શરીઅતના અહકામની બાબતમાં તમે કેમ મજબૂર થઈ જાઓ છો ?!



## (૧૫૨)

## લોકોએ ઈસ્લામના તખ્ત (સિંહાસન)ને કાપીકૂપીને તખ્તહ (બાંકડો) બનાવી દીધો !

ઘણા લોકોએ શરીઅતના અહકામમાં ફેરફારો અને પસંદગી કરી લીધી છે; અને તેને પોતાના મતલબ પ્રમાણે બનાવી લીધા છે !

એક બાદશાહે કેટલાક લોકોને કહ્યું કે,

'મારો આ તખ્ત (સિંહાસન, રાજગાદી) પેલા ઓરડામાં પહોંચાડી દો !'

ઓરડો સાંકડો હતો. તેનો દરવાજો નાનો હતો. એક દરબારીએ કહ્યું કે,

'હુઝૂર ! તખ્ત મોટો છે અને ઓરડો નાનો છે. આ તખ્ત એ ઓરડામાં જઈ શકે એમ નથી.'

બાદશાહ ઘણો નારાજ થયો.

તેણે કહ્યું કે,

'આ માણસ મૂરખ છે.'

યૂરોપથી કેટલાક સમઝદાર (!) લોકો આવી ગયા.

તેમણે કહ્યું કે,

'અમે હમણાં જ આ તખ્તને એ ઓરડામાં પહોંચાડીએ છીએ. આ નાસમઝ લોકો છે. એ લોકો એ કામ કરી શકે એમ નથી.'

યૂરોપના એ લોકોએ ઓજારો વડે એ તખ્તના ખૂણા

કાપી નાંખ્યા. થોડુંક અહીંથી કાપ્યું. થોડુંક ત્યાંથી કાપ્યું અને તખ્તને નાનો કરીને ઓરડામાં લઈ ગયા. તેમણે તખ્ત (સિંહાસન, રાજગાદી)ને તખ્તહ (પાટિયું અર્થાત બાંકડો) બનાવી દીધો !

ઈસ્લામ પણ એક તખ્ત હતો.

એની એક ખીલી પણ કાઢવાની પરવાનગી ન હતી.

પરંતુ લોકોએ ઈસ્લામના તખ્તને પણ તખ્તહ બનાવી દીધો !

લોકોએ ઈસ્લામને (કાપી કૂપીને) પોતાની મરજી અને જરૂરત પ્રમાણે બનાવી લીધો !

જો કે યંત્રના દરેક પુરજા પોતાના યોગ્ય અને નિયત સ્થાને હોય તો જ મશીન ચાલે છે.

(૧૫૩)

## નવાફિલનો ફાયદો

કેટલાક લોકો નવાફિલ અને સુન્નતોને બિનજરૂરી સમજે છે. જો કે જ્યારે કોઈ ચપરાશી (પટાવાળો) ફુરસદના સમયમાં કોઈ સરકારી ઓફિસરના અંગત અને ઘરેલું કામો કરી આપે તો ઓફિસરના દિલમાં તેના માટે ઘણો આદરભાવ પેદા થાય.

એટલા જ માટે ફરમાવવામાં આવ્યું કે,

'મારો બંદો નવાફિલ મારફતે મારાથી વધારે નજીક થાય.' **(અલ હદીસ)**

આપનો નોકર આપના ઘરે ઘી લઈને આવે અને કહે કે,

'હું ઘરે જઈ રહ્યો હતો. એક જગાએ ખૂબ જ

શુદ્ધ અને સસ્તું ઘી વેચાતું હતું. હું આપ સાહેબના માટે લઈ આવ્યો છું.'

તો આપ કેટલા ખૂશ થઈ જશો.

## (૧૫૪)

## સુન્નતનો અનાદર

કેટલાક લોકોને જો કોઈ શરઈ બાબત વિષે કહેવામાં આવે તો ખૂબ જ મંદ અવાજે કહે છે કે,

'એ...તો...સુન્નત...છે !'

અર્થાત કોઈ જરૂરી અને મહત્વની ચીઝ નથી !

હું કહું છું કે, આ કામ તો સુન્નત છે પરંતુ (સુન્નત તરફ ઉપેક્ષા અને અનાદર સૂચક) આ રીતભાત કુફ્ર છે.

જોરથી અઝમતની સાથે કેમ નથી કહેતા કે,

'સુન્નત છે; ઈમાનનું રત્ન છે; અલ્લાહ અને એના રસૂલની મુહબ્બત અને અઝમત છે.'

## (૧૫૫)

## ગુનાહ અને સરકશીનો તફાવત

ગુનાહ અને સરકશી (માથા ફરેલપણું, અવજ્ઞાકારીપણું, વિદ્રોહીપણું, ઉદ્દંડતા)માં શું ફરક છે ?

એક શા માટે આસાનીથી માફ કરી દેવામાં આવે છે, અને બીજો ગુસ્સા અને સઝાને લાયક શા માટે થાય છે ?

એટલા માટે કે,

- પહેલામાં (અર્થાત ગુનાહમાં) ઈરાદાપૂર્વક મુખાલિફત નથી હોતી.
- બીજામાં મુખાલિફત (વિરોધ) અને નીડરતાપૂર્વક આજ્ઞાભંગ છે.

આપ કોઈ ખૂબ જ ફાટેલી, કેટલાયે ટુકડા થઈ ગયેલી ચલણી નોટ બેંકના કાઉન્ટર (બારી) ઉપર લઈ જઈને આપશો તો એના બદલામાં તમને નવી નોટ આપવામાં આવશે. પરંતુ જો તમે એક નોટ બેંકમાંથી લઈને બેંકના ઓફિસર કે કલાર્કની સામે ફાડી નાંખશો તો ભલે એના બે જ ટુકડા થયા હશે, આપ સઝા અને ગુસ્સાને પાત્ર થશો અને એને સરકારનું અપમાન સમજવામાં આવશે. કારણકે પ્રથમ પ્રકારની અનેક ટુકડા થયેલી નોટમાં ઈરાદાપૂર્વક, વિરોધ પ્રદર્શિત કરવા માટે નોટના ટુકડા કરવામાં આવ્યા ન હતા બલ્કે વપરાશના કારણે જૂની થવાથી અનાયાસે ટુકડા થયા હતા જ્યારે બીજા પ્રકારમાં માત્ર સરકશી (માથાફરેલપણું, અવજ્ઞાકારીપણું, વિદ્રોહીપણું, ઉદ્દંડતા) તેમજ નીડરતાપૂર્વક કરવામાં આવેલો આજ્ઞાભંગ છે.

એટલા જ માટે કુર્આન મજીદમાં આવ્યું છે કે,

**'વ લય-સ અલયકુમ જુનાહુન ફીમા અખ્તઅતુમ બિહી વ લા કિમ્મા તઅમ્મ-દત કુલૂબુકુમ.'**

**(સૂરએ 'અહઝાબ', આયત : ૫)**

[તમારાથી જે ખતા કે કુસૂર, ગલતી અને ભૂલચૂકથી થઈ જાય તે ગુનાહ નથી પરંતુ દિલની ઈચ્છા અને ઈરાદાપૂર્વક જે નાફરમાની થાય તે ગુનાહ છે (અને તેના પર પકડ થશે.)]

## (૧૫૬)

## ઈરાદા વગર અને ઈરાદા સહિતનું ઉદાહરણ

સહારનપુરના સ્ટેશન નજીક એક મસ્જિદમાં ટ્રેઈનના ઈન્તેઝારમાં હું બેઠો હતો.

એક મૌલવી સાહબ વાઅઝ ફરમાવી રહ્યા હતા.

પગની ઘૂંટી નીચે પાજામહ પહેરવાની સખત ટીકા કરી રહ્યા હતા; અને એ વિષે સઝાની ચેતવણીઓ લોકોને સંભળાવી રહ્યા હતા.

કહેવા લાગ્યા કે,

'કમથી કમ નમાઝ વખતે તો પાજામહ ઊંચો કરી લેતા રહો !'

મેં કહ્યું કે,

'હઝરત ! એ તો ગુનાહે કબીરહ છે. (નમાઝ વખતે) ઊંચો કરનારની નિય્યત એ જ હોય છે કે નમાઝ બાદ ફરી પાજામહ નીચો કરી લઈશ.

તો જે ગુનાહને કરવાની ઈચ્છા અને ઈરાદો હોય તે ગુનાહમાં જ દાખલ છે.

હદીસમાં આવ્યું છે કે,

**'મા લમ યરજિઅ'**

[(ગુનાહનું) પુનરાવર્તન ન કરો.]

શું અલ્લાહ માત્ર નમાઝમાં જ જુએ છે ?!
નમાઝ સિવાયની સ્થિતિમાં નથી જોતો ?!

આ તો એવી વાત છે કે,

શરાબનો બાટલો મસ્જિદની બહાર મૂકી દીધો, જ્યારે નમાઝથી ફારિગ થયા તો બહાર જઈને પી લીધો !'



જે ગુનાહ કરવાનો અઝમ (ઈચ્છા અને ઈરાદો હોય) તેનું નામ તુગ્યાન, સરકશી, માથાફરેલપણું, અવજ્ઞાકારીપણું, વિદ્રોહીપણું, ઉદ્દંડતા છે. (અને સજાને પાત્ર છે.)

## (૧૫૭)

## એક બુઝુર્ગની તમ્સીલી હિકાયત



કોઈ બુઝુર્ગનો કિસ્સો છે.

તેમણે પોતાના ખાદિમને કહ્યું કે,

'ચલમ પીવા માટે આગ લઈ આવ !'

ખાદિમને ક્યાંય આગ ન મળી.

બુઝુર્ગે કહ્યું કે,

'દોઝખમાંથી લઈ આવ !'

ખાદિમ દોઝખ આગળ પહોંચ્યો. તેણે આગ માંગી.

જહન્નમના ચોકીદારે કહ્યું કે,

'અહીં આગ વાગ નથી. અહીં દરેક શખ્સ પોતાની આગ પોતાની સાથે લઈને આવે છે !'

આ તો એક તમ્સીલી હિકાયત (દૃષ્ટાંત કથા) છે.

હકીકત એ છે કે આ દુનિયામાં દરેક શખ્સની આગ

તેની પોતાની પાસે જ છે ! એ આગ આપણા આમાલ (કર્મો) અને અખ્લાક છે.

કુર્આન શરીફમાં છે કે,

**'ઈન્નલ્લઝી-ન યઅકુલૂ-ન અમ્વાલલ યતામા ઝુલ્મન ઈન્નમા યઅકુલૂ-ન ફી બુતૂનિહિમ નારા. વ સયસ્લવ-ન સઈરા.'**

**(સૂરએ 'નિસાઅ' આયત : ૧૦)**

[ખરેખર જે લોકો યતીમોનો માલ નાહક ખાઈ જાય છે તેઓ પોતાના પેટમાં (દોઝખની) આગ (ના લાળા) ભરી રહ્યા છે; અને તેઓ ટૂંક સમયમાં ધગધગતી આગમાં દાખલ થશે.]



શરીઅતના અહકામ ઘણાં લોકોને ખબર છે. અમલ કરવા માટે અઝમ અને ઈરાદાની જરૂરત છે. ખાંડ, મેવો વગેરે બધું હાજર છે. ચુલો પણ સળગે છે અને આપ મારે ત્યાં હલવો માંગવા માટે આવ્યા છો ?!

## (૧૫૮)

## દીવાસળીને ઘસવા વગર આગ પેદા થતી નથી

આપ દારૂગોળાના ઢગલામાં પણ માત્ર દીવાસળી મૂકશો તો આગ ન લાગશે. જ્યાં સુધી દીવાસળીને ઘસવામાં ન આવે ત્યાં સુધી આગ પેદા થતી નથી.

આપણે આપણી ઝબાન ક્યાં સુધી ચલાવીશું ?!
આપ પોતે શા માટે હલવો પકાવી લેતા નથી ?

જે ચીઝ તમારામાં છે તે અમારામાં પણ છે.
કુર્આન અને હદીસ આપના ઘરમાં પણ છે.
એને કેમ અનુસરતા નથી ?

(૧૫૯)

**જો દવાઓ અને ખોરાકમાં સેંકડો વરસોથી તે જ તાસીર છે તો નમાઝમાં કેમ ન હશે !**

દવાઓ અને ખોરાકમાં જે તાસીર અને સ્વાદ સેંકડો વરસો પહેલાં હતાં તે જ આજે પણ છે.

નમક (મીઠું Salt) અને મરચાંમાં જે તીખાશ વરસો પહેલાં હતી તે જ આજે પણ છે. આજે પણ એને મોઢામાં મૂકવાથી મોઢામાં આગ જેવી લાગી જાય છે.

તો નમાઝમાં જે તાસીર તેરસો (૧૩૦૦) વરસ પહેલાં હતી તે આજે કેમ નથી ?!

કહેવામાં આવ્યું હતું.

**'ઈન્નસ્સલા-ત તન્હા અનિલ ફહશાઈ વલ મુન્કર.'**

**(સૂરએ 'અનકબૂત', આયત : ૪૫)**

[બેશક નમાઝ નિર્લજ્જતા અને અયોગ્ય કામોથી અટકાવે છે.]

◆

આ ખાસિય્યત નમાઝમાં આજે પણ હોવી જોઈએ.

◆

## (૧૬૦)

## ગૈર મુસ્લિમ પણ નમાઝ અને મસ્જિદનો મરતબો જાણે છે

ગૈર મુસ્લિમ પણ નમાઝ અને મસ્જિદનો મરતબો જાણે છે; અને સમજે છે કે એ પાક ચીઝો છે.

અહીં (ભોપાલમાં) અમારી મસ્જિદમાં એક મુઅઝ્ઝિન હતા. બીચારા અઝાન અને નમાઝના પાબંદ હતા પરંતુ અખ્લાકમાં કોઈ ફેરફાર અને તરક્કી થઈ ન હતી.

મસ્જિદની પાસે એક ફૂલદાર ઝાડ હતું. એમાં ફૂલ ઘણાં સુંદર આવતા હતાં. મેં કહ્યું કે,

'ધ્યાન રાખજો ! કોઈ આ ફૂલ ન તોડે.'

એક દિવસે એક આહિર (રબારી) કોઈક જરૂરતના કારણે ફૂલ તોડવા લાગ્યો. મુઅઝ્ઝિને તેને ગાળ આપી.

આહિર કહેવા લાગ્યો,

'મિયાં ! અત્યારે જ મસ્જિદમાંથી નીકળ્યા છો. ગાળ ન બકો !'

## (૧૬૧)

## કેટલાક આલિમોને ત્યાં પણ ફરાઈઝ અને અહકામથી બેપરવાહી છે

ફરમાવ્યું,

કેટલાક આલિમો એવા છે કે તેમના ઘરોમાં ફરાઈઝ અને અહકામની વાતો જ થતી નથી અને તેમની ઔલાદ સુદ્ધાં (શરીઅતની) જરૂરી વાતોથી અજાણ હોય છે.

એક મૌલવીના દામાદ અમારે ત્યાં ઘરેણાં અને રોકડ રકમ અમાનત તરીકે મૂકી જતા હતા. કેટલીક વખતે મોટી રકમ થઈ જતી હતી.

એક વખતે મેં તેમને પૂછયું કે,

'શું તમે આ માલની ઝકાત પણ કાઢો છો ?'

તેણે ખૂબ જ સાદગીથી કહ્યું કે,

'એની તો કદી ઘરમાં કોઈ વાત જ ન થઈ !'

ઝકાત અને તેની આલિમના ઘરમાં કોઈ વાત જ ન થાય ?! એના અનુસંધાનમાં મને એક ગમ્મતની વાત યાદ આવી ગઈ.

મારા વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને મુંબઈના એક વેપારીએ મસ્જિદનો પાયાનો પથ્થર મૂકવાના માટે મુંબઈની દઅવત આપી. વાલિદ સાહબની પ્રકૃતિ (સ્વભાવ)માં જલાલની સાથે જ સાદગી પણ ઘણી હતી. વેપારીને જાણ કરવા વગર જ મુંબઈ તશરીફ લઈ ગયા. અમે પણ સાથે હતા.

ભાઈ સાહબ મરહૂમના સાસરાના એક સગા ઘણો સમય અમારે ત્યાં રહ્યા હતા. તેઓ હવે મુંબઈમાં રહેતા હતા. તેમણે અમને જોઈ લીધા. ખૂબ આગ્રહ કરવા લાગ્યા કે અમારા ઘરે તશરીફ લાવો. અમને ઘર બેઠા દૌલત મળી ગઈ છે. આપ કયાં અહીં મુંબઈ આવતે અને અમારે ત્યાં તશરીફ લાવતે !

વાલિદ સાહબે ટાળવા માટે કારણ રજૂ કર્યું કે અમને

ફલાણા સાહબે બોલાવ્યા છે. અમે ત્યાં જ જઈશું. પરંતુ તે ન માન્યા અને આગ્રહ કર્યો કે ઓછામાં ઓછા એક દિવસ માટે અમારે ત્યાં તશરીફ લાવો.

અમે લોકો તેમના ઘરે પહોંચ્યા.

બધાં ચુપ ચાપ બેસી ગયા.

વાલિદ સાહબ પણ મુરાકિબ,
પેલો મેજબાન (દાવત આપનાર) પણ મુરાકિબ.
ખાવા-પીવાની કોઈ વાત જ નહીં !

જ્યારે ઘણું મોડું થઈ ગયું અને ભૂખ લાગી તો વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ બટવામાંથી એક ચલણી નોટ કાઢીને શફીઉલલાંહખાં સાહબને આપી. તેઓ અમારી સાથે જ હતા.

વાલિદ સાહબે તેમને કહ્યું કે,

'બજારથી ખાવાનું ખરીદીને લાવો.'

હવે પેલા મેજબાન ચોંકયા.

કહેવા લાગ્યા,

'ખાવાનું ? ખાવાની વ્યવસ્થા તો મારે કરવી જોઈતી હતી. મારું ઘર છે.'

શફીઉલ્લાહ સાહબ સહેજ ખંચકાયા.

વાલિદ સાહબે ફરમાવ્યું,

'એ તો મૂરખ છે. તમે મૂરખ ન બનો.'

શફીઉલ્લાહ સાહબ બજાર જઈને ખાવાનું ખરીદી લાવ્યા અને એ મેજબાને પણ અમારી સાથે બેસીને ખાધું !



એ જ કિસ્સો ઝકાતનો થયો.

બધું થતું રહ્યું પરંતુ ઝકાત જેવી મહત્વની ચીઝની વાત જ આલિમના ઘરમાં ન થઈ !

ઝકાતની વાત તો પેદા થયા ત્યારે જ આવી ગઈ હતી. એની વાત તો કલિમાની સાથે જ આવી ગઈ હતી.

એક બુઝુર્ગની પાસે જે કંઈ રકમ આવતી તે જરૂરતમંદ લોકોને આપી દેતા હતા. કદી પોતાના પાસે રાખતા ન હતા.

એક વખતે રકમ જમા કરવા માંડી !

ખાદિમો સમજયા કે હઝરતના વિચારો બદલાયા છે.

માલ જયારે ઝકાતને પાત્ર થયો ત્યારે ઝકાત અદા કરીને પછી બાકીનો બધો માલ ખૈરાત કરી દીધો.

ફરમાવ્યું કે,

'હું ઝકાત અદા કરવાની ફઝીલતથી મેહરૂમ હતો. અલ્હમ્દુલિલ્લાહ ! હવે એ સઆદત પણ હાસિલ થઈ ગઈ.'

તે પછી તેમણે કદી નાણાં જમા નહીં કર્યા.

આ છે ફર્ઝની અદાયગીની ફઝીલત !

**[પહેલો ભાગ સમાપ્ત]**

**મજલિસ ૧૩ થી ૨૮ નો સમાવેશ**
**ઈન્શાઅલ્લાહ બીજા ભાગમાં થશે.**